

# શ્રીજ્ઞાનસૂર્યોદય

## પૂર્વાર્ધ—દ્વિતીય ભાગ


કર્તા:—

ભક્તરાજ માણુકલાલ જમનાદાસ મહુલરિજી

(સુરત)



પ્રકાશક:—"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,

સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ—કોટ, મુંબઈ.



# શ્રીજ્ઞાનસૂર્યોદય

## પૂર્વાર્ધ—દ્વિતીય ભાગ


લખનાર:—

ભક્તરાજ માણેકલાલ જમનાદાસ મ્હેલારજી-(સુરત)



પ્રકાશક:—

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,

સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ-કોટ, મુંબઈ.

વિ. સં. ૧૯૮૪] [સને ૧૯૨૮.

પુસ્તક મળવાનું ઠેકાણું:—

ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ,
સાસુન બિલ્ડિંગ,
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ ૧.

બીજાં પુસ્તકો જાણવા માટે સૂચીપત્ર મંગાવો.





નટવરલાલ ઇચ્છારામ દેસાઇએ
"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ,
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ ૧માં છાપ્યું અને પ્રકટ કર્યું.

# પ્રકાશકનું નિવેદન



વિ. સં. ૧૯૮૩ ના વર્ષના "કૌમુદી" નામના ત્રિમાસિક પત્રમાં મારા પૂજ્ય તીર્થરૂપ સ્વ. પિતાશ્રીના રચેલા "ચન્દ્રકાંત" ગ્રન્થ સંબંધી થોડુંક લખવાનો પ્રસંગ આવેલો, ત્યારે મારા પિતાશ્રીએ મને કહેલી કેટલીક જૂની વાતોનું સ્મરણ થઈ આવ્યું; અને સત્ય સંકલ્પના સિદ્ધિ-દાતા પરમ કૃપાળુ પરમેશ્વરે આ વાતના બીજ ઉપર, તેની અતિ દયાનો વર્ષાદ વર્ષાવી તેને અંકુરિત કર્યું. તેની દયાળુતાનો વિચાર કરીએ છીએ ત્યારે હૃદય હર્ષાનંદથી ભરાઈ જાય છે. પ્રસંગની હકીકત આ પ્રમાણે છે. ચન્દ્રકાંત પુસ્તકનો પહેલો ભાગ અને બીજો ભાગ જ્યારે મારા પિતાશ્રીએ લખ્યો અને છપાવ્યો ત્યારે મારી વય નાની હતી, અને વિદ્યાભ્યાસમાં રોકાયલો હોવાથી એ વિષય તરફ મારું લક્ષ પણ નહોતું. પણ ઇ. સ. ૧૯૦૧ થી જ્યારે હું હાઇ સ્કુલના ઉપલા વર્ગોમાં હતો ત્યારે મારા પૂજ્ય પિતાશ્રીએ ચન્દ્રકાંત ભાગ ત્રીજો લખવાનો શરુ કર્યો હતો, પણ તેમને તે પછી હસ્તકંપ થવા લાગ્યો ત્યારથી તેઓ મોઢેથી લખાવે અને હું તે લખી લેતો. આમ રોજ રોજ થોડુ થોડુ લખાતું. આ લખી લેવાના કામમાં બીજા સહાયક અમારા ગુજરાતી પ્રેસના વિખ્યાત શાસ્ત્રી પ્રાણજીવન હરિહર પણ હતા.

તે પછી વડોદરા રાજ્યના કેળવણી ખાતાના એક અમલદાર, અને પિતાશ્રીના બાળપણાના મિત્ર રા. રા. છગનલાલ ઠાકોરદાસ મોદી ઉપર અમારી હાથની લખેલી કોપીઓ મોકલવામાં આવતી અને તેઓ સારા લહિયાઓ પાસે તેના ઉપરથી ફુલ્સકેપ કાગળના લાંબા અર્ધા ભાગ ઉપર તેની ચોખ્ખી નકલો કરાવીને પાછી મોકલતા અને તેના ડાબી બાજુપરના કોરા ભાગમાં વળી પાછો મારા પૂજ્ય પિતાશ્રી, પુષ્કળ સુધારો વધારો દુઃખતે હાથે પણ ધીમે ધીમે કરતા. આ સુધારા વધારાવાળી કોપી ઉપરથી વળી પાછી બીજીવાર ચોકખી નકલો પ્રેસ માટે કરાવવામાં આવતી અને તે ઉપરથી કંપોઝનું કામ થતું. કંપોઝની ગેલીમાં થોડો કંઈ સુધારો વધારો મારા પૂજ્ય પિતાશ્રી કરતા, અને એ

રીતે ધીમે ધીમે ચન્દ્રકાંતનો ત્રીજો ભાગ લગભગ આઠ વર્ષે છપાઇને બહાર પડ્યો હતો. આ પુસ્તકની પ્રસ્તાવના લખાવતી વખતે મારા પૂજ્ય પિતાશ્રીએ મને કહેલું કે, "હું જ્યારે નાનો હતો ત્યારે ઘણીવાર કોઈ સાધુ મહાત્મા સુરતમાં આવતા ત્યારે તેનું વ્યાખ્યાન કે પ્રવચન સાંભળવા જતો. તે વખતે મારી સાથે સોની ફળીઆમાં રહેતા એક ગૃહસ્થ રા. માણેકલાલ પણ આવતા અથવા તો માણેકલાલની સાથે હું જતો. એવી રીતે સંતોનાં વ્યાખ્યાનો અથવા પ્રવચનો સાંભળેલાં, તેના ઉપરથી ખીલવીને વાર્તાના રૂપમાં લોકરુચિને ગમે તેવા આકારમાં ગોઠવીને ચન્દ્રકાંત ભાગ પહેલાનો થોડોક ભાગ રચાયો છે." આ વિષય સંબંધમાં એમણે ત્રીજા ભાગની પ્રસ્તાવનામાં થોડોક ઉલ્લેખ કર્યો છે. આ વાત જ્યારે મને મારા પૂજ્ય પિતાશ્રીએ કહેલી ત્યારે તેમણે એટલું પણ કહેલું કે મજકુર માણેકલાલ મારા મિત્ર થાય છે, અને તેમને એક એવો સારો નિયમ છે કે જે વ્યાખ્યાન કે વાત સાંભળી આવે તેનો ઘરે જઇ ટુંકમાં સાર તેઓ લખી લે છે, અને તેવા સારનો તેમની પાસે એક મોટો સંગ્રહ થયેલો છે વગેરે. આજે જાણીને આનંદ થાય છે કે તેમના સંગ્રહના સારરૂપ આ "જ્ઞાનસૂર્યોદય"નાં સાતેક કિરણો પ્રકટ થયાં છે. રા. માણેકલાલ ઘણા નિસ્પૃહી છે, અને પરમેશ્વર જ તેનો યોગક્ષેમ ચલાવે છે વગેરે વાતો પિતાશ્રી સાથે થયેલી. આ વાત સાંભળીને મને રા. માણેકલાલને મળવાનું મન થયેલું, પણ પછી વાત વિસારે પડી ગઈ; ઘણી વખત સુરત આવ્યા ને ગયા પણ મળાયું નહિ અને હું તેમનું નામ સુદ્ધાં પણ ભૂલી ગયો; વર્ષોપર વર્ષો વીતી ગયાં. તેવામાં ચન્દ્રકાંત સંબંધી કંઇક લખવાનો પ્રસંગ, આરંભમાં જણાવ્યું તે પ્રમાણે આવ્યો. એટલામાં અમદાવાદવાળા સરકારી સેટલમેન્ટ ખાતાના એક સેવક રા. દુર્લભરામ જ્યેષ્ઠારામનો મુંબઇમાં ઘણા વરસે મારો મેળાપ થયો, અને તેમણે મને જણાવ્યું કે, "તમારા પિતાના બાલ્યકાળના મિત્ર રા. માણેકલાલ જમનાદાસ મ્હલારજી, જેઓ હજી પણ જીવે છે, તેને સુરતમાં મળોની. તેની પાસેથી તમને ઘણું જાણવા જેવું મળશે" ઈત્યાદિ. રા. માણેકલાલનું નામ સાંભળતાં જ ઘણાં વર્ષની તીર્થરૂપ પૂજ્ય પિતાશ્રીએ કહેલી વાત એકદમ સ્મૃતિમાં જાગૃત થઈ, અને સુરત જઈ તેમને મળવાની ઉત્કંઠા વધી. એટલામાં પ્રભુનું કરવું એવું થયું કે રા. માણેકલાલને મળવા માટે મારે એક સાધન પ્રાપ્ત થયું. થોડાક સમય ઉપર ચાલુ વર્ષમાં અમારા

કુટુંબના એક શુભેચ્છક અને મારા તીર્થરૂપ પિતાશ્રીના સલાહકાર અને સન્મિત્ર ડાકટર પોપટભાઈ પ્રભુરામને આં અમુક પુસ્તકનાં છપાયલાં પાનાંઓ અકસ્માત્ પ્રભુ ઇચ્છાએ જોવામાં આવ્યાં, અને મહેરબાન ડાકટર સાહેબ સાથે એ સંબંધમાં વાતચિત થતાં પરિસ્થિતિ સમજાઈ. મને તેમણે આ પુસ્તકનાં છુટાં ફારમો કઢાવી આપ્યાં, અને તે હું વાંચવા લઇ ગયો, તો તે મારી ભારે અજાયબી વચ્ચે જેની વાત મારા મનમાં અંતર્યામિની પ્રેરણાથી ઘુંટાતી હતી તેજ રા. માણેકલાલની કૃતિઓ જણાઇ. આ વાંચતાં મને હર્ષ થયો અને મારા નાના ભાઇઓને તે જણાવી, અને તેઓએ આ ફારમો ડાકટર સાહેબ પાસેથી વેચાતાં લેવાની સંમતિ આપી અને તે લેવાયાં. તે પછી મારે સુરત જવાનું થયું અને મારા પિતાશ્રીના જૂના મિત્રનું તેમના ઘરમાં દર્શન થયું; અને મારા પિતાશ્રીએ જેવું તેમનું વર્ણન કરેલું તેવું જ મેં નજરે જોયું. ભક્તરાજ તે વખતે સેવામાં હતા. તેમનું પાંચભૌતિક શરીર ૭૫ વર્ષનું હતું, છતાં નેત્રનું તેજ સારું હતું; પ્રાણાયામ આદિ ક્રિયાથી શરીરની યષ્ટિ દૃઢ ટકેલી હતી: અમે પ્રેમપૂર્વક મળ્યા; ઉપર લખેલી વાત વિસ્તારથી થઇ; તેમને પણ પોતાનાં રચેલાં પુસ્તકો કાળના ભક્ષ થતાં બચી ગયાના સમાચાર જાણી આનંદ થયો, અને અંતર્યામિ પરમેશ્વરની અગાધ દયાળુતા અને પ્રેરણા શક્તિનો વિચાર કરી ઇશ્વરની પ્રાર્થના કરી; તેમણે આ પુસ્તક માટે એક નાની પ્રસ્તાવના લખી આપવાનું કામ મારી વિનંતિ ઉપરથી સ્વીકાર્યું, અને જ્ઞાનસૂર્યોદય સીરીઝના બીજા છપાયલા ગ્રન્થો તેમણે મને ભેટ આપ્યા. તેમણે લખી આપેલી પ્રસ્તાવનામાં તેમના હૃદયોદ્ગાર છે, જે વાંચવાથી સમજાશે. આ રીતે મારા પૂજ્ય તીર્થરૂપ પિતાશ્રીના એક જૂના મિત્રનો મેળાપ, પિતાશ્રીએ કહેલી વાતનું સમર્થન, રા. રા. મુરબ્બી શ્રીછગનલાલ ઠાકોરદાસ મોદી સાહેબે પણ તે વાતનું કરાવેલું સ્મરણ અને પિતાશ્રીના મિત્રના નાશ પામતાં બે ત્રણ પુસ્તકોનો ઉદ્ધાર કરવાનું યત્કિંચિત્ પુણ્ય;—આ સર્વ વિષયનો વિચાર કરતાં પરમાત્માની કૃપા શિવાય કશું પણ બની આવતું નથી, એ રહસ્ય સમજાયું અને એ સર્વમાં અમો ભાઇઓ સાધનરૂપ થયા છીએ તે માટે પરમાત્માનો ઉપકાર માનીએ છીએ.

રા. માણેકલાલ જમનાદાસ મ્હલારજી સુરતમાં રહીને કેવળ સાધુજીવન ગાળે છે; તેઓએ સંન્યાસ ગ્રહણ કીધો નથી, પણ પાકા

ગૃહસ્થાશ્રમી છે; ગૃહસ્થ છતાં જીવનવૃત્તિ નિસ્પૃહી સાધુની છે. તેમને એ પુત્રો ઈશ્વરની કૃપાએ છે; અને ગુરુપ્રસાદ તરીકે તેમને બીજા માનસિક પુત્રો છે, જેમાંથી ત્રણેક પુત્રોનું પાલન કાર્ય અમારે હસ્તક ઈશ્વરેચ્છાએ આવ્યું છે. તેમણે પોતાની પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે "બ્રહ્મવિદ્યા અથવા જ્ઞાન એ કંઇ વેચવાની વસ્તુ નથી" તેમનું આ વક્તવ્ય સત્ય છે. સાધુ પુરુષો, મહાત્માઓ જે સદુપદેશ કરે છે તે અમૂલ્ય છે, અને તેઓ તેનું કશું મૂલ્ય લેતા નથી. પણ આ જ્ઞાન જ્યારે છપાયલા પુસ્તકમાં આરૂઢ થાય છે, અને તે દ્વારા પ્રચારમાં આવે છે ત્યારે તેને ક્રયવિક્રયનો કાયદો લાગુ પડે છે. એટલે ભક્તરાજ નિસ્પૃહ વૃત્તિ રાખી શકે છે, પણ પુસ્તક પ્રકાશનનું આર્થિક કામ કરનારા અમો તેવી વૃત્તિ રાખી શકતા નથી, તેનાં કારણો સ્પષ્ટ છે. જેમ ચારે આશ્રમોનો આધાર ગૃહસ્થાશ્રમ છે, તેમ ચાર પુરુષાર્થમાંથી એક મોક્ષ સિવાય ત્રણે પુરુષાર્થનો આધાર અર્થ છે; અને ધર્મ ન્યાયની રીતે અર્થનો ઉપયોગ કરવામાં આવવાથી તેમાં રહેલો દોષ લાગતો નથી, એવું મહર્ષિ ભગવાન્ વ્યાસજીનું વચન છે. આમ હોવાથી રા. માણેકલાલ અને સુજ્ઞ વાંચનારાઓ અમને પ્રકાશક અને વિક્રેતાને દોષમુક્ત ગણશે એવી આશા છે. સુરતમાં લોકોએ રા. માણેકલાલને તેમની સાધુવૃત્તિ જોઇને ભક્તરાજની ઉપાધિ આપી છે, તે તેમના સમાગમમાં આવનારને સાર્થક જણાયા વગર રહેતી નથી. તેમણે જે સંત મહાત્માઓનો પ્રસાદ એકઠો કરી રાખેલો છે, તેનો ઉપભોગ એકલાએ કર્યો નથી, પણ સર્વ લોકો માટે ખુલ્લો મુકયો છે; આ પ્રસાદમાંથી કણિકા લઇ કોઇ પણ વાંચનારનું મન સન્માર્ગે વળે તો અમે અમારો પ્રયાસ સફળ માનીશું.

મુંબઈ
અધિક શ્રાવણ
શુકલ પ્રતિપદા
૧૯૮૪.

નટવરલાલ ઇચ્છારામ દેશાઇ

## સદ્ગુરુ પરમાત્માનાં, સહૃદય શ્રદ્ધા, પ્રેમયુક્ત સ્તવન અને ગ્રંથાર્પણુ ભાવના સહિત (લેખક તરફની)

## પ્રસ્તાવના



સ્વૈશ્વર્ય, સર્વ સામર્થ્ય, જ્ઞાન, શ્રી, યશ, કીર્તિ, ક્ષમા, દયા, પ્રેમ, કૃપા, શાન્તિ વગેરે અસંખ્ય દૈવી સદ્ગુણોના મહોદધિરૂપ સર્વાંતર્યામિ સદ્ગુરુ પરમાત્માની અતકર્ય, અચિન્ત્ય, અકળ લીલા, નિરીક્ષણુ કરનાર તે પ્રભુશ્રીના અનન્ય, શરણુાગત, તત્સત્ચિદાનંદપદે અભેદત્વે સ્થિત ભક્તજનો, જ્ઞાની, ધ્યાની, યોગી, સંત, મહાત્મા આદિ દૈવી વિભૂતિઓને, ન્યૂનાધિક અંશે તે તે વ્યક્તિઓના અનુભવ જ્ઞાન અથવા બુદ્ધિવિભવ પ્રમાણે આશ્ચર્ય પ્રતીત થવા સંભવ છે, તો તેવા પૂજ્યજનોથી ઇતર અવિદ્યાગ્રસ્ત વિષયાસક્ત અજ્ઞ જનસમૂહને થાય, તેમાં તો શંકાને માટે અવકાશ જ નથી.

જ્ઞાનસૂર્યોદય મહાગ્રંથના પૂર્વાર્ધનો (આ) બીજો ભાગ આશરે ૭–૮ વર્ષ ઉપર છપાઇને તૈયાર થઈ રહેલો અને તે લાંબો વખત (બીજા ભાગનાં ફારમો) અંધારી કેદમાં રહીને અંતે તફરકે થઈ જવાની અણીપર આવ્યાં; પણુ તે અદૃષ્ટ, સર્વવ્યાપક, સર્વજ્ઞ સત્તાની અચિંત્ય શક્તિ અથવા પરમ કૃપાળુ સર્વેશ્વર શ્રીહરિની ભક્તવત્સલતા કેટલી અગમ્ય પ્રશંસનીય અને પ્રેમપૂર્ણુ છે તે કળી શકાય તેમ નથી.

મહાભારતના યુદ્ધ પ્રસંગે શ્રીકૃષ્ણુભગવાને પ્રતિજ્ઞા કરેલી કે એ યુદ્ધમાં હાથમાં હથીઆર લઇશ નહીં. અને એક તરફ ભીષ્મ જેવા સમર્થ ભક્તરાજે એવી પ્રતિજ્ઞા કરેલી કે, હું ભીષ્મ કયારે કે જ્યારે એવા એ ભગવાન્ પાસે હથીઆર લેવડાવું ત્યારે. યુદ્ધમાં અસહ્ય પરાક્રમથી ભીષ્મે અર્જુનને અતિશય ગભરાવીને પાડ્યો, તે જોતાં જ નિજભક્તના પ્રતિપાલક, સારથીરૂપે રથપર બિરાજેલા પ્રભુ, ત્યાંથી એકદમ કુદી પડી, પડેલા એક રથનું ચક્ર લઈ ભીષ્મ સામે દોડ્યા. તે પ્રભુને તેવા આવેશમાં વેગથી આવતા જોઇ ભીષ્મપિતામહે પોતાનાં હથીઆર દૂર ફેંકી દઈ પ્રભુ સામે હાથ જોડી બોલ્યા કે "આવો, આવો, પ્રભુ ! બહુ કૃપા કરી.

મને મારો ! બસ ! બસ !! હવે મેં તો હથીઆર છોડ્યાં. આપ ભક્તવત્સલ કેવા છે, તે પ્રત્યક્ષ બતાવી દીધું ! ધન્ય છે ! ધન્ય છે ! આપની પ્રતિજ્ઞા ખોટી થવા દીધી અને મારી–આપના ભક્તની સાચી કરી, એ આપ અનંત બ્રહ્માંડને સૃજનાર, પાલક અને સંહારક, ષડૈશ્વર્ય સંપન્ન પ્રભુની દયાળુતા, કૃપા અને ભક્તવત્સલતાનું માહાત્મ્ય કોણ વર્ણવી શકે એમ છે ? કોઇ નહીં.”

તાત્પર્ય કે, એ રીતે એક નાનામાં નાના અતીવ લઘુતમ અનન્ય બાલક (ભક્ત સંજ્ઞક) વ્યક્તિનો એટલો સંકલ્પાંશ ધુળમાં રગદોળાઇને રદ થઇ જતો બચાવી દઈ અંતિમ અણિ પ્રસંગે પણ કયાંથી, કેવો અને કેવા પ્રકારોથી ગુપ્તપણે યોગાન્યોગ મેળવી, સર્વાન્તર્યામિપણાથી અમુક અમુક વ્યકિતને જુદે પ્રકારે અંતરમાં રહી પ્રેરણા કરી, પ્રવૃત્તિ કરાવીને આપના બાલકનો રદ જતો સંકલ્પાંશ પણ તરાવી ઉપર આણ્યો. ધન્ય ! લેખકનો તો મૂળથી એવો નિશ્ચય જ હતો કે, બ્રહ્મવિદ્યા અથવા જ્ઞાન કંઇ વેચવાની વસ્તુ નથી, પણ દાન દેવાને માટે જ હોય; તેથી એ ગ્રંથપ્રસિદ્ધિથી કંઇ પણ મદદરૂપે તથા કીંમતરૂપે દ્રવ્ય આવે તે જુવાર લાવવાના કામમાં લેવાનું નથી. તેથી લાંબા વખતથી ધર્માર્થ ખાતું ચાલ્યું આવતું તેમાં (જે મદદની તથા કીંમત વગેરેની) રકમ આવે તે જમે થતી અને શ્રીપરમેશ્વર પ્રીત્યર્થે તેની સત્તા–સ્ફુર્તિપ્રદાન દ્વારા પ્રવૃત્તિ કરાઇને જે “જ્ઞાનસૂર્યોદય” વગેરેનો ભાગ પ્રસિદ્ધ થતો તેનો ખરચ ઉધારવામાં આવતો. આ રીતે હોવાથી લેખકને હાયવરાળ કે હદ ઉપરાંત ઇન્તેજારી, ફીકર, કે ચિંતા, જિજ્ઞાસા રાખવાનું કારણ ન હતું. જ્યાં સ્વાર્થ હોય છે ત્યાં જ હાયવરાળ, ભય, ગભરાટ, દોડાદોડ વગેરે હોય છે એ જગજાહેર વાત છે. બાલ્યાવસ્થામાં જ્યારથી સંતો, મહાત્માયોગી, જ્ઞાનીભક્ત, શિષ્ટ વૃદ્ધ પૂજ્ય વગેરે દૈવીજનોનો સમાગમ કરી, તેનાથી શ્રવણ કરેલું ઘેર આવી નોટબુકમાં નોંધી રાખતો, ત્યારથી જ એ વિચારનો જન્મ મારી બુદ્ધિમાં થયલો કે, આગળ એવા સમર્થ વિદ્વાન, અનુભવી, જ્ઞાતા, સમુદ્રોપમ સમ ગંભીર, શાન્ત, દાન્ત, ક્ષમાર્ણવ, શૂરવીર મહાપુરુષો મ્હને મળશે જ, એવો સંભવ અનુમાન કરી શકાતો નથી, તેથી મ્હને મનન કરી અભ્યાસને દૃઢ કરવા સારુ, તેમ જ સુજ્ઞ પાત્ર અધિકારીજનોનાં હિત માટે મારે આ નોંધ રાખી સંગ્રહ કરવો જરૂર છે. તે વિચારના પ્રકાશમાં મારી એ પ્રવૃત્તિ થઇ અને ષડ્રસ પકવાન્ન

ભોજ્ય, ચોષ્ય, તેમ પેય, લેહ્ય, એમ ચતુર્વિધ અમૃતમય ખાદ્ય પદાર્થો અથવા બીજી રીતે કહીએ તો હિરા, મોતી, માણેક, પાનાં, સ્પર્શમણિ, ચિંતામણિ, સ્ફટિકમણિ, જ્ઞાનમણિ, ચિન્મણિ, સુવર્ણ, રૌપ્ય વગેરે મહા મણિઓ રત્નો, ધાતુઓ વગેરેનો અર્થાત્ એવાં એ જ્ઞાનદ્રવ્યનો સંગ્રહ કરાશે તો ભાવીમાં મારાં પારમાર્થિક હિત માટે તથા જન કલ્યાણાર્થ પરોપકાર ભાવે છૂટથી વાપરીશું અથવા પીરસી દેવાશે એ આશયથી નોંધ લેવાની પ્રવૃત્તિ રખાયલી. તે નોટ બુકો (D. No 27 થી 113 સુધી) થયલી, તે સમુદ્રતુલ્ય જોઇ, તેનો સત્વ—સાર વાનપ્રસ્થ થયા પછી, નવ વરસે કાઢી, જ્ઞાનસૂર્યોદય નામજ કાયમ રાખી, છેવટે ૯ વરસે કલમ નીચે મુકી, તેજ ક્ષણે શ્રીપ્રભુએ મારો સંકલ્પ તો પૂર્ણ—સિદ્ધ થયાનું ભાન કરાવ્યું. હવે એને પીરસવાનું કામ એ વિશ્વનિયામક સત્તાનું છે. હાવે તો મને દ્રવ્ય આપી ગ્રંથપ્રસિદ્ધિદ્વારા પિરસાવે અથવા ગમે તેને પ્રેરણા કરી તે દ્વારા પિરસાવે. એમ વિચારી નિરાંતે બેઠો. બાદ ડોકટર નગીનદાસ માણેકલાલને, એમના પુત્રના પ્રથમ લગ્નપ્રસંગે વાત કરતાં તેમણે બીડું ઝડપી લઈ એમના તે વખતે બનાતા મિત્ર મોહનલાલ તે "સરસ્વતી" પ્રેસવાળાને 'આ બુક છાપી આપજે' એમ હુકમના રૂપમાં કહી, મારી પાસેનું matter (લખાણ) મંગાવી લીધું અને મુંબાઇમાં તે ડાકટરે તેને આપ્યું. મારી પાસેથી કશું પણ લેવાનું નથી એવું વચન અનેકવાર કહેલ છતાં દિવસ ઘણા ગુમાવી, છેવટ ત્રીજો ભાગ બતાવી મારી પાસેથી રૂ. ૨૦૦ લીધા અને ગ્રંથ છપાયો. મોહનલાલે આખો નહીં બાંધતાં (મોટો થઇ જશે એવું કહીને) અડધો બાંધી ભાગ ૧ ની બુકો ફક્ત ૪૦૦ મારા તરફ મોકલી અને ડોકટરે ૩૦૦ રાખી તેનું પોતાની ન્યાતમાં લેહેણું કીધું. હવે બીજો ભાગ બાંધવા ને તેમાં આગળ મુકવાને ભક્તિયોગનું લખાણ જોઇએ. તે મોકલવા ડોકટરને જે. પી. ના મેળાવડામાં પુછતાં પોતે હર્ષભેર બોલેલા કે "હા, હા, જલદી મોકલજો—બે ફીકર રહો. મોહનને આપી જલદી કરાવી દઇશ." તે મુજબ "મૅટર" આશરે દશેક ફારમ જેટલું *મોકલ્યું તે તેમણે મોહનલાલને મોકલી દીધું. પછી એ બેહુમાં વૈમનસ્ય થવાથી એ ગ્રંથ માટે કશી હીલચાલ થઇ નહીં, લેખકે ઘણીવાર પત્ર લખ્યા અને રુબરુ બેહુ સાહેબોને મળ્યા પણ દાદ મળી નહીં. "મારે શું" એટલા જ

* એ ભક્તિયોગનું દશેક ફારમ જેટલું લખાણ matter મૂળ પ્રેસપતિ મગનલાલ જયજીવન તરફથી પાછું મળ્યું નથી.

શબ્દના ઉદ્‌ગાર કાઢી હું તો મૌન રહ્યો, કેમકે સ્વાર્થ હતો નહિં તેથી રીતસર પ્રયત્ન કીધો અને "ખાઈ ગયા! રવડાવી નાખ્યું! મેહેનત પાણીમાં ગઈ!!" એવા કોઈ ઉદ્‌ગાર કાઢવા સાહસ કીધું નહીં. શ્રદ્ધા નહિં, કદર નહિં, ત્યાં દાદ કેવી રીતે મળે!! એમ વિચારી મારી વૃત્તિમાં પ્રસન્નતાને ખંડિત થવા ન દીધી. એ પછી મોહનલાલ ગુજરી ગયા. પ્રેસ વેચાઇ ગયું. એમના ભાઇ મગનલાલે નાદારી સ્વીકારી. ડૉ. પોપટ પરભુરામે પ્રેસ લીધું. છપાયલાં ફારમો કોઇ વોહરા વેપારીને રદ્દ કાગળોને ભાવે અલ્પ દ્રવ્યમાં આપવાની તૈયારી થઇ. એવામાં અદૃષ્ટ સત્તાની પ્રેરણાથી "ગુજરાતી" પ્રેસના માલીક, અમારા બાલ્યાવસ્થાના જુના મિત્ર શ્રીયુત ઇચ્છારામ સૂર્યરામના સુપુત્ર નટવરલાલભાઇ ત્યાં આવી ચઢ્યા. કાગળોને કાગળની દૃષ્ટિથીજ જોનારને તો તેજ જણાય પણ આ નટવરભાઇની દૃષ્ટિ તો દિવ્ય હોવાથી કાગળના ગર્ભમાં ઢંકાયલાં રત્નો એમણે જોયાં અને અમુક રૂપીઆ આપી બધો ઢગલો–જથો વેચાતો લઇ લીધો. એ પ્રમાણે લેખકે ઘણે વર્ષે જે વખતે (તારીખ ૮–૪–૨૮) એમનાથી સાંભળ્યું તે વખતે પરમાત્માની ભકતવત્સલતા, દયાળુત્વ, કૃપા, અનુગ્રહ, પ્રેમ વગેરેનું ભાન થયું અને વૃત્તિનો વેગ ઝળકી ઉઠ્યો તેનું ચિત્ર પ્રથમના ચાર પારેગ્રાફમાં ચિતરેલું છે.

શ્રદ્ધાયુક્ત ભગવદ્‌ભક્તિનિષ્ઠાસંપન્ન રા. રા. નટવરલાલભાઈ અને તેમના નાના ભાઇઓ જેઓ સુજ્ઞ, વિવેકી, દૈવી સંપત્તિ વિભૂષિત શ્રીયુત ઇચ્છારામ સૂર્યરામના સુપુત્રો છે, તેમની દૃષ્ટિની દિવ્યતા, પિતૃઆજ્ઞા પાલનમાં તત્પરતા, ગંભીરતા, સાત્ત્વિક નિર્મલ બુદ્ધિવિભવ, નમ્રતા, અને શિષ્ટો અને વૃદ્ધોમાં પૂજ્ય ભાવ જોઇને લેખકની વૃત્તિમાં પ્રસન્નતાનું ભાન થઈ જે ભવ્ય પ્રકાશ પડ્યો તે અજવાળામાં બેસી અંતર્યામિ સદ્‌ગુરુ પરમાત્મ કૃપાપ્રસાદનો વેગ બુદ્ધિમાં જેટલે અંશે જણાયો તે પ્રમાણે એ ફોના યંત્રમાંથી સ્વર (અવાજ) નિકળ્યો તેનું સ્થૂલરૂપ આ પ્રસ્તાવના રૂપે અપરોક્ષ કરી તે અનંતશક્તિસંપન્ન સદ્‌ગુરુ પરમાત્માને, આ ગ્રંથ, સપ્રેમ શ્રદ્ધાપૂર્વક અર્પણ કરી, અતીવ નમ્રભાવે, સપ્રેમ, સવિનય અનન્યત્વે, સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી વિરમાય છે.

જ્ઞાનસૂર્યોદય–પૂર્વાર્ધના પ્રથમ ભાગમાં જે પ્રસ્તાવના લખાયલી છે. [ તેમજ ઉત્તરાર્ધ ભાગ ૧ લો ( ભક્તિયોગ ) તથા પૂર્વાર્ધ ભાગ ૩ જો

ૐકાર સ્વરૂપ દર્શન વગેરે ગ્રંથો, આ પૂર્વાર્ધ ભાગ ૨ (ધર્મ વિષે) હાલ પ્રકટ થઈ પ્રકાશમાં આવ્યો તે દરમ્યાન પ્રસિદ્ધ થયલા તે સર્વમાં જે પ્રસ્તાવના લખાઇ છે તેમાંથી યોગ્ય જણાય અથવા ગણી શકાય તેટલું પણ જે હોય–] તે આ ગ્રંથની પ્રસ્તાવના રૂપે સમજી લેવું. તે પુનઃ અત્રે લખી વાંચક વીરનો કાળક્ષેપ કરાવવો સપ્રયોજન નહિ લાગવાથી વિશેષરૂપે જે કંઇ લખવા જેવું જણાયું તેજ અત્રે લખી અલં ગણ્યું છે. જે જિજ્ઞાસુ અને આગ્રહી સુજ્ઞ મહાશયોને તે પ્રસ્તાવનાગત ગ્રંથનો વિષય, પ્રયોજન વગેરે ચાર અનુબંધો, એ મહાગ્રંથનો જન્મ શા માટે, ક્યારે, શી રીતે, શાથી થયો તે, તથા અન્ય એ સંબંધી હકીકત જાણવાનું યોગ્ય અને જરૂરનું જણાય, તેમણે તે તે ગ્રંથોમાં જોઈ લેવા કૃપા કરવા નમ્રત્વે વિજ્ઞપ્તિ છે.

સુરત તા૦ ૧૧–૪–૨૮ બુધવાર
સંવત્ ૧૯૮૪ ચૈત્ર વદ ૬.

ભક્તરાજ માણેકલાલ જમનાદાસ
મહેતારજી

# ભક્તરાજનો સદુપદેશ

## ભક્તરાજ માણેકલાલ જમનાદાસ મ્હલારજીનાં રચેલાં કેટલાંક પુસ્તકો

*૧) શ્રીજ્ઞાનસૂર્યોદય-પૂર્વાર્ધ-ભાગ ૧ લો-(ભક્તિયોગ) ૨-૦-૦

*૨) શ્રીજ્ઞાનસૂર્યોદય-પૂર્વાર્ધ-ભાગ ૨ જો-(ધર્મ વિષે) ... ૧-૮-૦

૩) શ્રીજ્ઞાનસૂર્યોદય-પૂર્વાર્ધ-ભાગ ૩ જો-(ભક્તિયોગ અને ૐકાર સ્વરૂપ દર્શન) ... ... ... ૧-૦-૦

૪) શ્રીજ્ઞાનસૂર્યોદય-પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ-મધ્ય સંધિપ્રકાશ ... ૨-૧૦-૦

૫) શ્રીજ્ઞાનસૂર્યોદય-ઉત્તરાર્ધ-ભાગ ૧ લો-(જ્ઞાનયોગ) ... ૨-૦-૦

૬) શ્રીજ્ઞાનસૂર્યોદય-ઉત્તરાર્ધ-ભાગ ૨ જો-(પ્રસિદ્ધ થયેથી)

*૭) શ્રીભક્તરાજની પવિત્ર પુષ્પમાળા ... ... ૧-૮-૦

૮) બાળ શિક્ષણ અથવા શિશુ શિક્ષણ ... ... ૦-૫-૦

૯) શાન્તિ (ફ્રી ખાસ અધિકારી માટે)

૧૦) વૈશ્ય ધર્મનિરૂપણ ... ... ... ... ૦-૮-૦

૧૧) વિચાર મુક્તા ... ... ... ... ૦-૮-૦

૧૨) શાંતિ સુધારસ ... ... ... ... ૦-૪-૦

૧૩) સત્સુખ ... ... ... ... ... ૦-૬-૦

૧૪) માણિક્ય રત્ન મણિગણ માલિકા ... ... ૦-૫-૦

૧૫) મહા મણિમાલા ... ... ... ... ૦-૬-૦

* નં. ૧-૨ અને ૭ એ પુસ્તકો ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ, સાસુન બિલ્ડીંગ, સર્કલ, કોટ-મુંબઈ એ શરનામે લખવાથી મળશે, અને બીજાં પુસ્તકો કર્તા પાસેથી (સોની ફળીઆ, સુરત) લખવાથી સીલકમાં હશે ત્યાં સુધી મળશે.

# ॐ श्री सद्गुरवेपरमात्मनेनमोनमः

## ધર્મ વિષે.

### પ્રકરણ પેહેલું.

**ધર્મ સંગ્રહ વિષે**–

ધન સંગ્રહ થોડે થોડે કરવાથી મનુષ્ય જેમ લક્ષપતિ, કોટિપતિ અને પુણ્ય સંસ્કારવશાત્ અસંખ્ય દ્રવ્યપતિ બની જાય છે, કીડી પણ કણ સંગ્રહ કરીને જથ્થો જમાવે છે, તેમ,–ધર્મ પણ થોડે થોડે કરતાં ઉત્તમ પ્રકારે સધાય છે. સામાન્ય અને વિશેષ, એવા બે પ્રકારના ધર્મ છે તેને સાધારણ અને અસાધારણ એવાં નામ પણ આપી શકાય છે. જે ધર્મ વેદમાં નિશ્ચિત કરાયલો હોય તે માન્ય છે.

જે ધર્મ આચરવાથી કોઇને પ્રતિવાય ન આવે તેને સામાન્ય ધર્મ કહે છે.

**प्राणाघातान्निवृत्तिः परधनहरणेसंयमः सत्यवादी ।**
**कालेशक्त्या प्रदानं युवतिजनकथां मूकभावः परेषां ॥**
**तृष्णास्त्रोतो विभंगः गुरुषुचविनयः सर्वभूतानुकंपा ।**
**सामान्यः सर्वशास्त्रेष्वनुपहत विधिः श्रेयसांएषपंथाः ॥**

કોઇની હિંસા–પ્રાણઘાત ન કરવો, પરદ્રવ્યનું હરણ ન કરવું, સત્ય બોલવું, યથા કાળે યથા શક્તિદાન આપવું, પરસ્ત્રીઓની વાતોમાં મુંગા બની રહેવું, વિષયોની તૃષ્ણાના તાર નહીં લંબાવતાં તેને તોડી નાંખવી, ગુરૂજનોને વિષે વિનય રાખવો, પ્રાણી માત્ર ઉપર દયા રાખવી, એ બધા ધર્મ વિદ્વાનોએ કહેલ છે તે સર્વ શાસ્ત્રોમાં સામાન્ય છે–સરખી રીતે બધે કહેલા છે તે ધર્મ માર્ગ કલ્યાણ કરનારા છે.

શરીરથી કોઇને હણવો નહીં, વાણીથી કટુ વાક્ય પ્રહાર કરીને કોઇનું મન દુખાવવું નહીં, મનથી કોઈનું અનિષ્ટ ચિંતન કરવું નહીં. એવા અહિંસાના ત્રણ ભેદ છે. પણ **या वेदाविहिता हिंसा** એટલે, વેદમાં કહેલું હોય કે અમુક યજ્ઞમાં અમુક હિંસા કરવી, તે જોકે વેદવિહિત હોવાથી દોષજનક નથી, તોપણ તે રૂચી ઉપર છે. રૂચી ન હોય તે ન કરવું.

**अविवादी धनं यत्तु*** । વગર તકરારી જે ધન છે તેજ ધન સમજો. પારકું ધન હરણ કરવાની ઇચ્છા ન કરવી, અથવા કોઇને દુઃખ દઇને ગભરાવી સતાવીને લાવવું નહીં. સત્ય ભાષણ, પરંતુ જે સત્ય બોલવાથી કોઇનો ઘાત થતો હોય તે સત્ય નહીં જાણો-અસત્યજ સમજો.

સમય જોઇને શક્તિ પ્રમાણે દાન કરવું. **दारिद्र्यं अप्रदानेन तस्मात् दानप्रदो भवेत् ॥** નહીં આપવાથી દારિદ્ર આવે છે, માટે દાતા થવું. સ્થિતી પ્રમાણે કોડીનું દાન છતાં તે હજારો મોહોર તુલ્ય થાય છે.

વ્યવહારિક સુખ પણ અનિર્વચનીય છે. મુખે કહી શકાતું નથી, તો પરમ સુખ-આત્માનુભવ તો બહુ છેટે રહ્યો છે તે વાણીથી કહી ન શકાય, એમાં આશ્ચર્ય નથી. જમ્યાથી તૃપ્તિ થઇ, પણ તે સુખ કહેવાને શબ્દ નથી.

બાદશાહે બીરબલને ચાર વસ્તુ લાવી આપવાને ફરમાવ્યું, તે પ્રમાણે તે લાવ્યો. ૧ વેશ્યા, જે અહીં સુખ દેખે છે, પણ ત્યાં-પરલોકમાં તેને સુખ નથી. તેથી (અત્ર) છે અને (ત્યાં) નથી. ૨ સન્યાસી જેને અહીં સુખ નથી પણ (તપોબળ, યોગબળ, જ્ઞાન, શુભ ધર્મ કર્મ વગેરે પ્રતાપથી) ત્યાં સુખ છે. (**નથી અને છે.**) ૩ ત્રીજો ભીખારી બ્રાહ્મણ. એણે પૂર્વે દાન આપેલું ન હોવાથી અહીં પણ સુખ નથી અને અત્રે આપતો નથી તેથી ત્યાં પણ સુખ નથી. (નથી નથી ને નથી તે) અને ચોથો ધર્મિષ્ટ ગૃહસ્થ. પૂર્વે ખુબ આપેલું તેથી અહીં સુખ છે અને હાલ આપે છે તેથી તે સત્કૃતિથી ત્યાં સ્વર્ગાદિમાં પણ સુખ પામશે (છે છે ને છે, તે) **संतोष एवं परमं निधानं** સંતોષમાં ખરૂં સુખ છે. પરસ્ત્રીઓની કથા સંબંધમાં મુંગાપણું સ્વિકારે. તૃષ્ણાના પ્રવાહને તોડીને સંતુષ્ટ રહેવું. પૂજ્ય ગુરૂજનોમાં નમ્રતા રાખવી. **आत्मवत् सर्व भूतेषु** સર્વ પ્રાણીને પોતાના આત્મારૂપ જાણીને બધા ઉપર દયા રાખવી, તેજ વિશ્વરૂપ પરમાત્માની ઉપાસના છે. એટલા કલ્યાણના માગ બધા શાસ્ત્રોમાં સામાન્ય છે. અને વિશેષ, તે વર્ણાશ્રમ ધર્મ, જેનો જે હોય તે પાળે. ગ્રહસ્થ થઇને સન્યાસીનો ધર્મ જે પરધર્મ છે તે ન પાળે.

---

*अविवादीधनं यत्तु नैवात्तस्य विबाधनं ॥
परद्रव्येषुयेत्वंधाः परस्त्रीषु नपुंसकाः ॥
परापवादे ये मूकास्तेषां गंगापदेपदे ॥

તત્વજ્ઞાનથી અંતરનું દુઃખ જાય છે, બીજો ઉપાય નથી. તે જ્ઞાની મહાત્મા સર્વ દ્રશ્યજાળને મિથ્યા જુવે છે, છતાં તેમને દુઃખ તો થાય, પણ તે એવું કે, જેમ કોઇએ પથરો માર્યો તેથી માથું ફુટી લોહી નીકળ્યું અને વેદના થવા લાગી, પણ પથરો નીચે પડતાં સુવર્ણનો થઇ ગયો (અથવા સુનાનો હતો તે જાયો) તે જોતાંજ આહાહા!! થઇ ગયું; અને લોહી–વેદના ભુલાઇ ગયા જેવું થયું, તેવી રીતે તે મહાત્માને થાય છે. અંતરની વેદના તેની એમ જાય છે. અર્થાત્ તેને પણ સુખ દુઃખ થાય છે પણ તે પેલા સુનાનો પથર જોનાર જેવું.

**ધર્મનો ત્યાગ ન કરવા વિષે.**

**नजातुकामान्नभयान्नलोभात् जीवोनित्योहेतु**०×× કામ વશ થઇને ધર્મનો ત્યાગ કરવો નહીં જોઇએ, રાજાના ભયથી તથા દ્રવ્યના લોભથી પણ ધર્મ છોડવો નહીં. અરે! **जीवितस्यापिहेतोः** જીવનને માટે પણ ધર્મ નહીં ત્યજવો. કેમકે **धर्मोनित्यः** ધર્મ નિત્ય છે. વાસ્તવે ધર્મ નામ પરબ્રહ્મનુંજ છે, પણ તે સ્વધર્મ સેવનથી તે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે; માટે તે હેતુરૂપ–સાધનભૂત કર્મને પણ ધર્મ કહે છે. સુખ દુઃખ તો આજે છે ને કાલે નથી, જીવ તો નિત્ય છે, અને જીવનનો હેતુ–કારણ તો અનિત્ય છે; તે કામ ધંધો દ્રવ્ય વગેરે છે. જીવાત્મા, એ નામનો હેતુ અવિદ્યા છે તેજ સુખદુઃખાદિનું કારણ છે, તે અનિત્ય છે. જીવ તદ્રૂપ થવાથી–શિવસ્વરૂપે થતાં નિત્ય છે. માટે નિત્ય એવો ધર્મ છોડીને અનિત્યનો સંગ્રહ ન કરવો. ધર્મ જે પરમાત્મા છે તેમાં અખંડ ચિત્ત રાખે તો–સંતોષ ધારણ કરવાથી ચિંતા દૂર થાય છે. સંતોષી જનને થોડું મળે તોપણ રાજા કરતાં તે ઘણો સુખી છે.

વિશેષ ધર્મવિષે કહેવાય છે કે, ચાર વર્ણમાં બ્રાહ્મણનાં છ કર્મ છે. વેદાદિ સત્શાસ્ત્રોનું અધ્યયન કરવુ અને કરાવવું; યજન કરવું કરાવવુ; દાન લેવું અને આપવું. તેમાં ત્રણ કર્મ કરાવવાનાં છે તેનાથી જીવન ચલાવવું. આપત્કાળના ધર્મ જુદા છે, તેથીજ આપત્કાળને લીધે દ્રોણાચાર્યે ક્ષત્રીનો ધર્મ સ્વિકારી યુદ્ધ કરેલું. ક્ષત્રીના ત્રણ કર્મ; પ્રજાનું રક્ષણ કરવું, દાન કરવું, યજ્ઞ કરવા. વૈશનાં ત્રણ કર્મ,–ગઉ વગેરે પશુનું પાલન કરવું, દાન કરવું, ઇજ્યા–યજ્ઞ કરવા. અધ્યયન કરવાનું તે ત્રણે વર્ણને સમાન સરખુંજ છે. વૈશે વ્યાપાર કરવા, વ્યાજ વગેરેથી જીવન ચલાવવું, ખેતીથી

ધનની વૃદ્ધિ કરવી (વૈશધર્મ નિરૂપણ ગ્રંથ જોવો. તથા ગીતા અ. ૧૮) અને શૂદ્રે ત્રણ વર્ણની સેવા કરવી.

જેનામાં ૫ વર્ગ છે તે પુમાન એટલે પુરૂષ છે. જેમાં ૫ વર્ગ નહીં, તે પુમાન–પુરૂષ નહીં પણ સ્ત્રી અગર પંઢ માનો.

**पुण्यक्रिया च फल निस्पृहत्वं, बोधोविशुद्धोह्यथ भक्ति योगः।**
**मोक्ष क्रमेणेति तु पंच वर्ग, सोऽयं पुमान्स्यात् इतिमेमतं स्यातः॥**

પુણ્યની ક્રિયા-ધર્મની ક્રિયા કરે, અને તેમાં ફળની સ્પૃહા નહીં રાખે.. **कर्मण्येवाधिकारस्ते मा फलेषुकदाचन ॥ मा कर्म फल हेतुर्भूर्माते संगोस्त्व-कर्मणि ॥** શ્રીભગવાને અર્જુનને કહ્યું કે, તારો તો કર્મ કરવામાંજ અધિકાર છે, તેથી કર્તવ્ય કર્યાં જા, પણ ફળની ઇચ્છા કદાપિ નહીં રાખ. તે કશું ત્હારે જોવાનું નથી. કર્મ કરી બ્રહ્મર્પણ કરી દે; તું કર્મફળને માટે કારણ-હેતુ નહીં થા. કેમકે વાસનાનો જેમ જેમ તને અભાવ થતો જશે, તેમ તેમ સંસારનો અભાવ થશે. માટે **अकर्मणि** કર્મ નહીં કરવામાં તને આશક્તિ નહીં થાય. એ રીતે ફલાશક્તિ રહિત પુણ્ય ક્રિયા કરવાથી અંતઃકરણ શુદ્ધ થઇને વિશુદ્ધ-નિર્મળ બોધ (જ્ઞાન) પ્રાપ્ત થશે. ત્યારે સતત-તૈલધારાવત્-બ્રહ્માકાર પ્રત્યય (વૃત્તિ બ્રહ્માકાર) થશે, એટલે ભક્તિ યોગ આવશે. તે ક્રમે કરીને મોક્ષ પ્રાપ્ત થશે. એવી રીતે મોક્ષ પ્રાપ્ત કરવા પુરૂષાર્થ કરનારનેજ હમે પુમાન્–પુરૂષ કહીએ છીએ.

મહાવીર હનુમાનજીને સમુદ્રનું ઉલ્લંઘન કરી, લંકામાં પ્રવેશ કરવા સારૂ, પાર જતાં માર્ગમાં જેમ ઘણાં વિઘ્નો નડયાં હતાં છતાં, સ્વપુરૂષાર્થથી તેને મારી હઠાવી પાર પોંહોંચી સુવર્ણપુરીમાં પ્રવેશ કરી શકયા હતા, તેમ સુવર્ણપુરીરૂપ તે સચ્ચિદાનંદ ઘન પરબ્રહ્મ તત્વ જ્ઞાન ધામમાં પ્રવેશવા સારૂ આ સંસાર સમુદ્રને પાર જનારને પણ વ્યવ-હાર માર્ગમાં અનેક વિઘ્નો આડાં આવેછે; તેને મારી હઠાવી આગળ વધ્યા જવાનું જેનામાં બળ–સામર્થ્ય હોય છે તે મારૂતી માફક વીર પુરૂષજ નિર્ભયપણે ભવપાર પોંહોંચી તત્વ જ્ઞાનાનુભવરૂપ હદ બેહદ રહિત અનંત ચિદ્‌ઘનસ્વરૂપે અભેદભાવે પ્રવેશી શાશ્વતિ શાંતિ મેળવી શકેછે.

રાજા સુગ્રીવની આજ્ઞા માથે ચડાવીને મારૂતી જેમ શ્રી સીતા–જાનકીની શોધ માટે નિકળ્યા હતા, તેમ, સુગ્રીવ એટલે વેદશાસ્ત્રનાં જ્ઞાનથી જેની ગ્રીવા (ડોકી)સુષ્ટુ (સારી રીતે) શોભે છે એવા સારી

ગ્રીવાવાળા મહાત્મા સદ્‌ગુરૂ મહારાજાની આજ્ઞા વચન જેણે ધારણ કીધાં છે, તેજ સંસાર સમુદ્ર પાર જઇ અશોકવનરૂપ આનંદ બાગમાં બ્રહ્મવિદ્યારૂપ સીતાનાં દરશન કરી કૃતાર્થ થાય છે. જે એવા અશોકવનમાં ગયો તેને મોક્ષમાં વિલંબ નથી.

વૃત્તિ વૃત્તિમાં ફેર છેઃ—એક બ્રાહ્મણ પરગામ જતાં બહુજ તૃષા લાગવાથી નજીકનાં ગામમાં ગયો. બ્રાહ્મણનાં ઘર પુછી જયાં જાય ત્યાં બધા એમજ પ્રશ્ન પુછેછે કે, કયાંથી આવ્યા મહારાજ? પરંતુ ભોજનનું કે પાણીનું કોઇ પુછતું નથી. છેવટે જયારે એક બ્રાહ્મણને ઘેર જઇ બુમ પાડી કે ઘરમાં કોણ છે? એક ડોસી બહાર આવી. અને તેણે પણ એવુંજ પુછયું કે, કયાંથી આવ્યા, મહારાજ? તાપથી તપી રહેલો, બધે એજ પ્રશ્ન થાય, તેથી અકળાઇ બોલ્યો કે, મસાણમાંથી (આવ્યા.) તે સાંભળી ડોસી પુછેછે કે, મારી છોકરી છ મહીના થયા ગઇ છે તે તમને મળી? બ્રાહ્મણે આ ભોળી જોઇને "ઠીક તાલ છે" એમ વિચારી કહ્યું કે, તેણેજ મને મોકલ્યો છે. તેણે ઘરેણાંનો દાબડો અને કીમતી સારાં લુગડાં માગ્યાં છે. ડોસી બોલી, મારે શું કામનાં છે, બચારી પેહેરશે. એમ કહી બધું લાવી આપ્યું. જુવો, હવે પેલો બ્રા૦ ભુખ્યો અને તરસ્યો છતાં એકદમ ચાલવાજ માંડયું. (આ પ્રત્યક્ષ જુવો કે તત્કાળ વૃત્તિમાં કેવો ફેરફાર થઈ ગયો). ચાર ગાઉ જઇ બેઠો. અહીં બે ઘડી પછી ડોસીનો છોકરો બહારથી ઘરમાં આવ્યો. ડોસીએ હરખથી વાત કહી તે સાંભળી છોકરો કહે, અરેરે, માજી એ શું કામ કીધું. તરત ઉઠી ઘોડીપર બેસી દોડયો. દૂરથી જોઇને બ્રાહ્મણ ખેતરમાં ભરાઇ ગયો. ત્યાંના ખેડુતને કહે બહુ તરસ લાગી છે, પાણી લાવ. તે કહે. હમારા હાથનું બ્રાહ્મણને ન ખપે. બ્રાહ્મણ કહે, આ મારો પોશાક પેહેરી કુવેથી લાવ, હું ખેતર સાચવીશ. આખર તે ગયો, એટલે પેલો ડોસીનો છોકરો આવ્યો તેણે પુછયું. તેને પેલા ઠગે કહ્યું કે, પેલો બ્રાહ્મણ કુવે ગયોછે માટે ઘોડા અહીં બાંધી દોડી પકડ. તેથી ઘોડીને ત્યાં ઉભી રાખી પાછળ દોડયો. તે ગયો કે આ ઠગ ઘોડીપર બેસી ન્હાસી ગયો. ખેડુત પાસે જઇ પુછતાં બધી હકીકત સાંભળી. તરત ચેત્યો કે ઠગતો નાઠો અને ઘોડી પણ ગઇ. થાકીને ઘેર આવ્યો. ડોસીએ પુછયું. તેણે કહ્યું કે, માજી! તમે આપ્યું સોતો વાકુ પડા થોડા, તેથી હમનેભિ દે દિયા ઘોડા. તાત્પર્ય કે, બ્રાહ્મણને કેટલી સખત ક્ષુધા અને તૃષા લાગેલી છતાં કેટલી તગડ વેઠી કેવા આનંદથી કેટલી ખુશીથી વળો ગયો. એ વૃત્તિનો ફેરફાર

જે રીતે છે, તે રીતેજ આત્મ સુખ જેને હાથ લાગ્યું (મળ્યું) છે, એવા મહાત્મા ભુખ તરસ વગેરેનાં અનેક દુઃખોને ભુલી જાય છે અને ઠગના પણ ઠગ બની–કામ, ક્રોધ, લોભ, મોહમદાદિના રાજા મુખ્ય કામને બુદ્ધિ ચાતુર્ય–સંયમ તપ વિવેક વૈરાગ્ય દિથી છક્કડ મારી છેતરી પોતાના ગંતવ્યમાર્ગે (બ્રહ્માત્મૈકયાનુભવરૂપમાર્ગે) ચાલ્યો જાય છે. એ વૃત્તિ વૃત્તિમાં ફેર છે.

ઉત્પત્તિ, પ્રલય, વિદ્યા, અવિદ્યા, સૃષ્ટિ કયાંથી આવે છે અને કયાં જાય છે, એ છ જેને જ્ઞાત છે, અથવા **भग** એટલે ઐશ્વર્ય છ પ્રકારનાંથી જે સંપન્ન છે તે **भगवान** કહેવાય છે. **ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः॥** પાપકર્મ ક્ષય થાય ત્યારે પુરૂષને જ્ઞાન થાય છે. **तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ॥** તેટલા માટે કરવા યોગ્ય કર્મને તું નિરંતર આસક્તિ (ફળની ઇચ્છા તથા મમત્વ) છોડીને સમ્યક પ્રકારે (વિધીથી) આચરણ કર. **असक्तोह्याचरन् कर्म परमाप्नोति पूरुषः ॥** આસક્તિ છોડીને કર્મ કરનાર પરમ પુરૂષ (પરમાત્મા) ને પામે છે. **कर्मणैवाहिसंसिद्धिमास्थिता-जनकादयः ॥** કર્મે કરીનેજ જનકાદિ સંસિદ્ધિને પામ્યા છે. જનકાદિ જ્ઞાની હતા એમ કહો તો લોક સંગ્રહ માટે કર્મ કરતા હતા. જ્ઞાનોત્તર કાલમાં જે કર્મ થાય છે તે આભાસરૂપ હોય છે, કેમકે તેને કર્મ સાથે પ્રયોજન નથી, તે છતાં કરે તેથી કાંઇ પ્રતિબંધ નથી. અજ્ઞાની લોક, તે શ્રેષ્ઠ–જ્ઞાનીનો આચાર જુવે, તેને તેઓ અનુસરે છે; **यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरोजनाः ॥** તેથી તેઓ કર્મ કરે છે, બાકી જ્ઞાનોત્તર કાળમાં કર્મ સાથે તે (જ્ઞાની) ને તો સંબંધ નથી. તેમ, તું જો જ્ઞાની હોય તો લોક સંગ્રહ માટે કર્મ કર. હવે જો એમ કહો કે, જનકાદિક અજ્ઞાની હતા, તો કર્મ કરતા હતા તેથી અંતઃકરણ શુદ્ધિદ્વારા જ્ઞાનસિદ્ધિ પ્રાપ્ત કરી. તેમ, તું પણ જો અજ્ઞાની હોય તો જ્ઞાનસિદ્ધિ માટે અંતઃ શુદ્ધિ થવા કર્મ કર.

ધર્મરૂપ કામધેનુ છે. ગાયના જેમ ચાર પગ છે તેમ તે ધર્મ (કામધેનુ) ના ચાર પાદ છે; તેથી ચતુષ્પાદ ધર્મ આચરવો જોઇએ. સત્ય, તપ, દયા અને દાન, એ ચાર પાદ છે. ગાયનો એક પગ તુટેલો હોય તોપણ કેટલી ખામી–મુશીબત પડે છે. તેમ ધર્મના ચાર પાદમાં એક પાદ પણ ન્યૂન હોય તો તેવુંજ સમજવું.

અસાધારણ એવા જે વર્ણાશ્રમ ધર્મ છે તે ચાર પાદ યુક્ત આચરણ કરવા.

સર્વ જગત્ સત્યમાંજ પ્રતિષ્ઠિત છે. સૂર્ય ચંદ્ર વગેરે છે તે સત્ય વડેજ તપે-પ્રકાશેછે. પૃથ્વી સત્ય વડેજ વિશ્વને ધારણ કરેછે. તપ,—શીતોષ્ણાદિ ક્ષુધા તૃષા સહન કરવાં તે તપ છે. દુર્વાસા વિશ્વામિત્રાદિ તપોબળ યુક્ત હતા. જગતરૂપ કાર્ય છે તે તપરૂપ કારણમાં સ્થિત છે. દયા,–સર્વભૂતોમાં દયા. જે શમ દમ યુક્ત હોય તેમાં દયા હોય છે. પ્રમત્ત ઇંદ્રિઓ વિષયોમાં દોડેછે તેને, વિષયોમાં દોષ દ્રષ્ટિથી દમન કરવી, તે દમ, અને મનમાં વિષયોની ઇચ્છા ન થવી, તે શમ. રોગીઓને જેમ વિષયોની ઇચ્છા થતી નથી, તેવી રીતે આરોગ્ય માણસને તે ઇચ્છા ન થાય તો તે શમ છે. શમવાળા રૂષિ મહાત્માઓની સમીપ વાતાવરણમાં સિંહ સર્પાદિમાંથી (હિંસક સ્વભાવ રૂપ) પાપકર્મની ઇચ્છા નષ્ટ થઇ જાય છે. ગમે તેવો ક્રોધાવેશમાં તપીને આવેલો પણ કાંઇ બોલીજ શકતો નથી. શમવાળા પુરૂષને બેઉ લોકમાં સુખ છે.

જ્યાં શમ દમ હોય ત્યાં દયા છે. (એ અન્વય) અને જ્યાં શમ દમ નથી ત્યાં દયા નથી (એવ્યતિરેક). કદાપિ તેવાનામાં પણ દયા હોય તો માત્ર દયાભાસજ સમજવો. એવો શમ દમવાળો હોય તે સર્વભૂત-પ્રાણીમાં દયા ધારણ કરે (રાખે). દાન,–વાગ્દાન, બુદ્ધિદાન, ધનદાન, વિદ્યાદાન, અન્નદાન, જળદાન, કન્યાદાન, અભયદાન, પ્રાણદાન, વગેરે પ્રકાર છે. ઉપદેશ કરવો, તે વાગ્દાન; સદ્બુદ્ધિ (સારી અક્કલશિખામણ) આપવી; તે બુદ્ધિદાન; વગેરે અનેક પ્રકારનાં દાન વિષે સમજી લેવું. ધર્મ રાજાએ યક્ષે પુછેલા પ્રશ્નના ઉત્તરમાં કહ્યું છે કે, બ્રાહ્મણને શા માટે દાન કરવું? પરલોક પ્રાપ્તિ માટે....વેશ્યાને આપવું, તે માત્ર કીર્તિ માટે, નોકરોને આપવું તે, ભરણ પોશણ માટે, તથા રાજાને આપવું તે, ભયથી રક્ષા માટે છે. રાજા કરણે મરણની સ્પૃહા ન રાખતાં, ઇંદ્ર જે કે બ્રાહ્મણ વેશે યાચના કરવા આવેલો તેને કવચકુંડલ આપી દીધેલાં, જન્મ સાથેજ એટલે કવચકુંડલ સાથેજ જન્મેલો તેથી ચામડી કાપી કાઢીને આપેલાં. સૂર્યે સ્વપ્નમાં આવી સુચના કરેલી કે ઇંદ્રરાજા તારી પાસે માગવા આવશે તેને આપતો નહિ. તે વખતે કર્ણે કહેલું કે, આપ પિતા છો, આપને એમ કહી દાન આપતો મને રોકવો યોગ્ય નથી. **दानेन प्राप्यते लोको, दानेन सुखमनुष्यते ॥** પિતાજી! દાને કરીને ઉત્તમ લોક મળે છે અને સુખ મળે છે. યાચના બહુ ખરાબ છે. હે તાત! **मरणे यानि चिन्हानि, तानि चिन्हानि याचके ॥** મરણ વખતે જે ચિન્હો

હોય છે, તેજ બધાં યાચકમાં હોય છે. સર્વ દેવોનો પતિ મારી પાસે યાચના કરે તો તેની કામના પૂર્ણ કરૂં, અતિથી મારી પાસેથી ખાલી નહીં જશે. અતિથી જો ખાલી જાય તો **पुण्यमादाय गच्छति** મારૂં પુણ્ય તે લઇ જાય. હું તેને ના કહું તે કરતાં મરવું બેહેતર છે. પછી છેવટે સૂર્યે કહ્યું કે, ભલે, પણ વાસવી શક્તિ માગી લેજે. એવા કર્ણ રાજાની માફક બલિરાજા, શિબીરાજા, પણ મોટા દાનદાતા હતા.

**अजरामरवत् प्राज्ञो** હું તો અજર અમર છું, એમ સમજીને વિદ્યા સંપાદન કરવી, તથા અર્થ (ધન) મેળવવું; પરંતુ ધર્મનું અનુષ્ઠાન કરતી વખતે એમ સમજવું કે, મૃત્યુએ મારા બાલ પકડ્યા છે, એમ માની ત્વરાથી તે ધર્મકાર્ય કરવું. જન્મ વીતી જશે તો એવો વખત નહીં આવે, ધર્મ કાર્ય, આસક્તિ રહિત થઇ કરતાં ચિત્ત શુદ્ધ થયેથી સીતારૂપ બ્રહ્મવિદ્યા કૃપા થશે તો, મારૂતિ જેવા ઉતમ અધિકારીને આત્મતત્વરૂપ ચૂડામણિ હાથ લાગશે.

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभतेनरः ।**
**स्वकर्म निरतः सिद्धिं यथाविंदति तत् श्रृणु ॥** (ગીતા.)

પોતપોતાનાં કર્મમાં અભિરત રહેનાર સંસિદ્ધિ મેળવે છે. અધર્મનો ત્યાગ કરવો તે સાથે તેની પાંચ શાખાનો પણ ત્યાગ કરવો જોઇએ. **धर्मबाधो विधर्मस्यात्** વિધર્મ, પરધર્મ, ઉપધર્મ, ઉપમા-છલ અને આભાસ એ પાંચ શાખા છે. ધર્મ સમજીને કરેછે પણ તેથી ધર્મનો બાધ થતો હોય તો તે વિધર્મ કહેવાયછે. **परधर्मोऽन्य चोदितः॥** બીજાના વર્ણા-શ્રમના ઉદ્દેશથી જે કર્મનું વિધાન છે તેનું આચરણ કરે, એટલે પોતાનાં સ્વકર્મ છોડીને બીજા વર્ણાશ્રમનાં કર્મ કરે, તે પરધર્મ. જેમકે રાજસૂય યજ્ઞતો ક્ષત્રી રાજાજ કરે, બ્રાહ્મણથી ન કરાય, છતાં બ્રા૦ કરે તો તે પરધર્મ કહેવાય. **उपधर्मस्तु पाखंडः** ધર્મની ઉપમા માત્ર, પણ જે વાસ્તવે ધર્મ નહીં, પરંતુ પાખંડ-ઢોંગ, તે ઉપધર્મ છે. **उपमा शब्द भिच्छलः** ઉપમા અર્થાત્, દંભ-પાખંડ. અને છલ, એટલે શબ્દનો ભેદ કરવો, જેમ, જે યથાર્થ હોય તેવો અર્થ નહીં કહેતાં મારી મચડીને બીજી રીતેજ અર્થ-વ્યાખ્યાન કરે-કહે, તે છલ અને પાંચમી શાખા, આભાસ. **यस्त्विच्छया कृतः कुंभी आभासो आश्रमात्प्रथक ॥** વર્ણાશ્રમથી પ્રથક (જુદું) ખુબ ધર્માચરણ સ્વઇચ્છાથી કરે તે આભાસ. **अधर्म शाखा पंचेमा.** એ પાંચ અધર્મની શાખા છે તે ત્યજવી.

પોતાનાંજ સ્વાભાવિક સ્વધર્મ કર્મ, ઇષ્ટફલ પ્રાપ્તિ કરેછે, તો પછી શા માટે બીજાનો ધર્મ આચરવો ?! **श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्** ॥ તકરારી લોક ગુણ કર્મ પ્રમાણેજ જાતિ માને છે, તેને પુછો કે, જો ગુણ કર્મથી (એટલે જેવું જે કર્મ કરે તેની તે જાતિ) હોય તો પછી પરધર્મ કયાં રહ્યો ? **पर धर्मो भयावह, स्वधर्मेनिधनं श्रेयः** એમ શા માટે પ્રભુ કહેતે ?! પોતાનો વર્ણાશ્રમ ધર્મ ભલે વિગુણ (ખામીવાળો–વિધીવત નહીં પળાયલો જેવો) હોય તોપણ તે શ્રેષ્ઠ છે. એક બાળકની માતા કાળી હોય અથવા કદ્રૂપી હોય તોપણ તેને પ્રીતિ કરનાર તો તેજ છે. તે બાળકને બીજી રંભા સુંદર મેનકા કે ઉર્વશી જેવી હોય તોપણ તે કામની નથી. પાણીમાં મચ્છ જીવેછે તેને ઘીમાં નાખો તો મરી જશે. સોમલ છે તે બધાનો જીવ હરેછે, પણ તેની અંદરના કીટને તો તે અમૃત છે. તે કીટ ગોળ ખાય તો મરી જાય.

**यतः प्रवृत्तिर्भूतानाम् येन सर्व मिवं ततं ।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥**

જેનાથી બ્રહ્માદિ જગતની ઉત્પત્તિ થાય છે અને જે પરબ્રહ્મે અંતર બહિર આ જગતને વ્યાપ્ત કીધું છે, તેનું સ્વકર્મ વડે અભ્યર્ચન કરવાથી માણુસ જ્ઞાન સિદ્ધિ મેળવેછે.

કર્મ છે તે છ પ્રકારથી ફળ દેવાને સમર્થ થાય છે. દ્રવ્ય શુદ્ધિ,– પરમાત્માને માટે જે દ્રવ્યનો વિનિયોગ થાય (વપરાય) તે દ્રવ્યની શુદ્ધિ છે.

મંત્રશુદ્ધિ—મંત્રના અર્થ જ્ઞાનથી થાય (અર્થ સમજવાથી) તથા તે મંત્રવાળા દેવતાની પ્રાપ્તિ થવાથી મંત્ર શુદ્ધિ છે.

કર્મશુદ્ધિ—નિષ્કામ કર્મ કરવાથી છે. સકામ છે તે દોષયુક્ત છે.

કર્તાશુદ્ધિ—અહંભાવ છે તે પ્રતિબંધક છે. નિરહંકારપણે નિર્મમ ભાવે કર્મ કરાય તો કર્તાની શુદ્ધિ છે.

કાળ શુદ્ધિ—પ્રાતઃકાળે, અથવા તો જે કાળમાં મન શુદ્ધ રહે, તે કાળે કર્મ કરવું, તે કાળ શુદ્ધિ છે.

દેશશુદ્ધિ—કાશી, ગંગાતટ, નર્મદાતટ, વગેરે તીર્થસ્થાન, અથવા બાહ્ય સંસ્કારથી (ઘરમાં અગર ગમે ત્યાં વાળી ઝાડીને લીપી–જળ છાંટી) જમીન શુદ્ધ કરી હોય તે દેશશુદ્ધિ છે. એ છ શુદ્ધિ હોવી જોઈએ, તો તેથી ચિત્તશુદ્ધિ દ્વારા જ્ઞાન સિદ્ધિ મળે છે.

જનકની સભામાં ગાર્ગી નગ્ન સ્થિતીમાંજ આવી ઉભા, અને બોલી કે, આ સભામાં હું કોઇ પુરૂષને જોતી નથી, બધા સ્ત્રી છે અથવા ષંઢ બધા બેઠા છે. મારી સામું કોઇ જોઈ શકતું નથી, કેમકે આ બધી સ્ત્રીઓના પતિનો ભય બધાને છે. કામ ક્રોધાદિ, એ લોકના પતિ છે તેમના ભયથી (કામ ભયથી) નીચું જોઇ બેઠા છે. હું સ્વયંસિદ્ધ પૂર્ણ જ્ઞાન સ્વરૂપ આત્મા છું, હું આ શરીર નથી, તેથી પુરૂષ છું. બધા તમે મારૂં શરીર કલ્પી-જોઈ માની બેઠા છો. તેથી તે આત્મતત્વનાં જ્ઞાનથી રહિત બધા દેવોના પશુ હોવાથી પણ કંઇ કરી શકવા સમર્થ નથી, પરતંત્ર છો, તેથી ષંઢ છો. ફક્ત એક યાજ્ઞવલ્કય પુરૂષ દેખાય છે. એમની દ્રષ્ટિ સ્થિતીની નિર્મળતાજ સુચવેછે કે પુરૂષપણું એનામાં છે. રસાયન ખાવાથી પુરૂષત્વ આવેછે તો પછી **रसो वैसः** રસરૂપ તે પરમાત્મા છે તેમાં અભેદ પામવાને રસ, એટલે પ્રેમભક્તિયોગ છે તેજ અયન (માર્ગ) છે. તે ભક્તિયોગ માર્ગે વહનક રવાથી (પ્રેમરસ પીવાથી) જ્ઞાન થાય છે ત્યારે પુરૂષ સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

**ब्राह्मण क्षत्रिय विशां शूद्राणां च परंतप।**
**कर्माणि प्रवि भक्तानि स्वभाव प्रभवैर्गुणैः॥**

બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશના સમાન ધર્મ જાણીને એક પદમાંજ કહ્યા છે, અને શૂદ્રનાં જુદાંજ હોવાથી ચકાર મુકીને બીજા પદમાં કહ્યું. એ ચારેનાં જે જે જુદાં જુદાં કર્મ છે તે સ્વભાવ પ્રભવ ગુણથી છે. સ્વભાવ એટલે પ્રકૃતિ, તે (પ્રકૃતિ) બ્રહ્મ વગર રહી શકતી નથી, બ્રહ્મને આશ્રયે રહેછે. જેનો જે સ્વભાવ તે બદલાતો નથી. સૂર્યનાં કીરણોનો સ્વભાવ છે કે મધ્યાન્હે મૃગજળ દેખાડે, તેમ આ દ્રશ્ય વિશ્વ દેખાડવાનો પણ પ્રકૃતિ યુક્ત બ્રહ્મનો સ્વભાવ છે. તે પ્રકૃતિ ત્રિગુણાત્મક છે. તે ગુણોથી એ બધાના કર્મ ભિન્ન ભિન્ન થયાં. અનેક જન્માંતરોના સંસ્કારો (વાસનાઓ) છે તેજ સ્વભાવથી ત્રિગુણાત્મક થયા, બ્રાહ્મણના સ્વભાવમાં પ્રભવ એટલે ઉત્પત્તિ સત્વની છે (સત્વ પ્રધાન અને રજ તમ ન્યૂનાધિક અંશે ગૌણ); અને ક્ષત્રિનો સત્વ મિશ્રિત રજ પ્રધાન; વૈશનો તમ મિશ્રિત રજ પ્રધાન; શૂદ્રમાં તમ પ્રધાન, અને રજ અલ્પ. **चातुर्वर्णं मया सृष्टं गुणकर्म विभागशः** ગુણ અને કર્મના વિભાગ પૂર્વક મેં ચાર વર્ણ કરી. શ્રીમત્ ભાષ્યકારે લખ્યું છે કે, **चत्वारो एव वर्णा** એમાં **एव** મધ્યમાં રાખ્યું છે, એટલે, ચારજ વર્ણ. હાલ અનેક થઈ છે તે ક્યાં હતી?! બ્રાહ્મણ સત્વ પ્રધાન તેથી શુભ્રવર્ણ (રંગ) કહ્યો; ક્ષત્રિનો

લાલ; વૈશ્યનો પીળો, અને શૂદ્રનો નીલરંગ. પણ એ ચારને સમ પ્રમાણુમાં લઇ મિશ્ર કરો તો કાળો રંગ થાય. ચિત્રકાર છે તે થોડા થોડાનું જોઇતું મિશ્રણ કરી અનેક રંગ કરીને સુંદર ચિત્રો ચિતરે છે; તેમ સૃષ્ટિમાં બ્રહ્મદેવ વિચિત્રતા બતાવે છે. એ ચાર મિશ્રણ જુદાં પાડીને મૂળ વર્ણ, શુભ્ર વગેરે, કરી શકે એવો જગતમાં કોઇ કારીગર નથી. વર્ણશંકર પ્રજા પણ એવીજ રહેવાની.

**शमोदम स्तपः शौचं क्षांतिरार्जव मेव च ।**
**ज्ञानं विज्ञान मास्तिक्यं ब्रह्मकर्म स्वभावजं ॥**

શમ, દમ, તપ, શૌચ, ક્ષાંતિ, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિક્ય, એ કર્મ બ્રાહ્મણના છે.

રાત્રે સુતી વખતે એકાંતમાં સ્ત્રી જેમ પતિને મળવા પતિ પાસે જાય છે તેમ, આત્માને વિષે મળવા (તદાકાર થવા) વૃત્તિ વહન કરતી રહે, તેનું નામ શમ છે.

દમ—મનોનિગ્રહ હોય તો ઇંદ્રિયનિગ્રહ થાય છે, તે દમ છે.

તપ—શારીરિક, વાચિક, અને માનસિક, ત્રણ પ્રકારનું તપ છે.

શૌચ—બાહ્ય શૌચ તો જળ મૃત્તિકા ગોવરથી થાય છે, અને આંતર શૌચ માટે-સત્યભાષણ કરવાથી મુખની-વાણીની શુદ્ધિ થાય છે, પરાન્ન ત્યાગથી, બ્રહ્મચર્યથી, અપરિગ્રહથી, અંતઃકરણમાં હરિસ્મરણ કર્યા કરવાથી બુદ્ધિ શુદ્ધિ, ઇંદ્રીય શુદ્ધિ, વગેરે થાય છે; ધ્યાનથી મનની શુદ્ધિ થાય છે. ક્ષાંતિ=ક્ષમા. આર્જવ=સરળતા-શરીર મન વાણીની એકરૂપતા, એટલે જેવું મનમાં હોય તેવુંજ વાણીથી કહેવું અને તેવુંજ શરીરથી કર્તવ્ય હોય તે કરવું. મનમાં કાંઇ હોય અને મોઢેથી કહેવું કંઇ તથા શરીર વડે કંઇ બીજુંજ કરવું, એ દંભ-છળ પ્રપંચ હોવાથી સરળતા નહીં કહેવાય. જ્ઞાન=બ્રહ્મજ્ઞાન. રાજપુત્ર થયો અને રાજ સિંહાસન નહીં મળે, તો તે શું કામનું? તેમ બ્રહ્મકુળમાં જન્મીને, હું કોણ, એ જ્ઞાન, નહિં હોય તો તે શું કામનું? વિજ્ઞાન=અનુભવ (એ પણ જ્ઞાનમાં આવ્યું) અથવા વિ+જ્ઞાન=વિપરીત જ્ઞાન, એટલે, આ જડ પ્રપંચ પણ-વિપરીત છે તે પણ આત્મરૂપજ છે (અન્વય જ્ઞાન); અને આ દ્રશ્ય જડ પ્રપંચ બધાંથી હું જુદો અસંગ છું, એવું જે જ્ઞાન છે તે વ્યતિરેક જ્ઞાન છે; માટે જ્ઞાન પછી તે વિજ્ઞાન એટલે વિપરીત

જ્ઞાન જોઇએ. તે જ્ઞાન વિજ્ઞાન નહોય તો આસ્તિક્ય રાખો, એટલે, વેદ શાસ્ત્ર અને સંતમહાત્મા કહે તે સત્ય છે એમ નિશ્ચયપૂર્વક જાણી તેમનાં વચનમાં શ્રદ્ધા રાખો. ચાર્વાક જે નાસ્તિકો છે તેનું ખંડન ન્યાય શાસ્ત્ર–તર્કશાસ્ત્ર કરેછે; તે ન્યાય વગેરેનું ખંડન વેદાંત શાસ્ત્ર કરેછે, તેની અપેક્ષાએ તે ન્યાય વગેરે નાસ્તિક છે. બધાં દ્વૈતવાદી શાસ્ત્ર વેદાંતની અપેક્ષાએ નાસ્તિક છે.

**भिद्यते हृदय ग्रंथि श्छिद्यंते सर्व संशयः ।**
**क्षीयंते चास्य कर्माणि तस्मिन्द्रष्टे परावरे ॥**

જ્યારે બ્રહ્માથી કીડી સુધી એક પરમાત્મભાવ થાય, એટલે, એ સર્વ હૂં છું, એવો **सोहं** ભાવ થાય, ત્યારે આત્મસાક્ષાત્કાર થાય, ત્યારે હૃદયની ગ્રંથિ (ગાંઠ) ભેદાઇ જાય છે, સર્વ સંશયો છેદાઇ જાય છે, ને સર્વ કર્મ ક્ષીણ થઇ જાય છે. એવો અદ્વૈત સાક્ષાત્કાર થતાં સુધી મંડયો રહે, તેનું નામ આસ્તિક્ય છે. ક્ષત્રી વૈશ લોક પણ પોતાનામાંથી રજ તમ ગુણ ભાવને હઠાવી કાઢશે તો તેમનામાં પણ એ ઉક્ત ગુણો આવશે. પણ બ્રાહ્મણના તો એ સ્વાભાવિક છે, વૈશ આદિએ શ્રમ કરીને લાવવા પડે છે. અધ્યયન, યજ્ઞ દાન, એ ત્રણે કર્મ બ્રાહ્મણ ક્ષત્રી વૈશનાં સરખાં છે.

અંતઃકરણમાં એક પ્રકારનો રાગ ભરેલો હોય ત્યાંસુધી બીજો રાગ આવે નહીં. સંસારનો રાગ ભરેલો હોય તો તે ખાલી થતો જાય તેમ ઇશ્વરનો રાગ આવવા સંભવ થાય.

**स्वेस्वे अधिकारे या निष्टा सगुणः परिकीर्तितः॥** પોત પોતાના અધિકારમાં જે નિષ્ટા છે તેજ ઉત્તમ ગુણ છે. અધિકારમાં જે ગફ્લત કરે–ચ્યુત થાય છે તેને રાજા પણ દંડ દેછે, અને બરાબર અધિકાર ચલાવી નોકરી કરેછે તે રાજાની કૃપાને પાત્ર થાય છે. તેમ, સ્વવર્ણાશ્રમના અધિકારની હદમાં રીત સર ચાલેછે તેના પર વિશ્વપતિ મહારાજા પ્રસન્ન થાય છે. બ્રહ્મકુળમાં જનમ્યો, પણ બ્રહ્મપદારૂઢ ન થયો તો જન્મ વ્યર્થ ગુમાવ્યો. મચ્છ થયો અને જળમાં તરતાં ન આવડયું, રાજપુત્ર થયો, અને સિંહાસન–રાજપદ ન મળ્યું તો શું કામનું. તાત્વિક દ્રષ્ટિથી તો શ્રુતિ તેનેજ બ્રાહ્મણ કહેછે કે જે **सोहं** જાણે—આત્મતત્વ સમજે. નદી તરવાસારૂ મોટી નૌકા છે, અને નાની હોડી પણ છે. મુનિ યાજ્ઞવલ્ક્ય

કહેછે કે, વહાણુથી અગર હોડીથી ગમે તે વડે નદી તરી જાવ. એવો કશો આગ્રહ નથી, કે વહાણુમાંજ બેસો; પરંતુ વહાણુમાં નિર્વિઘ્ને સુખેથી જવાશે, અને નાની હોડીમાં ભય રહેશે; તેમ સબલ બ્રહ્મ (ગુરૂ ઈશ્વર) શર્ણુ-સેવા અભ્યાસ વગર પાર નહીં જવાશે. કર્મ અને ઉપાસના ચિત્ત-શુદ્ધિમાંજ કારણ છે; તેનાથી વિવેક વૈરાગ્યાદિ સાધન થાયછે. પછી ગુરૂ પાસે શ્રવણુ વગેરે કરવાનું છે, કે જે આત્મ સાક્ષાત્કારમાં કારણુ છે. કર્મ ઉપાસના છે તે પરંપરાથી (જ્ઞાનમાં) કારણ છે, બ્રહ્મવેત્તા સંત પાસે હંમેશાં વેદાંત શ્રવણુ કરે, તેનાથી અસંભાવનારૂપ ચિત્તનો દોષ દૂર થાય છે. જેને રોગ થયો હોય તેણેજ દવા લેવી જોઇએ. વેદાંતરૂપ પ્રમાણુ છે તેમાં ભેદનું કે અભેદનું પ્રતિપાદન કીધું છે, એવો સંશય શ્રવણુથી દૂર થાય છે. પછી, આત્મા પરિછિન્ન છે કે વ્યાપક છે એવો પ્રમેયગત સંશય, મનનાદિકથી જાય છે. એવી તે શંકા આપણી ગઈ, એવું અનુભવથી જાણુવાનું છે. અને વિપરીત ભાવના (ઉલટું દેખવું તે) નિદિધ્યાસનથી જાય છે. કર્મ ઉપાસનાથી આરસારૂપ અંતઃકરણુ ઉપરથી શુદ્ધ થાય છે ત્યારે તે અંતઃકરણુ પ્રકાશિત થાય છે. શ્રવણુ મનનાદિ નિશ્ચિન સાધનથી અંદરનું શુદ્ધ થાય છે. એ રીતે પ્રણુવાદિનો વિચાર કરી રૂષિમુનિ કહેછે. બ્રાહ્મણમાં સત્વનું આધિક્ય હોવાથી ત્વરિત તે ગુણુ આવેછે. ક્ષત્રી વૈશમાં સત્વ કમી હોવાથી તેટલા વિલંબે તે ગુણુ આવે છે. પિતા એક છે તેના ચાર પુત્રો છે, પણુ બધાની રૂચિ ભિન્ન ભિન્ન છે. જગતમાં કોઇપણુ ત્રણુ ગુણુથી નિર્મુક્ત નથી. ગુણાતીત વસ્તુતો એકજ છે. જગત પિતાની આજ્ઞા પાળવી એ પુત્રનું કામ છે. પુત્ર જો આજ્ઞા નહિ માને તો પિતા તેને ઘરની બહાર કાઢી મુકેછે, તેમ, ઈશ્વરની આજ્ઞા નહિં પાળવાથી તે પ્રસન્ન થતા નથી. માટે મહાત્મા અને સચ્છાસ્ત્ર વેદાદિ કહેછે કે તાત્વિક દ્રષ્ટિથી (ખરી રીતે) બ્રાહ્મણુ થવા સ્વસ્વરૂપને ઓળખો.

શ્રી રામનાં સીતાને લઈ તે પ્રભુને સોંપી દઇ શર્ણુ થવા વિષે વિભીષણે રાવણુને હિતસાધક ઉપદેશ કીધો છતાં રાવણે સભામાં તેનો તિરસ્કાર કરવાથી, વિભીષણુ તે રામને શર્ણ ત્યાંથી તરત ઉડીને આવી રહ્યો. સમુદ્રને કાંઠે આવી સાષ્ટાંગ ચરણુમાં પડયો. પરમ કૃપાળુ પ્રભુએ કહ્યું, ઉઠ, ભય રહિત થા, હમો ચાર ભાઇ છીએ, પાંચમો સુગ્રીવ છે, અને છઠો ભાઇ તું છે. તેને ઉઠાડી, સમુદ્રમાંથી તેને માટે જળ મંગાવી, "લંકાનું રાજ્ય ચંદ્ર સૂર્ય રહે ત્યાં સુધી આપ્યું" એવી પ્રતિજ્ઞા કરીને અભિષેક કીધો, ત્યારે વિભીષણુ કહેછે કે, પ્રભો! હું શરણે આવ્યો છું તે કાંઇ રાજ્ય માટે

નહિં, પણ મોક્ષ માટે આવ્યો છું. રામ કહે, હા, ખરૂં. પણ ભાઈ! બાળકને તો કશી ઇચ્છા નથી હોતી, પરંતુ માતા પોતાની ખુશીથી સારાં લુગડાં ઘરેણાં પેહેરાવે છે તે જોઇ માતા પ્રસન્ન થાય છે, અને ભક્ત પોતે ગમે તેટલી ઇચ્છા કરી માગે છે ત્યારે પ્રભુ આડું જુવેછે. રાવણે દશ મસ્તક પોતાનાં કાપીને શંકરને ચઢાવ્યાથી જે ઐશ્વર્ય મળેલું, તે વિભીષણને શ્રીરામનાં દર્શનમાત્રથી મળ્યું. રેખાવાળા રામચરણનો આશ્રય કીધો તો એકછત્ર રાજ્ય મળ્યું. એવી કૃપા નિષ્કામ ઉપરજ થઈ તેને મળે છે. પ્રભુએ પોતાની પ્રસાદરૂપ લક્ષ્મી વિભીષણ રૂપ ઘરમાં સ્થાપી–રાખી.

**गुणाः स्थाने मान्याः** ગુણો છે તે પોતાને સ્થાને શોભે છે. બગલામાં ચંદ્ર કરતાં વધારે ગુણ હોય તોપણ તે માન્ય ન થાય. જેમ, ચંદ્રના બે પક્ષ, શુક્લ અને કૃષ્ણ. અને બગલાંની બે પક્ષ, પણ બેહુ શુક્લ છે. ચંદ્ર સવાબે દહાડે રાશી બદલેછે, અને બગલો હંમેશ **मीनं भुंक्ते** મીન રાશીમાંજ, એટલે, માછલાં ખાઇને રહેછે, વગેરે પ્રકારે ભલે હોય, પણ ગુણો તો તેને સ્થાનેજ માન્ય છે. શ્વપચ કદિ ગાયત્રી બોલી જાય તેથી કંઇ તે માન્ય નથી. ગંગાનું જળ પ્રવાહમાં પવિત્ર છે, પણ લોટો ભરી લાવી મૂત્રસ્થાનમાં નાખે તો તેને કોઇ પીશે નહિં, પીશે તો તે ઢેડ–ભંગી જેવાજ. તેમ, ગાયત્રી છે તે અતિશૂદ્ર ભંગી પાસે શું કામની! તેથી કંઇ તે બ્રાહ્મણ ન થાય, તેમ તેને સિદ્ધિ પણ મળતી નથી. તાત્પર્ય કે, પોતપોતાના વર્ણાશ્રમ ધર્મને અનુસાર યથાશાસ્ત્ર કર્મ કરાય તો તેજ માન્ય છે. **अनित्यानि शरीराणि विभवोनैव शाश्वतः** શરીરો અનિત્ય છે અને વિષય–વિલાસ અશાશ્વત (ક્ષણિક) છે. **नित्यः सन्निहितो मृत्युः कर्तव्यो धर्म संग्रहः ॥** મૃત્યુ નિત્ય પાસે રહેલું છે તેથી ધર્મનો સંગ્રહ કરવો. માટે સાવધાનતા રાખવાની છે. મનુષ્ય શરીર તો ધર્મસંગ્રહ માટે છે, છતાં તે સંગ્રહ કર્યા વગરજ જેના દિવસ ચાલ્યા જાય છે તે લોક લુહારની ધમણની માફક માત્ર શ્વાસ લેયા કરેછે.

ધર્મોપદેશનાં ભાષણો કરે છે પરંતુ પોતે તો તે પ્રમાણે વર્તતા નથી, એવા તે લોકનું પાંડિત્ય છે તે કુતરાની પુંછડીની માફક વ્યર્થ છે. કેમકે શ્વાન પુચ્છ નિરર્થક છે.

**परोपदेशे पांडित्यं सर्वेषां सुलभं नृणां ।**
**धर्म विहीनं पांडित्यं व्यर्थं शुनः पुच्छमिव ॥**

તેથી એવા લોકનું ભાષણ છે તે ભસણ (ભસવું) છે.

**भाषणं भषणं चैव आकारस्तु विवर्जितं ।**
**यदि आकार वर्जितं स्यात् तत्कर्तारंहि मन्यते ॥**

આકાર એટલે બોલનારનું સ્વરૂપ ન હોય તો બોલે છે તે અર્થ પોતાનામાં છે એવા મહાત્મા છે **संतो वैश्वानरो यथा** એવા સંત વૈશ્વાનર-અગ્નિ તુલ્ય-તેજસ્વી છે તે સમજેછે. અગ્નિનું અંતર બાહ્ય એકજ છે. મોતી સુંદર છે અને વળી ગોળ છે; પણ અંતર ભેદ થવાથી (વિરૂદ્ધ અથવા છિદ્રવાળું-વિંધાયલું થવાથી) તે બંધન પામેછે. મુક્તને પણ મુક્તા (મોતી)ની માફક અંતર ભિન્ન થવાથી બંધન થાય છે. તે સંતો તેવું ભસણ-ભસવા જેવુંજ ભાષણ કરનારને કુતરા સમજેછે. **सवैश्वानरं**. એમાં **स**=તે સંતો. **वै**=નક્કી. **श्वा**=કુતરા. **नरं**=ભષણરૂપ વકતા નરને (કુતરા સમજેછે). કહોલુના મુખમાં શેરડી ધરે છે, તેથી તરત તેને કચડી-પીલીને રસ કાઢેછે; અને કરરરર એવો લાંબો અવાજ થાય છે. પાત્ર નીચે ધરે (મુકે) છે તેમાં રસ ભરાય છે, પણ તે કોલુ તો કોરોજ રહેછે. તેમ, તેવા પંડિત ભાષણ કર્તા કોરાજ રહેલા હોય છે, પણ કોઇ શ્રોતારૂપ પાત્રમાં તે રસ જાય છે. એવું પાંડિત્ય શું કામનું! યક્ષે ધર્મરાજાને પ્રશ્ન પુછેલો કે, બ્રહ્મણ્ય શાથી મળે છે? કુળથી, સ્વાધ્યાયથી, વ્રતથી, કે શ્રુતથી? ધર્મે જવાબ દીધો છે કે, બ્રહ્મણ્યમાં મુખ્ય હેતુ-કારણવૃત્ત એટલે વર્તન છે. તે અક્ષીણવૃત્ત જોઇએ. ભેંસ અગર ગધેડી અગર બકરી જો ગાય કરતાં વધારે દુધ આપે તેથી કંઇ તે ગાય નહીં થાય; તેમ બ્રાહ્મણનું કુળ, અધ્યયન, વગેરે જન્મથી જે હોય તે ભલે થોડું અલ્પ હોય, પણ બ્રહ્મણ્યમાં મુખ્ય હેતુ વૃત્ત છે. કુળ વગેરે ગૌણ હેતુ છે.

**पठकापाठकाश्चैव येचान्येशास्त्रचिंतकाः ।**
**सर्वे व्यसनिनोमूढाः यः क्रियावान् सपंडितः ॥**

તપ કરવાથી દેવ ભાવ આવેછે **तपसादेव भावोपि** પરંતુ એકજ જન્મમાં બ્રાહ્મણત્વ ન આવે. માટે પુર્વપુણ્યથી નરદેહ પ્રાપ્ત થયો અને તેમાં બ્રાહ્મણ થયા તો તેવા આચાર વિચાર પાળવા જોઇએ.

દેવાદિ પણ આ ભારતવર્ષમાં મનુષ્ય શરીરની સ્તુતિ કરેછે. તેમાં પણ બ્રાહ્મણ થઇને વિષયાસક્તિમાં આયુષ્ય ગુમાવી દેછે તે દુર્ગતિને પામે છે. એકાગ્રતા થવા સારૂ નિષ્કામતા સેવવી. શાસ્ત્ર ગીતા વેદાદિ શ્રવણમાં રૂચિ જોઇએ.

**यदि न श्रवणेऽभिरुचिः न श्रुत पूर्वोत्तरानुसंधानं ।**
**नार्द्राधी मूलदृष्टि नच गुरु हस्तः कथं भजनपूर्तिः ॥**

શ્રવણમાં અભિરૂચિ ન હોય, શ્રવણ કરેલાનું પૂર્વ ઉત્તરનું અનુસંધાન સમજે નહીં, બુદ્ધિ, આર્દ્રા એટલે રસ બસ થયલી પ્રેમરસથી ભીંજાયલી નિર્મળ ન હોય. મૂળ જે અધિષ્ઠાન પરમાત્મ તત્વ છે તે ઉપર દ્રષ્ટિ ન હોય, અને સદ્‌ગુરૂનો માથે હાથ ન હોય, અર્થાત્ એટલા ગુણો નહીં હોય તો ભક્તિની સંપૂર્ણતા શી રીતે થાય? અર્થાત્ એટલા ગુણો હોય તો ભજન-ભક્તિની પૂર્ણતા સમજવી.

બીજો અર્થ કહેવાય છે-ભજન એટલે નક્ષત્રો, ૨૭ છે. તેમાં શ્રવણ નક્ષત્રની રૂચિ નહિ, પૂર્વા ઉત્તરાને પણ છોડી દીધાં, બુદ્ધિમાં આર્દ્રા પણ નથી, મૂળ ઉપર દ્રષ્ટિ નથી, અને હસ્ત નક્ષત્ર પર પણ નજર નથી, તો પછી ૨૭ કેવી રીતે પુરાં થાય? ન થાય. એ ગુણો વગર ફક્ત શ્રવણથી એકાગ્રતા થતી નથી તેથી તે કરવાને મનુષ્ય જન્મ છે. વાસ્તવિક-તાત્વિક બ્રાહ્મણ્ય-બ્રહ્મરૂપતા શ્રવણ મનનાદિ વગર પ્રાપ્ત થતી નથી.

ધર્મવ્યાધને જે સિદ્ધિ મળેલી તે બ્રાહ્મણને નથી. માંસ વિક્રયનું કામ જેને માટે નિષિદ્ધ છે તેણે તે નહીં કરવું, કેમકે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશાદિને તે દુર્વંત છે; પણ ધર્મવ્યાધનો તો કુળપરંપરા તે ધંધોજ હતો.

પ્રથમ તો મનુષ્ય જન્મ દુર્લભ છે, તેમાં પુરૂષત્વ દુર્લભ છે, તેમાં પણ બ્રાહ્મણ **मनुष्ये सातिदुर्लभः**, બ્રાહ્મણમાં પણ ધનવાન થવું દુર્લભ છે. લક્ષ્મીને ભગવાને પુછ્યું હતું કે તું બ્રાહ્મણ ઉપર શામાટે કૃપા નથી કરતી? ત્યારે લક્ષ્મીએ કહ્યું હતું કે, **पीतोऽगस्त्येनतातः** મારા પિતા સમુદ્રને અગસ્ત્ય બ્રાહ્મણ પી ગયા હતા, વળી ભૃગુરૂષિએ તમને વક્ષસ્થળમાં લાત મારી હતી. વળી, એ બ્રાહ્મણો બાલ્યાવસ્થામાંથી મારી વૈરિણી સરસ્વતિને મુખમાં રાખેછે. મારૂં નિવાસ સ્થાન કમળ છે તેને તોડી ચુંટીને, શંકરને પ્રીય હોવાથી, બ્રાહ્મણ શંકરને ચઢાવેછે. એ બધાં કારણોને લીધે બ્રાહ્મણને ઘેર રહેવાની ઇચ્છા થતી નથી, તેથી બ્રાહ્મણ કોઇકજ ધનવાન હોય છે. બ્રાહ્મણ જો લક્ષ્મી મેળવવા જાય તો બ્રાહ્મણ્ય ગુમાવે છે. એ રીતે બ્રાહ્મણ થઇને ધનવાન હોય તે સાથે વિદ્વાન હોય તે દુર્લભ છે. તેમાં પણ અર્થજ્ઞતાવાળો દુર્લભ છે. વિચિત્ર વાક્પટુતા છે તે, તેનાથી પણ કઠણ છે. તે બધું આવે તથાપિ **तत्रापि लोकज्ञता** લોકજ્ઞતા-લોકાચાર આવવો બહુ કઠણ છે. તે નહીં હોય તો હાસ્ય પાત્ર થાય છે.

**अपि शास्त्रेषु कुशलाः लोकाचार विवर्जिताः ।**
**ते सर्वे हास्यतां यांति पंडिता मूढतां गताः ॥**

તેથી ઉપલા બધા ગુણો હોય પરંતુ **धर्ममति दुर्लभा** એટલે ધર્મમાં મતિ થવી, એ સર્વથી કઠણ છે. માટે સાવધાન થઇ ધર્મ સંગ્રહ કરવો.

**अवसर पठिता वाणी गुणगणविहिनापि शोभते पुंसां ॥**

અવસર પ્રમાણે બોલાયલી વાણી ગુણ વગરની હોય છતાં પુરૂષને શોભા આપેછે. જેમ, એક બ્રાહ્મણને રાજસભામાં કોઇએ પ્રશ્ન પુછયો કે શરીરપર બાલ છે તેવા કરતલ (હાથેલી)માં કેમ નથી? તરત તે ચતુર પંડિતે જવાબ દીધો કે, તમે ગાવા બજાવવાના કામમાં ઉદ્યુકત હોવાથી હાથેલી ઘસાયા કરે છે, તેથી ઉગતા નથી. ત્યારે ફરી પુછયું કે, તમારી હાથેલીમાં કેમ નથી? જવાબ આપ્યો કે, પ્રતિગ્રહ–દાન લેયા કરવાથી ઘસાયા કરેછે તેથી, તથા દાન લેવાના પાપને લીધે. ત્યારે ફરી પુછયું કે આ બીજા બધાની હાથેલીમાં કેમ નથી? જવાબ દીધો કે, હમો પંડિતોને રાજાજી અને આપજેવા દાન આપ્યા કરેછે તે એ બધાથી દેખી શકાતું નથી માટે હાથ ઘસતા રહેછે તેથી. તાત્પર્ય કે, એ રીતે અવસર પ્રમાણે બોલવું બહુ બુદ્ધિચાતુર્યનું કામ છે તે કઠણ છે. અને અવસર વગરનું સુભાષિત હાસ્ય ઉપજાવેછે. **सुभाषितं तस्य भवति हास्याय.**

રાવણની આજ્ઞા અને આગ્રહથી, સીતાને રાવણ પ્રત્યે વશીભૂત થવા માટે સમજાવવા સારૂ, મંદોદરી અશોકવાડીમાં આવ્યાં. સીતાને મળ્યાં, ભેટયાં, બીજી વાતો કરી, પછી મંદોદરી બોલાં કે, રામ સાક્ષાત્ પરબ્રહ્મ છે, સર્વ વ્યાપક છે, અભેદ આત્મા છે, તો પછી તમે રામ અને રાવણમાં ભેદ શા માટે જુવો છો? જળ છે તેજ તરંગ છે, સુવર્ણ છે તેજ અલંકાર છે, ઘટાકાશ છે તેજ મઠાકાશ છે, એ જુદું છેજ નહીં. ત્યારે ભગવતિ સીતા બોલ્યાં કે, ઉપાધિ સત્ય માનો ત્યાં દ્વૈત આવ્યું. જે દ્રષ્ટિથી રામ રાવણ છે તે અજ્ઞાન દ્રષ્ટિ છે. પણ તમે કહોછો તે સ્વરૂપમાં રામ કે રાવણ છેજ ક્યાં? કશું નથી. જે દ્રષ્ટિમાં તે રાવણ છે તે દ્રષ્ટિમાં તે રામ પણ છે. ઉપાધિ રહિત વ્યાપક તત્વમાં તો **केन कं पश्येत्** શા વડે કોને કોણ જુવે?! ત્યાં તો તમારી હમારી કલ્પના–રામ રાવણ અને સીતા મંદોદરી કશું નથી, તો તમે કહેનાર અને હું સાંભળનાર ક્યાં છે? કશુંજ નથી. આપણે બે શ્રોતા વકતા જ્યાં છીએ, ત્યાં રામ રાવણ પણ બે છે. ઉત્તર સાંભળી મંદોદરી ચુપ થઇ ગઇ, અને ઘેર જઇ રાવણને સમજાવ્યો. રાવણ કહે હું પણ ઉપાધિથી નિર્મુકત થવા ચાહુંછું. ભૂખ ભૂખ લાગી છે, કયારે એકદમ ખાઇ લઉં, અર્થાત્,

રામ હવે મને ક્યારે મુક્ત કરે. તાત્પર્ય કે, આ રીતે અવસર પ્રમાણે બોલેલું શોભેછે.

બ્રહ્માકાર વૃત્તિ થવાનાં સાધનમાં સ્થિતી તો થતી નથી, અને જીહ્વા ઉપસ્થના વિષયોમાં રચી પચી રહેલા લોક કલિયુગમાં, બધા બ્રહ્મ બ્રહ્મ બોલશે, હે મૈત્રેય !

**सर्वं ब्रह्म वदिष्यंति संप्राप्ते तु कलौयुगे ॥**
**नानु तिष्ठंति मैत्रेय शिश्नोदर परायणाः ॥**

વળી તે લોક કેવા થશે, તે હજારો વર્ષ પૂર્વે ઋષિમુની આગળથી કહી ગયા છે, કે,—

**कुशला ब्रह्म वार्तायां वृत्तिहीनाः सुरागिणां ॥**
**तेप्यज्ञानतमानूनं पुनरायांति यांतिच ॥** અર્થાત્

બ્રહ્માકાર વૃત્તિ વગરના, અનેક વિષયોની તૃષ્ણા અથવા રાગવાળા એવા અજ્ઞાન તમથી વેષ્ટિત છતાં બ્રહ્મની વાતોમાં કુશળ વારંવાર આવ્યા કરેછે (જન્મેછે) અને મરેછે.

અભ્યાસ વગર સજાતીય પ્રવાહરૂપ બ્રહ્માકાર વૃત્તિ થતી નથી.

**सांसारिक सुखासक्तं ब्रह्मज्ञोस्मीति वादिनः ॥**
**कर्म ब्रह्मोभय भ्रष्टः तं त्यजेत् चांडालादिवत् ॥**

સંસારનાં સુખમાં આસક્ત છતાં, હું બ્રહ્મજ્ઞ છું, એવું કહેનારા, કર્મથી અને બ્રહ્મથી–બેહુથી ભ્રષ્ટ થયલા જાણી તેને ચાંડાલાદિ જેવા જાણી ત્યાગ કરવા. દ્રષ્ટાંત,–એક સ્ત્રી પોતાના માંદા પડેલા અશક્ત એવા પતિને છોડીને, જાર સાથે સુખ ભોગવવાની લાલચથી, ઘરેણાં વગેરે દાબડા તથા કીમતી વસ્ત્રનું પોટલું લઈ સંકેત કરેલે ઠેકાણે ચાલી ગઇ. રાત્રે બેહુ સાથે નિકળી નાઠાં. રસ્તે નદી આવી. જાર કહે, મને બધું એકઠું બાંધીને પોટલું આપ. પાણી ઘણાં છે તેથી પેલે પાર મુકી આવું, પછી તને ખાંધ ઉપર લઇ જઇશ. તારાં પેહેરેલાં વસ્ત્ર પણ આપી દે, નગ્ન બેસ, રાત્રે અહીં કોઈ નથી. સ્ત્રીએ કહ્યું, હા–ઠીક, લઇ જાવ. પેલાને દ્રવ્ય જોડેજ કામ હતું તેથી બધું લઇને ગયો તે પાર ઉતરી વગર અટકયે ચાલ્યોજ ગયો. પેલી વાટ જોતીજ બેઠી છે. મળસ્કું થવા આવ્યું, એટલામાં એક શિયાળ ગૃધ્રનું માંસ લઇ દોડતું આવ્યું, અને કીનારે એક મચ્છ બેઠેલું

જોઇ તેને પકડી લેવાની ઇચ્છાથી મુખમાંથી માંસ નીચે મુકી દોડયું; એટલામાં મચ્છ હતું તે પાણીમાં ભરાઇ ગયું; અને માંસ હતું તે નજીકનાં વૃક્ષ પરથી એક પક્ષી આવી ઉપાડી ગયું. તેથી તે શિયાળ બ્હાવરૂં બની જઇ જુવેછે તેને પેલી સ્ત્રી કહેછે કે, શું જુવે છે! જેના લોભથી તેં માંસ છોડયું તે પણ ગયું અને માંસ પણ ગયું, ઉભયથી તું ભ્રષ્ટ થયું (બેહુ ગુમાવ્યાં) હવે જુએછે શું! શિયાળ બોલ્યું કે, હે નગ્નિકે (નાગી)! તું મને શું કહેછે!

**याद्रशंमम पांडित्यं ताद्रशं द्विगुणं तव ॥**
**जारलोभात्पतिंत्यक्त्वा किं निरीक्ष्यसि नग्निके ॥**

એટલે, મારૂં જેવું પાંડિત્ય છે તે કરતાં તો તારૂં બમણું છે. તારો પતિ તેં જારના લોભે છોડયો, તે પતિ ગયો છુટી, અને જાર પણ તને ગયો છુટી. તે સાથે જીવન દ્રવ્ય વસ્ત્રાલંકાર પણ ગુમાવ્યાં અને છેવટ વસ્ત્ર પણ પેહેરેલું ખોઇ નાગી બની બેઠી છે. તાત્પર્ય કે, તેમ, જેઓ પરમાત્મ પતિ સાથે રમમાણ ન થતાં, કામરૂપ જાર સાથે (ઠગ–ચોર સાથે) દુર્બુદ્ધીથી ફસાય છે, તે કર્મથી અને બ્રહ્મથી ઉભયથી ભ્રષ્ટ થાય છે તેની એવી સ્થિતી થાયછે. જ્ઞાન નહીં થવાથી બ્રહ્મની પણ પ્રાપ્તિ થતી નથી, અને જ્ઞાન થયા શિવાય સ્વકર્મને પણ છોડી દેછે તેથી તે કર્મથી પણ ભ્રષ્ટ થાય છે. માટે **न बुद्धिभेदं जनयेत् आज्ञानां कर्म संगिनाम्०** કર્મ સંગી મૂઢ જનોની બુદ્ધિનો ભેદ નહિં કરવો, એટલે, તું તો બ્રહ્મ છે–છોડી દે કર્મ જંજાળ, એવું કહીને તેની બુદ્ધિમાં વિભ્રમ ઉત્પન્ન કરવો નહીં, કેમકે એવો અજ્ઞાનીને કરાયલો બ્રહ્મબોધ (અધિકાર વગરનો તે જન હોવાથી) નકામો જાય છે અને ઉલટું સમજી અર્થનો અનર્થ કરી અવળે માર્ગે ચઢી જાય છે. અર્થાત् **ब्रह्मैव सत्यमखिलं नहि किंचिदस्ति जारे तथा निजवरे सद्रशोऽनुरागः** બ્રહ્મજ સત્ય છે આ બધું કાંઇ નથી, તો જારને વિષે અને પોતાના પતિને વિષે (અભેદ હોવાથી) સરખોજ અનુરાગ (પ્રેમ) કર્તવ્ય છે, છતાં **व्यर्थं किमर्थंच कदर्थयंति** લોક હમારી નિંદા શું કામ કરેછે, એવી રીતે કાચી સમજથી અનધિકારી, અનર્થ કરી અવળે માર્ગે વહી જઇ, અવનતિને પામેછે. માટે તાત્પર્ય એ છે કે, શુચિર્ભૂત થઇને, અધિકારીજ અધિકારીને વેદાંત બોધ સંભળાવે. **गुणा गुणेषु वर्तंते** એટલે **गुणाः** ઇંદ્રીઓ છે તે **गुणेषु** ઇંદ્રીઓના વિષયોમાં વરતેછે. હું તો તે બધાંનો પ્રકાશક છું. ઇંદ્રીઓરૂપ ગઉઓ કંઇ આત્મારૂપ કૃષ્ણ–ગોપાલનાં સ્વરૂપમાં નથી. તેમ વિષયો-

રૂપ ઘાસ (ગાવનો ચારો) પણ ગોપાળનાં સ્વરૂપમાં નથી. જેમ, ગોપાળ કૃષ્ણ વૃંદાવનમાં ગાયો ચરાવતા અને પોતે દૂર બેસી જોયા કરતા, તે વિષયારણ્યમાં ઇંદ્રીઓરૂપ ગાયો, વિષયભોગ ચારો ચરેછે, તેમાં સાક્ષી આત્માને કાંઇ નથી–દૂર રહી જુવેછે (પ્રકાશેછે). એ રીતે માનીને યથાર્થ સમજેછે તે લેપાતો નથી **इति मत्वा न सजते** એ જ્ઞાનીનું મંતવ્ય કર્તવ્ય છે. અને અજ્ઞાની તો પોતાને કર્તા ભોક્તા માનેછે અને આસક્ત રહેછે. ઇંદ્રી, કર્મ, જડ હોવાથી ચેતન આત્માથી જુદાં છે તેને યથાર્થ સ્વરૂપે જાણવા તે સમર્થ નથી, તેથી, એવા અજ્ઞાનીને બ્રહ્મબોધ નકામો જાય છે. નિષ્કામ કર્મ યોગથી ચિત્તશુદ્ધિ થયા પછી બ્રહ્મબોધનો અધિકાર આવેછે. **अथातो ब्रह्म जिज्ञासा** (વ્યાસ સૂત્ર) **ततः पदं तत्परिमार्गितव्यं** (ગી. અ. ૧૫)

પર્વત ઉપર ઘણીએ વૃષ્ટિ થાય છે, પરંતુ તેમાંના પથરામાં એક ટીપું પણ પાણી પ્રવેશ થઇ શકતું નથી. તેમ, જેઓનું અંતઃકરણ વાસનાઓથી કઠોર બની ગયું છે તેમાં, ગુરૂઓથી ગમે તેટલું બોધરૂપ અમૃત રેડાય છતાં પ્રવેશી શકતું–અસર કરતું નથી. કોયલા અને કાગડાને ગમે તેટલા દુધ સાબુથી ધોવાય તોપણ ઉજળા થતા નથી, તેમ, અધિકારી વગર બોધ વ્યર્થ છે.

**प्रशांतचित्ताय जितेंद्रियाय प्रक्षीण दोषाय यथोक्त कारिणे ।**
**गुणान्वितायाऽनुगताय चैव प्रदेयमेतत् सततं मुमुक्षवे ॥**

પવન બબ છૂટે તો સરોવરમાં તરંગો લેહેરો વગેરે થાયછે, તેમ, અંતઃકરણ ઉપર વાસનાથી અનેક કલ્પનાઓ ઉઠયાજ કરેછે. પવન બંધ થઇ જાય તો સ્થિર જળ થઇ તેમાં પ્રતિબિંબ દેખાઇ શકે. એવા સ્થિર જળ જેવા પ્રશાંત ચિત્તવાળાને, જીતેંદ્રિયને, બરાબર આચાર રાખનારને, ગુણવાનને, ઉપદેશ પ્રમાણે ચાલે એવા મુમુક્ષુને ઉપદેશ આપવો. સ્વાંતિ નક્ષત્રમાં વૃષ્ટિ થાય છે, તેનું બુંદ ગંગામાં પડેછે તે તે ગંગારૂપ થઈ જાયછે, સીપમાં પડેછે તે મોતી બનેછે; કદળી (કેળ)નાં પત્ર ઉપર પડેછે તો કર્પૂર થાયછે; સર્પનાં મુખમાં પડેછે તે વિષ થાયછે; જમીનપર પડેછે તે કીચડ થાયછે; દૈત્યના પાત્રમાં પડેછે તો મદ્ય આદિ થાયછે; દેવપાત્રમાં પડેછે તો અમૃતાદિ બને છે. એ રીતે એકજ સ્વાંતિનું જળ છે, છતાં પાત્ર ભિન્ન ભિન્ન હોવાથી તેનાં જુદાં પરિણામ થાયછે. અધિકારીને ઉત્તમ ઉપદેશથી જે ફળ થાયછે તે અનધિકારીને થતું નથી.

એક વખતે ઉપદેશ માટે દેવ, દૈત્ય અને મનુષ્ય, ત્રણે બ્રહ્મા પાસે ગયા. તે બધાને ફક્ત दददद (એવો द કાર)નો ઉપદેશ કીધો. પછી પુછયું કે શું સમજ્યા? ત્યારે દેવે કહ્યું કે, ઇંદ્રિયોનું દમન કરવાને दम નો ઉપદેશ આપે કીધો. દૈત્ય કહે, દયા રાખવાનું કહ્યું, અને મનુષ્યે કહ્યું કે દાન કરવાનું કહ્યું. એકજ द કારને ત્રણ જણ ત્રણ પ્રકારે સમજ્યા. અંતઃકરણ તથા વાસના અને પાત્ર ભિન્ન ભિન્ન હોવાથી જ્ઞાનોપદેશ બધા વાસ્તવિક સમજી ન શકે. માટે શ્રીભગવાને ગીતા અ. ૧૮માં છેવટ ભાગે કહ્યું છે કે:—

**इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।**
**न चा शुश्रूषवे वाच्यं नचमां योभ्यसूयति ॥**

જેઓમાં તપ નથી, એટલે વિચાર નથી, એવાને આ જ્ઞાનગુહ્ય નહીં કહેવું. કદાપિ તપ (વિચાર) હોય, પણ ભક્ત ન હોય, તો પણ ન દેવું. ભક્તિ વિનાનું તપ છે તે પાપ કર્મનું ફળ સમજો. ઘણા કહે છે કે, તપ, વ્રત, અપવાસ વગેરે કષ્ટ કરીને તમે પાપકર્મનું ફળજ ભોગવો છો. તે તપ અને ભક્તિ બેહુ હોય, પણ ગુરૂ સંત વિગેરે પૂજ્ય જનોની સેવા કરનારો ન હોય, અથવા શ્રવણની ઇચ્છા જેને ન હોય, (શ્રવણની ઇચ્છા હોય તો સેવા કરેજ), એવા અશુશ્રૂષને નહિ કહેવું. કદાપિ એ ત્રણે ગુણ યુક્ત હોય, પણ મારી નિંદા કરતો હોય (મારાં તાત્વિક સ્વરૂપની અથવા મારાં અવતારી લીલા તનુની નિંદા કરે) તો તેને ઉપદેશ ન કરવો.

બ્રહ્મવિદ્યાએ ઋષિઓ પાસે જઇ પ્રાર્થના કરીછે કે, અનધિકારી મૂઢ લોકોને તમે મને નહીં આપો. વેશ્યાની માફક ગમે તેવાને આપવા લાયક હું નથી. પોતાની પુત્રી કોઇ પંઢને આપતું નથી, તેમ હું સાધ્વિ છું તે રીતે પાત્ર જોઇ મને દાનમાં આપો. એ પ્રકારે મારૂં રક્ષણ કરો. તમે દાનશૂર હો, તો સુખે ગુણસંપન્ન જોઇને મને આપો, તો હું તમારી સર્વ કામના પૂર્ણ કરીશ એ ઉપનિષદ્‌નાં વચન જેવુંજ ગીતામાં અંતે પ્રભુએ પણ કહ્યું છે કે,

**यइदं परमं गुह्यं मद्भक्तेष्वपि धास्यति ।**
**भक्तिं मयि परां कृत्वा मामेवैश्यस्य संशयः ॥**

બ્રહ્મવિદ્યાને વેશ્યાની માફક બધાના ઉપભોગ માટે આપશો તો તે વીર્યવતી નહીં રહેશે. તેમ, ન રહે તો, ફળ શી રીતે આપશે?! માટે દ્રવ્યના

લોભથી તુચ્છ લાભાર્થ માટે ગુપ્ત બ્રહ્મવિદ્યા કદિ મૂર્ખ અનધિકારીને આપવા યોગ્ય નથી. લૌકિકમાં અને પરમાર્થમાં ઉલટું છે. રાજાની દ્રષ્ટિ આપણા ઉપર થાય એવી લોકો અપેક્ષા કરેછે (સ્વારી જતી હોય ત્યારે). પણ રાજા તે લોકને જાણતો-ઓળખતો નથી, અને લોકો, રાજાને જાણેછે. પરમાર્થમાં એથી ઉલટું છે. શ્રીકૃષ્ણ સામ્ય કરવા માટે રથમાં બેસી રસ્તેથી દુર્યોધનની સભામાં જાય છે ત્યારે દેવોના અને સમગ્ર બ્રહ્માંડના રાજા તે ભગવાનની દ્રષ્ટિ આપણા ઉપર પડે એવું લોક ઇચ્છેછે. તે લોક તે પ્રભુને વાસ્તવિક સ્વરૂપે ઓળખતા નથી, પણ તે શ્રીહરિ સર્વને જાણેછે. તેજ રીતે ભક્ત અને જક્તનું પણ ઉલટું છે. ભક્ત શ્રી પરમાત્મા તરફ ઉત્તરે પ્રયાણ કરતો રહેછે, ત્યારે જક્ત વિષયોની આસક્તિમાં રહી સંસાર તરફ દક્ષિણે દોડતું રહેછે. તેથી ધર્મનું અવલંબન કરનાર ભકતે સંસારી લોકથી ડરીને કદી ધર્મ છોડવો નહિં, તો અંતિમ મોક્ષ લાભ મળવા સંભવ છે.

પુત્ર ચાર પ્રકારના છે. ૧. જાતપુત્ર (માતા તુલ્ય ગુણવાળો). ૨. અનુજાત (પિતા તુલ્ય ગુણી). ૩. અતિજાત (બાપથી અધિક ગુણી). ૪. અપજાત (અધમાધમ-દુરાચારી). બાપથી વધારે કીર્તિ ન મેળવાય તો પૂર્વજોની હોય તેટલીજ કાયમ રાખવી, પણ અપજાત (દુરાચારી) ન થવું. એજ પ્રકારે ઉત્તમ પ્રકારે ધર્માચરણ કરનાર પુત્ર વિશ્વવંદ્ય થાયછે. તેવા ન થવાય તો યથાશક્તિ ધર્મ-કર્મ આચરતા રહી નીતિને માર્ગે વહ્યા જનાર સુપુત્ર કહી શકાય છે પણ કુપુત્ર-અધર્માચરણી તો કદી ન થવું.

**यो वै भूमातत्सुखं-तदमृतं** અખંડ સુખ તો નિત્ય વસ્તુમાંજ છે, તે તો બ્રહ્મ-પરમાત્માજ છે. અને અનિત્ય બધી વસ્તુ દ્રશ્યજાળ દુઃખરૂપજ છે. વિષયો જાતેજ નશ્વર છે તો તેનાથી મનાતું સુખ નશ્વર હોય તેમાં વિવાદ છેજ નહિં. વેદાંતનાં પરિશીલનથી નિત્ય અનિત્યનો વિચાર થાય ત્યારે આલોક પરલોકમાં તુચ્છ બુદ્ધિ થાય એટલે વૈરાગ્ય થાય. તે વિચારનું કાર્ય વૈરાગ્ય છે. પછી શમદમાદિ થાય છે.

**सदैव वासना त्यागः शमोयमिति शब्दितः ।**
**निग्रहो बाह्य वृत्तिनां दमइत्यभिधीयते ॥**

હંમેશ વાસના રહિત રહેવું તે શમ, અને બાહ્યવૃત્તિનો નિગ્રહ કરવો, તે દમ કહેવાય છે; અને **विषयेभ्यः परावृत्तिः** વિષયોમાંથી વૃત્તિને પાછી

હઠાવવી, તે ઉપરામ-ઉપરતિ છે. શ્રવણ મનન વગર બીજા વિષયોમાં અપ્રીતિ-બીજી વાતનો પરિત્યાગ, તે પરમા-ઉપરતિ છે, જેથી આત્મજ્ઞાન થાય છે. જ્ઞાન અને કર્મ એકજ સ્થાને નથી વાસ કરતાં, એવી રીતે થવું તે સન્યાસ. તિતિક્ષા=સર્વ દુઃખનું સહન; અર્થાત્, જે સુખદુઃખ પ્રારબ્ધથી પ્રાપ્ત થાય તેનો પ્રતિકાર નહિં કરવો તે. તેમ, સુખપ્રાપ્તિ માટે પ્રયત્ન પણ નહિં. એ પથરા પડયા છે તેને વિચાર કશો નથી, અને સુખ-દુઃખ, ટાઢ-તડકો, વૃષ્ટિ સહન કરેછે, તેમ, વગર વિચારે હઠથી સહન કર્યા કરવું તે તિતિક્ષા વાસ્તવિક નથી. કિલ્લામાં રાજાના ઘોડા બાંધ્યા છે. શત્રુએ આવીને તોપનો મારો શરૂ કીધો. ધડડડડ અવાજથી ઘોડાઓ થડકયા અને ભડકયા. તેથી તે બધામાં કેટલાક ખરા બહાદુર હતા તે, આગલાં પાછલાં બંધન તોડી નાખી કોટ કુદીને, આસપાસ આવેલી ખાઈ પણ કુદીને નાઠા, તે મુક્ત-સ્વતંત્ર બની બચી ગયા. કેટલાક તો આગલી પાછલી તોડી કોટ તો ઓળંગી ગયા, પણ ખાઇમાં પડયા. કેટલાકે આગલી પાછલી તોડી તો ખરી, પણ કોટ કુદતાં લટકી ગયા-ફસાઇ પડયા. કેટલાક તો અગાડીનું બંધન તોડી શકયા, પણ પછાડીનું નહિં તુટી શકયું, તે અટકી રહ્યા: અને કેટલાક બાકી રહ્યા તે બેહુ બંધન તોડી નહિં શકયા. તેમ, કાળરૂપ શત્રુની તોપ આ સંસારરૂપ કિલ્લા પર ચાલી રહી છે. તેમાં કેટલાક આગલું પાછલું બંધન તોડીને-એટલે વર્ણાશ્રમનું બંધન તથા સ્વર્ગ લોક વગેરે પરલોકની ઈચ્છારૂપ બંધન તોડીને, અહંમમત્વની મોટી ખાઇને પણ ઓળંગીને સ્વતંત્ર આત્મારામ બની આત્મારૂપ આરામ (બગીચા)માં મોજથી વિચરેછે; એવા કોઇકજ વીરલા મહાકષ્ટ વેઠી દિવ્ય ભોગ માટે બળાત્કાર (હઠ)થી શીત તાપ વેઠી કેટલાક સ્વર્ગાદિ ખાઇમાં પડેછે. કેટલાક વર્ણાશ્રમનું બંધન તોડેછે તો સન્યસ્તાદિમાં (અહંમમત્વને લીધે) અટકી લટકી રહેછે, અગર વિષયમાં ફસાય છે. કેટલાક બેહુ બંધન તોડેછે પણ સંસાર કિલ્લામાંજ ઘુમેછે (નિઃસંશય થવાતું નથી). કેટલાક અગાડીનુંજ માત્ર તોડેછે એટલે, સ્ત્રી પુત્ર ઘર બહાર છોડેછે પણ પછાડીનું નથી તુટતું, એટલે, આ મારો શિષ્ય, આ મારો મઠ, તુંબડું, વસ્ત્ર, ઝોળી વગેરે કહી માની આસક્ત બની રહેછે. અને કેટલાક તો કાન ઉંચા કરી જોયા કરેછે. એવી રીતની તિતિક્ષા શું કામની! સ્વાભાવિક પ્રારબ્ધથી જે આવી પડે તે સહન કરીને શ્રવણ મનનમાં લાગ્યા રહેવું સા તિતિક્ષા શુભામતા તે તિતિક્ષા ખરી.

શ્રદ્ધા,-વેદમાં અને વેદાનુકૂલ ગુરૂ વચનમાં વિશ્વાસ-ભક્તિ. સમાધાન-સલક્ષ્ય-બ્રહ્મરૂપલક્ષ-ચિત્તની એકાગ્રતા. મુમુક્ષુતા-મોક્ષની તીવ્ર ઇચ્છા. એ રીતે ચતુષ્ટય સાધન પ્રાપ્ત થયા બાદ (વિવેક, વૈરાગ્ય, શમદમાદિ ૭ સંપત્તિ, અને મુમુક્ષુતા પછી) **अथातो ब्रह्मजिज्ञासा** બ્રહ્મની જીજ્ઞાસા કરવી, તો એવા અધિકારીને બ્રહ્મબોધ સફળ થાય છે.

ગર્દભને ગંગામાં સ્નાન કરાવ્યાથી પવિત્ર નથી થતો. પથ્થર છે તે દુધમાં શ્વેત કે નરમ ન થાય: તેમ જે મૂઢ અનધિકારી છે તે તેવો છે.

એ ચાર સાધન શી રીતે પ્રાપ્ત થાય તે હવે કહેછે.

**स्ववर्णाश्रम धर्मेण तपसाहरि तोषणात् ॥**

પોતાના વર્ણાશ્રમના ધર્મનું પાલન કરી ભગવદ્ભક્તિથી પ્રભુને સંતોષ કરવાથી મળેછે. મુખ્ય આત્મા તો અસંગ જ્ઞાનસ્વરૂપ છેજ. ગૌણ આત્મા એટલે જીવત્વભાવ જે ચિદાભાસ છે તે, અને મિથ્યા આત્મા તે શરીર છે. મુખ્ય આત્મામાં તો વર્ણાશ્રમાદિ કોઇ કલ્પના નથી, તેથી શરીરનાં જે વર્ણાશ્રમાદિ છે તે પાળવા. ચાંદ્રાયણ, એકાદશી, શિવરાત્રી, વગેરે વ્રત, તપ, તથા સંધ્યાવંદનાદિ નિત્ય નૈમિત્તિક કર્મ કરવાં. તપથી અથવા ઉપાસના-ભક્તિથી હરિને સંતુષ્ટ કરવા, તેથી અંતર બાહ્ય શુદ્ધિ થાય છે, અને **साधनादि भवेत्पुसां वैराग्यादि चतुष्टयं** ચારે સાધન પુરૂષને પ્રાપ્ત થાય છે. એમ અંતર બાહ્ય શુદ્ધ થવું જોઇએ. વિચારથી અંતઃશુદ્ધિ અને આચારથી એટલે વર્ણાશ્રમ વિહિત કર્મથી બાહ્ય શુદ્ધિ થાય છે. ચિત્ત નિર્મળ થયું કે પ્રતિબિંબ એની મેળેજ તેમાં પડેછે; કેમકે પરમાત્મા પાસેજ છે. એક પથ્થર પાસેના બીજા પથ્થરનું પ્રતિબિંબ નથી લઇ શકતો. ગગનનો મેઘ જતાં જેમ આકાશ નિર્મળ થાય છે, તેમ અંતઃકરણમાંથી વાસનારૂપ મેઘ જતાં અંતર નિરમળ થશે. **यस्यदेवे पराभक्तिर्यथा देवे तथा गुरौ** ઇશ્વરમાં જેવી પરાભક્તિ છે તેવીજ જેને ગુરૂમાં છે તેને કહેલો અર્થ અંતરમાં પ્રકાશે છે-સમજાય છે.

દીવો એક સ્થાનમાં પ્રકાશ કરેછે, પાત્રને તપાવેછે, સ્નેહ (તેલ-દીવેલ-ઘી)નો નાશ કરેછે, બત્તી (દીવેટ)ને ખાઇ જાયછે (ગુણ એટલે દીવેટને ખાઈ જાયછે.) દીવો હોલાઇ નાશ જતી વખતે વધારે પ્રકાશેછે, તેવીજ રીતનો કુપુત્ર છે. નામ માત્રથી એક જગે પ્રકાશે, સ્નેહનો નાશ કરે, પાત્રને (સાધુ સજ્જનને) તપાવે (દુઃખ

આપે-પાળે નહીં), ગુણ (સદ્‌ગુણ)નો નાશ કરે, અને દ્રવ્ય મળે કે મદોન્મત્ત બને છે પરંતુ સુપુત્રરૂપ દીવો તેવો નથી. તે તો કુળમાં બધે પ્રકાશ કરે છે. જગતમાં બધે પરોપકારાદિ સદ્‌ગુણવડે સુકીર્તિરૂપે પ્રકાશે છે. સારા પાત્ર જનોને તપાવતો નથી, પણ શાંત કરે છે. એ સ્નેહનો નાશ કરતો નથી પણ વધારે છે. ગુણને ખાતો નથી, પણ ગુણની વૃદ્ધિ કરે છે અને બીજાને સદ્‌ગુણ સંપન્ન કરેછે. નાશ થતાં બમણો પ્રકાશે તેવો કુપુત્ર જેવો એ દીવો નથી, પણ દ્રવ્યસંપત્તિ આવે કે જાય, છતાં છલકાતો કે ભડકતો નથી પણ શાંત રહે છે. એજ પ્રકારે જે સ્વધર્મ પાલક સુપુત્ર છે તે માતા પિતા ગુરૂજનોમાં શુદ્ધ પ્રેમ રાખી પોતાના તન, મન, ધનથી તેમની સેવા પરાયણ રહી આજ્ઞાનું ઉલ્લંઘન કરતો નથી. સ્વધર્મનિષ્ટ સાચો વીર પુત્ર કદી સ્ત્રી લંપટ બની માતપિતાને વિશે અયોગ્ય-પોતાની જીભે બોલવું ન શોભે એવાં વચન બોલી દૂષિત થતો નથી; જો થાય છે તો તે સુપુત્ર નથી, સુપુત્ર નથી તો અધર્મે વર્તનાર કુપુત્રનીજ સંજ્ઞાને પાત્ર છે, તેમ છે તો ધિઃકારનેજ યોગ્ય છે. વિવેક અને પ્રસન્નતા પૂર્વક સ્વધર્મે રહેનારજ સુપુત્ર છે. સુપુત્ર જે પોતાનાં નામથી, એટલે, પરાક્રમથી, પરોપકારથી, ભગવદ્‌ભક્તિ યોગ જ્ઞાનનિષ્ઠા વગેરે સત્કર્મથી, જગતની સેવા, સદાવ્રતદાન, તપ, યજ્ઞ, ઉદારતા, સત્ય, વગેરે સત્કર્મથી ઓળખાય છે તે ઉત્તમ પુત્રછે. પિતાના નામથી ઓળખાય, જેવા કે, અમુક મુનસફના, વકીલના, ડેપ્યુટીના, ભક્તરાજના, જ્ઞાની મહાત્માના કે આત્મભોગ દાતા પરહિત કર્તા અમુકના એ પુત્ર છે, તે મધ્યમ, માતાનાં નામથી ઓળખાય તે અધમ-કનિષ્ટ છે, અને સ્ત્રીનાં નામથી ઓળખાય તે અધમાધમ છે.

**उत्तमो आत्मविख्यातः पितृविख्यात मध्यमः ॥**
**अधमो मातृ विख्यातः स्त्री विख्यातो धमाधमः ॥**

એકજ સુપુત્ર (સિંહરૂપ બાળક) હોય તોપણ સિંહણ નિરાંતે સુવેછે. **एकेनापि सुपुत्रेण सिंही स्वपिति निर्भयं ॥** પરંતુ કુતરાં, ગધેડાં, ભુંડોને છોકરાંનાં ટોળે ટોળાં હોવા છતાં રાત દહાડો રવડી બરાડી કલેશ સહેછે. અને રામ, કૃષ્ણ, ભીમ, અર્જુન, ધર્મ, કર્ણ, ભોજ, વિક્રમ, વગેરેના જેવો સિંહતુલ્ય પરાક્રમી, ભક્ત, દાતા, ધર્મ ધુરંધર, સત્યવાદી, સૂક્ષ્મદર્શિ, યોગી, જ્ઞાની, વીરપુત્ર એકજ હોય તો સુખે સુનાય છે-ચિત્તમાં શાંતિ રહેછે.

પ્રથમ દુઃખ ભોગવ્યા વગર સુખ નથી આવતું, એમ કહેવાય છે. તે વિષે દ્રષ્ટાંતઃ—

નાકમાં વેધ પાડે છે તેનું દુઃખ થાય છે. પછી તેમાં સૂત્ર અથવા તાર ઘાલી મુકે છે. એ બધું દુઃખ વેઠે છે ત્યારે નાકે વાળી ઘાલે છે. અર્થાત્ હજારોની કીંમતનાં મોતીથી શોભા પામે છે તેજ રીતે મોતી લક્ષ કે કોટિનું છતાં તેમાં છિદ્ર ન હોય તો તે નાકમાં વસવા લાયક થતું નથી. તેપણ વિંધાય છે. દુઃખ ખમે છે ત્યારે નાક ઉપર કે કાનપર કે કંઠમાં વિરાજમાન થઇ શકે છે. તેમ,—શ્રીરામચંદ્ર, રાવણરૂપ અહંકારને મારી સીતારૂપ જ્ઞાનકલાને લઇ અયોધ્યા આવ્યા ત્યારે કૈકેયી માતાએ ક્ષમા માગવાથી તેમના પ્રત્યે, કહે છે કે, હે માતા! તમારી તો મોટી કૃપા થઇ છે. તમે મને વનમાં નહિં મોકલતે તો, મારા પિતાનો કેટલો પ્રેમ છે તેની પરિક્ષા શી રીતે થતે? **तातप्रेमो भरत महिमा** અને ભરતનો શું મહિમા છે તે શું સમજાતે. વળી **पौरुषं वायुसुतोः** હનુમાનનું શું પરાક્રમ છે તે શી રીતે જણાતે. **सख्यंचापि सुग्रीवस्य सौमित्र भक्तिस्तथा ॥ सीतासत्यं निजभुज बलं वैरिणां वैरिभावो ॥** સુગ્રીવનું સખ્ય, લક્ષ્મણની ભક્તિ, સીતાનું સત્ય, અને મારા બાહુનું બળ, એ સર્વની પરિક્ષા તમારી કૃપા થઇ તોજ થઇ; માટે તમે તો બહુજ ઉપકાર કીધો છે. **ज्ञातं सर्वं तवचरणयोर्मातरः तवप्रसादात् ॥** પછી શ્રીરામજીને રાજ્યાભિષેક કીધો છે. ત્યાં વસિષ્ઠ વિશ્વામિત્રાદિ મહર્ષિઓ, વિભીષણ, મારૂતી, ભરત, લક્ષ્મણ, શત્રુઘ્ન, વગેરે અનેક રાજાઓ સહિત પુરના લોકોએ સર્વ પ્રકારે આનંદમંગળરૂપ ઉત્સવ કીધો. સર્વનાં અંતઃકરણ અંદર બહાર પ્રફુલ્લ ખીલી રહી આનંદમય શોભે છે. તેજ રીતે હસ્તિનાપુરમાં ધર્મરાજા યુધિષ્ઠિરને રાજ્યાભિષેક કરી ભાઇઓ ભીમાર્જુનાદિ છત્ર ચામર લઇ ઉભા છે ત્યાં પણ તેવોજ આનંદ સર્વત્ર પ્રકાશી રહ્યો છે. તાત્પર્ય કે, ધર્મસંપાદન કરવા માટે સાધન સંપન્ન થવામાં અનેક દુઃખો સહન કર્યા વગર ચિત્તશુદ્ધિ થતી નથી. તે દુઃખ વેઠાય તો અંતઃશુદ્ધિ થયેથી સદ્‌ગુરૂના ઉપદેશ રંગની વૃષ્ટિ થશે. તેમાં ચિત્ત ભીંજાઇ જઈ જ્ઞાનરંગમાં લદબદ ગચકાબોળ થઇ જશે ત્યારે સ્વારાજ્યપદે સ્થિતી થશે. તે વખતે તત્વામૃત નિમગ્ન તે મહારાજાશ્રી મહાત્માની સમીપ અનેક સિદ્ધિઓ દાસી બની ઉભી રહી હાથ જોડી મંગળ ગીતો ગાતી રહેશે, કેટલીક છત્ર ચામર વ્યંજનાદિ કરતી હુઇ જય જય ઘોષ કરતી રહેશે, ત્યાં સર્વત્ર આનંદનોજ અદ્‌ભુત પ્રકાશ થઇ રહેશે. ઉક્ત સર્વથી એ ધ્યાનમાં રાખ-

વાનું છે કે, રામની પિતા પ્રત્યેની ભક્તિ અથવા આજ્ઞાપાલનરૂપ પુત્ર-ધર્મ, લક્ષ્મણ ભરતાદિનો જયેષ્ટ બંધુ શ્રીરામ પ્રત્યેનો પ્રેમ અથવા સ્વ-ધર્મ, પતિવ્રતા સતિસીતાનો પતિ–રામ પ્રત્યેનો પ્રેમ–ધર્મ, મારૂતીનો સેવકભાવથી પ્રભુ પ્રત્યેનો પ્રેમ–ધર્મ, ઇત્યાદિ ઉપર લક્ષ આપી અમુક ન્યૂનાધિક અંશેપણ હાલની પ્રજા સ્વધર્મપાલન કરવા કટિબદ્ધ થાય તો તેવોજ આનંદભુક્તિનો વખત પુનઃ દ્રષ્ટિએ પડી, શાંતિની વૃષ્ટિનું સુખ અનુભવવા સંભવ છે.

——:o:——

## પ્રકરણ બીજું.

ધર્મ સંગ્રહરૂપ કામમાં, કામ ક્રોધાદિ આસુરી સંપત્તિનો પરિત્યાગ કરવા વિશે મહાત્મા ઉપદેશ આપે છે કેઃ—

એ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, છ જણા જે છે તે દરેક અક્ષોહીણી સેનાના અધિપતિ છે. તે છ માંથી મુખ્ય એક કામને મારી હઠાવવાથી બધી સેના નાસી ભાગી જાય છે. એ કામ છે તેજ પાપ કર્મ કરાવનાર પ્રેરક છે. **बलादिव नियोजितः** શ્રી કૃષ્ણે ગીતા અ. ૩માં તેજ કહ્યું છે કે, **कामएष क्रोधएष** વગેરે એ કામ છે તેજ ક્રોધ છે. નિર્મળ જળ છે તેજ મલીન જળ થાય છે. તેમાં કાદવ આધાર છે. તે કાદવ છે તે ઉપર આવીને નિર્મળ જળને મલીન કરે છે. તેમ, જળને સ્થાને કામ છે, કર્દમ સ્થાને ક્રોધ છે. પુરતી ન થાય (ઇચ્છા પ્રમાણે ન થાય) તો કામ છે તે ચંચળ થઈ ક્રોધ રૂપે થાય છે. જળ માટે ભૂમિ કર્દમ રૂપ છે. તે ભૂમિ છે તે જળનો આધાર છે, તેમ જળ ભૂમિનો આધાર છે. રજોગુણથી ઇંદ્રિઓ, તમો ગુણથી વિષયાદિ છે. જળને જેમ કાદવ, તેમ રજને તમ આધાર. વિષય ન મળવાથી કામજ ક્રોધરૂપે થાય છે. રજ તમનો નાશ થવાથી નિર્વિષય કામ એટલે શુદ્ધ ભક્તિ થાય છે. અર્થાત્, ધ્યાન પૂજા કરૂં, એવો જે નિર્વિષય કામ છે તે મોક્ષમાં હેતુ છે. મનથીજ બંધન અને મનથીજ મોક્ષ છે. સંસાર વનનો ઉચ્છેદ કરવાને મનરૂપ કુઠારને નિર્વિષય કામરૂપ હાથો મળે તો વનને કાપી નાંખે છે.

કામ રજોગુણથી થાય છે, અથવા કામથી રજોગુણ થાય છે. અગ્નિમાં ઘી ઘણું નાખ્યા કરીએ તો **भूयएवाभिवर्धते** ઉલટો વધે છે. તેમ,

કામને આપ્યા કરીએ તો વૃદ્ધિ પામે છે, કામની નિવૃત્તિ થતી નથી. પૃથ્વીની બધી સંપત્તિ રાજ્ય આપો તોપણ તૃપ્ત ન થાય. એવા કામનો ત્યાગ કરવો જોઇએ. જ્ઞાન છે તે ઘરમાં દાટેલાં દ્રવ્ય જેવું છે. તેના ઉપર ભુજંગની માફક પ્રતિબંધક થઇ કામ બેઠો છે તેને યુક્તિથી દૂર કરાય તો જ્ઞાનનિધી હાથ આવે.

ભજન માર્ગે ચાલ્યો કે, એ કામ ક્રોધાદિ લુટારા રસ્તે ઘેરી લઇ વગર શસ્ત્રે મારી લુટી લઇ બાંધી લે છે. એવા એ કામ, ક્રોધ, લોભ છે તે મહા પ્રબળ છે. તેઓ પરાક્રમથી જીતાય તેવા નથી; પણ વિવેક ધૈર્ય, યુક્તિથી તથા ગુરૂ સંતની સહાયથી જીતી શકાય છે. જન્માંતરમાં જ્યાં જ્યાં જઇએ ત્યાં પાછળને પાછળ પુણ્યસંગ્રહ લુંટવાને આવે છે. એવાને કેવી યુક્તિથી મારવા તે વિષે દૃષ્ટાંતઃ—

એક વૃદ્ધ ધનવાન ગ્રહસ્થ હતો. તેને ત્યાં એક નોકર, અને એક પુરોહિત તથા નાપિક રોજ આવતા જતા હતા. શેઠ કોઇને કાંઇ આપતો ન હતો, તેથી પુરોહિતે મનમાં વિચાર્યું કે એ ડોસાને મારી નાખી દ્રવ્ય લઇ જવું. તેથી નોકરને સમજાવ્યો કે મધ્ય રાત્રે હું આવું ત્યારે દ્વાર ઉઘાડજે. ડોસાને મારીને આપણે બે વ્હેંચી લઇશું. નહિં તો બીજા લુંટી જશે. પછી રાત્રે તે આવ્યો. નોકરે બારણું ઉઘાડયું; પણ હવે મારે કોણ, તે વિચાર પડયો. નોકર કહે એનું અન્ન ખાધું છે તેથી હું તો એવું કામ નહીં કરૂં. પુરોહિત કહે, હું બ્રાહ્મણ છું તેથી નાપિકને સમજાવી લાવ્યો. દ્રવ્યને લીધે શેઠને નિંદ્રતો આવે નહીં, તેમાં બારણું ખુલ્યાની ગરબડ થવાથી ચેત્યો. તેથી પીછોડી ઓઢી ચકચાલ જુવેછે. ત્રણ જણ માળે આવ્યા. જોયું, અને મારવાની તજવીજ ચાલી રહી છે તે સમજ્યો, તેણે વિચાર્યું કે એ ત્રણ છે, મારૂં એકલાનું બળ ફાવે તેમ નથી. તેથી ઝટ બેઠો થયો અને યુક્તિ વાપરી બોલ્યો કે, આવો, આવો, મને એજ વિચાર થતા હતા કે સવારમાં તમને તેડાવી મારી હયાતીમાંજ વેહેંચી આપું. પણ હવે આવ્યા તો સુખે લઇ જાવ. નોકરને કહે વાડામાંથી તુલસી પત્ર લાવ. નોકર ગયો. શેઠ કહે, એ લુચ્ચાને જવા દો, તમે બે લઇ જાવ. દેવ મંદીરમાંથી જળ લાવો, ને વાડાનું બારણું દઇ દો. પુરોહિત બારણું દઈ આવી દેવ મંદીરમાં જળ લેવા ગયો. તે વખતે નાપિકને કહે, તું જુનો મારા ઘરનોજ છે, તેથી આ કુંચી લે, બધું તું લઇ જા. દેવ મંદીર બંધ કરી આવ. નાપિકે મંદિર બંધ કીધું. પછી ઓરડી ઉઘાડી બધું બતાવ્યું.

કંમરપુર ઉંડું દાટેલું તેમાંથી થેલી કાઢવા નાપિકને કહ્યું. નાપિકે ખાડો ખોદ્યો, થેલી કાઢવા નીચો વળી જતાંજ ડોસાએ તેને ખાડામાં ગબડાવી મુકયો, અને ઓરડી દઈ નિરાંતે સુતો. આ વખતે શેઠ તે ત્રણેને ગમે તેટલું જ્ઞાન સમજાવતે તો કદી માનતે નહીં. માટે ધૈર્ય તથા યુક્તિથીજ ત્રણે (સત્વ-રજ અને તમ) ને વશ કરવા, તો જ્ઞાન નિધિ સલામત રહે, અને ત્રણે હરામખોરનું બળ ભાંગી જવાથી વશ થઇ જાય. માટે વિચાર બળથી તથા યુક્તિથી કામ ક્રોધ લોભને મારી હઠાવી નિસ્તેજ કરવા, અને વિજયી બની શાંતિથી સુઈ જવું (પ્રભુમાં અભેદ ભાવે સમી જવું).

ઉંડાં મૂળવાળું વૃક્ષ હોય તેની ઘણી શાખા હોય છે. તે બધીને જુદી જુદી તોડવા લાગીએ અથવા કાપીએ તો વખત બહુ જાય, તેમ, તે પાછી ફૂટી નિકળે છે તેથી શ્રમ વ્યર્થ જાય છે; પણ મૂળનેજ ખોદી ઉખેડી કાઢીએ તો ફરી ઉગી શકે નહીં. તેમ, આસુરી સંપત્તિનું મૂળ કામ, ક્રોધ, લોભ છે. તેનો ઉચ્છેદ કરવાથી શાખા સ્થાનીય બીજા વિકાર નષ્ટ થાય છે.

**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।**
**काम क्रोधस्तथा लोभः तस्मादेतत् त्रयं त्यजेत् ॥**

દ્વારથી જેમ ઘરમાં પ્રવેશ થાય છે, તેમ, નર્કમાં જવાનાં દ્વારભૂત કામ, ક્રોધ, લોભ, એ ત્રણ છે. અથવા નરકાદિરૂપ ગ્રામ છે તેનો માર્ગ-દર્શક એ પાપીઓની ટોળી છે. **अकः** એટલે દુઃખ, તે નરો (જનો) ને જયાં પ્રાપ્ત થાય છે તે નર્ક છે. જીવાત્માને દુર્ગતિ પ્રાપ્ત થવાની પાત્રતા એ ત્રણથીજ થાય છે. જયાં સુધી એ ત્રણ જણ અંતરમાં હોય ત્યાં સુધી તે મનુષ્ય પોતાનું શ્રેય કરી શકતો નથી; પણ:—

**एतैर्विमुक्तः कौंतेय तमो द्वारै स्त्रिभिर्नरः ।**
**आचारत्यात्मनः श्रेयस्ततो याति परांगति ॥**

એનાથી મુકત થાય છે ત્યારે પોતાનું કલ્યાણ આચરે છે તેથી પરમગતિ પામે છે. વાત, પિત્ત અને કફ, એ ત્રણ કુપિત થાયતો શરી-રમાં દુઃખ થાય છે, તેનું શમન થતાં આરોગ્ય આવે છે. એ ત્રણથી મુકત થતાં વ્યવહારમાં આરોગ્ય મેળવી સુખી થાય છે; તેમ, કામાદિ ત્રણથી મુકત થતાં પરમાર્થમાં સુખી થાય છે. **मृत्वां मार सहबैस्तु॰**

હજાર ભાર મૃત્તિકા લઇને દીલે ખુબ ચોળીને કોટી કુંભભરીને જળથી સ્નાન કરે, પરંતુ જો અંતઃકરણ શુદ્ધ ન હોયતો **स चांडाल इति स्मृतः** તેને ચાંડાલ કહે છે. ચાંડાલમાં આઠ અપલક્ષણ હોય છે. **अशौचं अनृतं स्तेयं नास्तिक्यं शुष्क विग्रहः ॥** અપવિત્રા, જુઠાણું, ચોરી, નાસ્તિકપણું, શુષ્ક વિગ્રહ એટલે કારણ વગરજ લડાઇ કરવી–ગાળદેવી, વગેરે. જે મનુષ્ય પોતાનો સ્વાર્થ છોડી દઇ બીજાનાં કામ સિદ્ધ કરેછે તે ઉત્તમ પુરૂષ છે. **एते सत्पुरुषा परार्थ घटकाः** અને પોતાનો બગડે નહીં એવી રીતે યુકિતથી બીજાનું કામ કરે છે તે મધ્યમ ( **स्वार्थां विरोधेन** ) છે. અને પોતાના સ્વાર્થ માટે બીજાનું બગાડે છે તે માનુશ રાક્ષસાઃ છે તે અધમ છે. અને જે પોતાને કાંઇપણ લાભ ન છતાં બીજાનું સારૂં જોઇ ન શકે, એવાને અધમાધમ કહે છે, તે કોણ, તે ( **केन जानीमहे** ) હમે નથી જાણતા; એ શુષ્ક વિગ્રહ કહેવાય. એવો સ્વભાવ હોયતો જાણો કે ચાંડાલ છે. અને કામ, ક્રોધ, તથા આઠમો તૃષ્ણા ( લોભ ). એ રીતે આઠ છે તે **स्वभावोंत्यज जातिनां** અંત્યજ જાતનો સ્વભાવ છે. માટે એ કામાદિ ત્રણને ત્યજવા. અર્થાત્ મુખ્ય કામ છે તે છોડવો.

શ્રી એકનાથ મહારાજ ગોદાવરી ગંગામાં રોજ સ્નાન કરતા. ઓવારે બહુ ભીડ હોવાથી * એક કોસ દૂર એક શીલાપર જઇ સ્નાન સંધ્યા કરતા. એક વખતે સદ્દગુરૂ દત્ત અંત્યજ રૂપે આવી તેજ શીલા ઉપર બેસી લુગડાં ધોય છે ત્યાં એકનાથ આવ્યા. ખસી જવાને તેણે બહુ કહ્યું, પણ ગણકાર્યું નહીં. ત્યારે ખુબ ગુસ્સે થઇ દોડીને હાથ પકડી ખસેડી નાખ્યા. પરંતુ પછી એકનાથ બહુ વિચારમાં પડયા કે, એ ચાંડાલનો સ્પર્શ થયો, હવે શું કરવું. તેથી ૧૦૮ વાર મટોડી દીલે લગાડે છે ને ન્હાય છે. તેજ પ્રમાણે છેટે રહેલો પેલો અંત્યજ ( દત્ત ) પણ મટોડી લગાડી ન્હાય છે. તે જોઇ એકનાથે પુછ્યું કે, મારી માફક શામાટે કરે છે. મને બ્રાહ્મણને ત્હારો સ્પર્શ થયો તેથી હું તો શુદ્ધિ કરૂં છું. તેણે કહ્યું કે, મને પણ ચાંડાલનો ( ત્હારો ) સ્પર્શ થયો તેથી હું પણ શુદ્ધિ કરૂં છું. ત્હારા હૃદયમાં ચાંડાલ છે તે છતાં બ્રાહ્મણ ભલે તું માન. એકનાથ થડકયા–સમજયા, અને પ્રાર્થના કરી કે, આપ કોણ છો, પ્રકટ થાવ. તરત ગુરૂદત્તે દર્શન દીધાં. તે પ્રભુને નમસ્કાર કરી ક્ષમા માગી. દત્ત કહે, તારાં અંતરના દોષ દેખાડવા મારે આવવું પડયું. ભાઇ! એ દોષ કાઢી નાખે તો ઠીક. તે કાઢી અંતર

---

* રોજ ચીદાયા કરવું પડતું હતું તેથી.

શુદ્ધ કરો. ઉપાસનાથી અંતરશુદ્ધિ જલદી થાય છે. દત્ત ગુપ્ત થયા. એક-નાથે તે વખતથી ક્રોધ છોડી દીધો છે.

**नरकोपस्थिती** એટલે નરકમાં ઉપસ્થિતી શું છે? જે નરકોપસ્થિતી છે તે-એટલે નરની ક્રોધમય સ્થિતી છે તે છે.

કામ ક્રોધાદિરૂપ મોટા ગુપ્ત-સૂક્ષ્મ વ્યાધિ છે. નાનાં ગામડાંમાં અનુકુળ વૈદ દાકતર નથી હોતા, તેમ પશુ પક્ષિઓ વગેરે હલકી યોનિઓ રૂપ ગામડાંમાં એવા વ્યાધિને મટાડી સારા કરનાર વૈદરૂપ ગુરૂ નથી હોતા; પણ આ મનુષ્યશરીર મોટું શહેર છે (**इहैव नरक व्याधे •**) તેથી એવા વ્યાધિના ચિકિત્સકો (ગુરૂ-મહાત્મા-સંત) પણ એજ શહેરમાં વસે છે; માટે ચિકિત્સક (ગુરૂ) પાસે જઇ, ઔષધોપચાર કરી, પરેજી પાળી, કામ ક્રોધાદિ વ્યાધિને ઉપશમ કરવા જોઇએ.

**अकामस्य क्रिया काचित्** લોકો કામની પ્રેરણાથીજ અનેક ચેષ્ટાઓ કરે છે, પણ જે અકામ છે તેની તો ક્રિયા પણ પરાવૃત્ત થઇ જાય છે એમ સમજવું. આપણે (લોકો) કામાદિના દાસ થઈ ગયા છીએ, પણ તે કામાદિને આપણા દાસ કરવા જોઇએ. કામાદિના દાસ બની જઇ સ્વતંત્રતા ખોઇ બેઠા છો તે પાછી મેળવો. સભાસદો, ભાટ, ચારણ વગેરે લોક રાજાઓનું મનરંજન કરે છે, તેમ કામાદિ પણ આપણું મન-રંજન કરે છે. કામનો કિંકર થયો તે કોનો ન બને? અર્થાત્, બધાનો કિંકર થઈ પડે છે.

**काम किंकरतां प्राप्य जनोनो कस्य किंकरः ।**
**एकं कामं परित्यज्य जनो सो कस्य किंकरः ॥**

અને કામની તાબેદારી છાંડે તો પછી તે કોનો નોકર છે? કોઇનો નહિ; પરંતુ બધું જગત તેનું કિંકર બને એવું કામત્યાગનું મહાત્મ્ય છે.

મહાદેવે કામનો જય કીધો, ને તેને બાળી મુકયો તેથી અનંગ (અંગ વગરનો) થઈ ગયો; તેથી મહાદેવ સાથે તેને વૈર; પરંતુ તેથી પ્રત્યક્ષ શંકરને તો દુઃખ દેવા સમર્થ નહિં હોવાથી, ઇશ્વરથી જગત થયું તે જગતને દુઃખ દે છે. એ રીતે વૈરનો બદલો લે છે. અનંગ ભાવને પમાડયો તેથી તત્સૃષ્ટ જગતને દુઃખ દે છે. અને સ્ત્રીઓને પોતાનાં ખડ્ગાદિ અસ્ત્રરૂપે ધારણ કરી છે. માત્ર જે મહાદેવ જેવો જીતેંદ્રિય, જ્ઞાની, યોગી થાય છે ત્યાંથી પાછો હઠે છે. સ્ત્રી કે પુરૂષ ઉપર દ્રષ્ટિ ન આપો,

તમારો શત્રુ કામ છે. સ્ત્રી, પુત્ર, ધન, પદાર્થ વગેરેમાં દોષ દ્રષ્ટિ બતાવ્યા વગર વૈરાગ્ય થતો નથી, તેથીજ ઋષિમુનીઓએ કામનાં અસ્ત્ર (હથિયાર) રૂપ મુખ્ય સ્ત્રીને વિષે અનેક દોષદ્રષ્ટિ બતાવી લખ્યા ગયા છે. પુરૂષને જેમ સ્ત્રી મોહક છે, તેમ સ્ત્રીને પુરૂષ મોહક છે (વિઘાતક છે.) માટે કામનેજ તું નિર્મૂળ કર. મહાદેવ અને કામની લડાઇ થઇ તેમાં શંકર કામને વશ ન થયા, પરંતુ ક્રોધને વશ થયા. બેની લડાઇમાં ત્રીજો ફાવ્યો. ક્રોધ ભરાયો ત્યારે કામને બાળ્યો. માટે એ શત્રુઓ કયાં રહે છે તેનાં સ્થાન પ્રથમ જાણીને, તેને જીતવા યત્ન કરવું જોઇએ. ઇંદ્રિઓ, મન, બુદ્ધિ એ તેનાં સ્થાન છે—રહેઠાણુ છે.

**इन्द्रियाणि मनोबुद्धि रस्याधिष्ठान मुच्यते ।**
**एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनं ॥**

વિષય દર્શન થાય, જુવે, સાંભળે, જાણે, તો મનમાં સંકલ્પ થાયછે, તેથી તે મેળવવા (ભોગની ઇચ્છાથી) પ્રયત્ન કરે છે. પરંતુ જેને માટે વિપરીત કલ્પના થાય તેને માટે કોણ યત્ન કરે ?! કોઇ નહીં કરે. જન્માંતરની વાસનાથી સંકલ્પ થાય છે. મનના સંકલ્પ પછી બુદ્ધિ નિશ્ચય કરે છે કે, હા—એ સુંદર છે. તે મેળવવીજ જોઇએ. એ રીતે દેહી—જીવાત્માને મોહિત કરે છે. (**ज्ञान-मावृत्यदेहिनम्**). પણ વિવેક જાગ્રત હોય તો મોહ થતો નથી. **तस्मा-त्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ॥ पाप्मानं प्रजहिह्येनं ज्ञानविज्ञान नाशनं** માટે જ્ઞાન અને વિજ્ઞાન (અનુભવ) નાશ કરનાર એવા કામને માર. અંતરના શત્રુ નષ્ટ થાય તો બાહ્ય બધું જગત આત્મરૂપજ છે.

કામ ક્રોધાદિ રિપુઓ વળી કેવા છે,—**सर्वेषां पातहेतुः तदिह मतिमता त्याज्य मध्यात्म योगात् ॥** બધાની અધોગતિ કરવામાં હેતુરૂપ છે, માટે આ લોકમાં બુદ્ધિમાન પુરૂષોએ, નિરંતર આત્માનુ સંધાન કરીને, તેમનો ત્યાગ કરવા યોગ્ય છે.

**इन्द्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परंमनः ॥ मनसस्तु पराबुद्धिर्योबुद्धेः परतस्तुसः ॥** મનની પ્રેરણા થવાથી ઇંદ્રિઓ વિષય ગ્રહણ કરે છે (ઇંદ્રિયોનું પ્રેરક મન છે.) અને મનમાં જે પ્રકાશકતા આવે છે તે મનની નથી. જેમ લોખંડનો ગોળો પ્રકાશરૂપ થાય છે, તે ગોળાની સ્વતઃ સત્તા નથી, પણ અગ્નિની છે, તેમ આત્મ પ્રકાશથી મન પ્રકાશિત થઇને ઇંદ્રીઓને પ્રેરેછે. એ મનથી બુદ્ધિ શ્રેષ્ઠછે—મનની પણ તે પ્રેરક છે. ઘોડાને બુદ્ધિરૂપ સારથીથી ચાલન મળેછે. તે બુદ્ધિથી શ્રેષ્ઠ

પરમાત્મા છે. તે ધર્મ કર્મનો સાક્ષી સ્વપ્રકાશ દ્રષ્ટા છે, તે ભિન્ન અસંગ છે. તે આત્મતત્વ હું છું, એમ જાણે ત્યારે કામાદિનો નાશ થાય. **एवं बुद्धेः परंबुध्वा संस्तभ्यात्मानमात्मना ॥** માટે તે આત્મજ હું છું, **ब्रह्मैवाहं** એમ અનુસંધાન કરીને કામાદિને માર. કામાદિ છે તે બુદ્ધિથી આગળ જઇ શકતા નથી, ત્યાં તો હું છું. **रागो न क्षीयताम् मतिमता दोषस्थिते र्ज्ञापकः** ॥ શ્રીમદ્વિદ્યારણ્ય કહે છે કે, **रागोलिंगमबोधस्य ॥** રાગ છે તે અજ્ઞાનનું ચિન્હ છે. જ્ઞાનીને પણ રાગ થાય તો તે વખતે જ્ઞાનનું સ્મર્ણ કરે તો પાપ કર્મ કરે નહીં; તે વખતે તેનામાં અજ્ઞાન સ્થિતિ કરેછે તેથી રાગ થાય, પણ વિવેકથી સ્વરૂપનો લક્ષ કરી તેને હઠાવી દે આપણે શરીરને વ્યાયામ આપીએ છીએ—એટલે હરીએ ફરીએ છીએ, પણ મન તો એની મેળે ફરેછે તેમાં રાગ છે તે વ્યાયામ છે. **चित्त व्यायामभूमिषु** વૃક્ષના કોટર (મૂળ) માં અગ્નિ હોય તો તે પલ્લવિત થતું નથી તેમ અંતઃકરણમાં રાગછે ત્યાંસુધી શાંતિ ન થાય. રાગ છે તે દોષ સ્થિતીનો જ્ઞાપક છે. સન્માર્ગવર્તિ છતાં મદ્યપી લોકની મંડળીમાં સ્ત્રીનું મુખ જોઈ તેને ચુંબન કરેછે, તે રાગ હોવાથીજ થાયછે. સૂર્યને પણ સન્માર્ગવર્તિ કહેછે, તેને ક્ષણમાત્ર પણ રાગનો (આરક્તપણાંનો) સંબંધ થવાથી મધુપ (ભ્રમર) નાં ટોળાંમાં કમલિનીનું ચુંબન કરી તેને પ્રસન્ન કરેછે, એટલે કમળ ખીલે છે (ઉદય કાળમાં). તે રાગ **द्विज स्थितेर्ज्ञापकः** એટલે દ્વિજ (પક્ષી) આદિના શબ્દ થાય તે ઉપરથી જાણીએ છીએ કે અરૂણોદય થયો. ક્ષણમાત્ર રાગ (રક્તતા) થવાથી સંપદા અર્પી. માટે કહે છે કે, સૂર્યના ઉદય કાળમાં તેનાં દર્શન કરવાં નહીં, કેમકે તેણે તે વખતે રાગનો આશ્રય કીધોછે.

**विश्वामित्र पराशर प्रभृतयः वातांबुपर्णाशना**
**स्तेपि स्त्रीमुखपंकजं सुललितं दृष्ट्वैवमोहंगताः**
**शाल्यन्नं सघृतं पयोदधियुतं भुंजंति ये मानवा**
**स्तेषामिंद्रियनिग्रहो यदि भवेत् विंध्यस्तरेत् सागरम् ॥**

તેથી કરીને કામનો નાશ ન થાય એમ તો નથીજ, પણ દુર્ઘટ છે, માટે યત્નથી કરવો. નંદરાજા હતા તેણે પોતાની સ્ત્રીને એક દીવસ અપ્રસન્ન જોઇ પુછ્યું કે, તું શું કરવાથી પ્રસન્ન થાય? ત્યારે સ્ત્રી કહે, માથું મુંડાવી મારા પગ ઉપર નમાવો તો ખુશ થાઉં. રાજા જ્ઞાની છતાં તેમ કીધું ત્યારે પ્રસન્ન થઇ. વળી તે રાજાના પ્રધાનની સ્ત્રી પ્રધાનને કહે, તમારા મુખમાં લગામ આપી તમને ઘોડાની માફક કરી હું સ્વારી કરૂં તો

પ્રસન્ન થાઉં. તેથી પ્રધાને તે રીતે કીધું. રાજાએ મુંડન કરાવેલું જોઈ પ્રધાન વગેરેએ પુછયું કે, હાલ શું પર્વણી છે? રાજાએ કહ્યું કે, જ્યાં મનુષ્ય ઘોડાની માફક ખંખારે છે તે પર્વણીમાં મુંડન થયું. તાત્પર્ય કે, કામને વશ થનારની એ ખૂબી છે. અવિવેકકાળે કામનું પ્રાધાન્ય છે, વિવેકકાળે કામનું બળ ચાલતું નથી.

ચુલા ઉપર દુધ ઉકળતું હોય તેને કડછીથી હલાવ્યા કરીએ ત્યાં સુધી આવર્ણ (થર–મલાઇ) બાઝી શકે નહિં; તેમ, વિચારરૂપ કડછી હાથમાં રાખી ચલાવ્યા કરીએ, ત્યાં સુધી કામાદિરૂપ થર–આવર્ણ આચ્છાદિત કરી શકતા નથી. કામ, ક્રોધ, લોભરૂપ ત્રણ બેડી તુટે તો બધું સામર્થ્ય આવે છે.

**लक्ष्मणो लघुप्रहारी दूरप्रहारी राघवः ॥**
**कर्णोदृढ प्रहारीच त्रयोगुणाऽर्जुनेऽवसत् ॥**

શીઘ્રતાથી બાણ મુકવામાં લક્ષ્મણ બહુ ચતુર, દૂરનાં બાણ મુકવામાં રામ સમર્થ, કર્ણનાં બાણનો દ્રઢ પ્રહાર, પણ અર્જુનમાં તે ત્રણે ગુણ હતા.

મહાભકત ભીષ્મની પ્રતિજ્ઞા સત્ય કરવા ખાતર, શસ્ત્ર નહિં ધરવાની પોતાની પ્રતિજ્ઞા તોડીને, જોકે ફકત દ્રષ્ટિમાત્રથી અગર સંકલ્પમાત્રથી પ્રલય કરવા સમર્થ છતાં, ભાંગેલા રથનું ચક્ર (પૈંડું) લઇ, જ્યારે ભીષ્મે યુદ્ધમાં અરજુનને બહુ ગભરાવ્યાથી મૂર્છા પામ્યો તે વખતે તે ભકતને માટે, શ્રીકૃષ્ણ ભીષ્મ સામુ દોડયા હતા, તેમ, ભીષ્મ જેવી દ્રઢ પ્રેમયુકત ભકિત શ્રીહરિમાં જો આપણી પણ હોય તો, આપણે માટે પણ તે પ્રભુ **सुदर्शनकरो भवति** એટલે. સુષ્ટુ (સારાં) દર્શન દેનાર થાય છે. અર્થાત્, આત્મ સાક્ષાત્કાર દે છે. શ્રી ભગવાનને શ્રમિત થઇ આવતા જોઇ ભીષ્મે હથિયાર નાખી દઈ અત્યંત પ્રેમથી પ્રભુની સ્તુતિ કરી બુમ પાડી કહ્યુ કે, દીનબંધો! આવો, પ્રભો! ઝટ આવો. દુષ્ટનું અન્ન ખાધાથી મારી બુદ્ધિ એવી પ્રતિજ્ઞા કરવાની થઇ; પણ આપ સર્વ પ્રકારે પૂરા સમર્થ છતાં મારીજ પ્રતિજ્ઞા સત્ય કરવા પ્રવૃત્ત થયા, એ આપની મારાપર નિઃસીમ કૃપા છે. માટે આવો, હે પ્રભો! આવો, હવે આપની સાનિધ્ય મને મુકત કરો. વાહ, ધન્ય એવા ભકત! ધન્ય એ પરમાત્મ કૃપા!!

સંકલ્પથી કામની ઉત્પત્તિ છે, અને સંકલ્પ ત્યાગથી કામનો નાશ થાય છે. કામ નહિં તો ક્રોધ પણ નહિં. કામ (કામના)નો વિઘાત

થાય તો ક્રોધવૃત્તિ થાય, પણ નિષ્કામ-સંકલ્પ રહિત થયો તો કાંઇ ન થાય. કામનુંજ રૂપાંતર તે ક્રોધ છે. કામનું જો અલ્પકાળ પણ શમન થાય તો ક્રોધ પણ ન થાય, પરંતુ લોભ જે કે લાભ ઉપર એકમાત્રા વધારે છે તે, લાભ જેમ જેમ થતો જાય તેમ તેમ (લોભ) વધતો જાય છે. કામમાં બે દોષ મોટા છે, ચોરી અને ગુરૂ વગેરેની પરભાર્યા ગમન. ક્રોધમાં મોટો એક દોષ, બ્રહ્મહત્યા વગેરે હત્યા કરવાનો, પરંતુ લોભમાં તો બધા દોષ છે. દાન સંકલ્પ કરતાં જળ મુકાય છે તે જળવૃષ્ટિનો પ્રતિબંધક (લોભ) છે. લીધેલું દાન કોઇ ધનવાનને ત્યાં વેચી દે છે. રૂ. ૧૦૦) મળે તો હજારની ઇચ્છા કરે, તેટલા મળે તો લાખની, લાખ મળે તો કોટિની, કોટી મળે તો રાજ્યપદની, રાજ મળેથી ચક્રવર્તિ રાજા થવાની, ઇંદ્રપદની, બ્રહ્મા થવાની, વિષ્ણુ થવાની વગેરે ચઢતી ઇચ્છા કરતો રહેછે, પણ ધરાતો નથી. સંગ્રહ કરેલું સાચવી રાખવું તે પણ લોભથીજ, અને ઉપલા જે કામના તથા ક્રોધના દોષ કહ્યા તે પણ એ (લોભમાં) છે. સર્પ, પિશાચ, વીંછી વગેરેના ડંશથી જે ભ્રમ થાય છે તે કરતાં પણ લોભ અત્યંત ભ્રમ કરેછે. दुर्गो अटवीं अटंति વને વનમાં અને દેશ પરદેશ રવડાવેછે. મોતી વગેરે માટે દરીઆમાં ડુબકી મારવારૂપ સમુદ્ર મથન કરાવેછે. યુદ્ધ કરીને લોભીજન પ્રાણ ગુમાવેછે. કામ ક્રોધ શાંત થઇ શકે, પણ લોભ અત્યંત પ્રખર છે. એક વખતે એક ગોપાળ સ્વર્ગ લોકથી ભૂતળ ઉપર આવતો જોઇ રસ્તે નારદ મળ્યા તેણે પુછ્યું કે ભૂતળમાં કેમ જાય છે? તે ગોપાળ કહે, કામધેનુનાં વત્સને માટે ઘાસ લેવા જાઉંછું. નારદ કહે, કામધેનુને શું દુધ નથી? ગોપાળ કહે, ભૂતળમાં ભોજરાજાની સત્કીર્તિ સાંભળીને શુષ્ક થઈ ગઇ તેથી દુધ નથી. નારદ કહે, તો ભૂતળમાં ઘાસ પણ નથી. કેમ? તે તો ભોજના શત્રુ ખાઇ ગયા; અર્થાત્, દાંતમાં તૃણ (ઘાસ) પકડીને શત્રુઓ શર્ણ આવેછે, એટલે એવા તે દાનશુરને શત્રુજ નથી. આ પ્રકારની ભોજની કીર્તિ સાંભળી એક ગરીબ બ્રાહ્મણની સ્રીએ રાતની વખતે પતિને કહ્યું કે, તમે તો નિસ્પૃહ છો, માગો નહીં, પણ મારા કંઠનાં મંગળ સુત્ર માટે ત્રણ માસા સુવર્ણ જોઇએ તેટલું તો ફક્ત ભોજરાજા પાસે માગો. ભોજ રાત્રે નગરચર્ચા જોવા નીકળેલો તેણે ગુપ્ત રહી તે બે જણની વાત સાંભળી. બીજે દહાડે તે બ્રાહ્મણ સભામાં ગયો. શ્રીફળ મુકી યાચના કરી. રાજાએ હુકમ કીધો કે કાલે સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીમાં લઇ જાય તેટલું દ્રવ્ય એ બ્રાહ્મણને લેવા દેવું. તે પ્રમાણે

સવાર થતાં બ્રાહ્મણે વહેવા માંડયું. અસ્ત થવા પહેલાં ચારેક થેલી જુદી કાઢી મુકી તે લેવાને આવ્યો ત્યાં સૂર્યાસ્ત થઇ ગયો. સીપાઇએ અટકાવ્યો, અને તકરાર ચાલી. રાજા પાસે બેહુ ગયા. રાજાએ કારકુનને પુછાવ્યું કે કેટલું દ્રવ્ય ગયું? જવાબ મળ્યો કે ત્રણ લક્ષ. રાજા બ્રાહ્મણને કહે, **त्रिमासैः पूर्यतेकार्यं त्रिभिर्लक्षैर्न पूर्यते ॥** ત્રણ માસાથી બસ થતું હતું તે છતાં ત્રણ લક્ષ લઇ ગયા છતાં બસ ન થયું?! બ્રાહ્મણ કહે રાજન! **एवं सत्यपि राजेन्द्र लाभात् लोभः प्रवर्तते ॥** હે રાજેંદ્ર! એ વાત ખરી, પણ લાભથી લોભ થાયછે. તાત્પર્ય કે, લોભ એવો જબરો છે. **सोऽहंब्रह्मैव** એવા લક્ષાધીશ થવાને બદલે આવા તુચ્છ લક્ષપતિ થવા ઇચ્છેછે એવા રાજા, મહારાજા, શ્રીમાન, શેઠ, વગેરે બધા અનેક પ્રકારે દુખી છે. **ब्रह्मा-विष्णुपदं हरिः शिवपदं तृष्णावधिं को गतः ॥** માટે એવા લોભનો જય શું સાધન (ઉપાય)થી કરવો તે કહેછે કે, અનર્થને જે અર્થરૂપ સમજેછે તેમ નહીં કરતાં તે અનર્થમાં દોષ જોઇને તેને અનર્થજ સમજે તો લોભનો જય થાય. **भयं तत्वावमर्शनात** બ્રહ્મભાવ છે તે તત્વ. **द्वितीयाद्वै भयं भवति** અહંવૃત્તિ થાય તો તેની અપેક્ષાથી ત્વં થાય છે ત્યારે દ્વૈત થાય છે તેમાં ભય છે. માટે સ્વરૂપાનુસંધાનથી તે ભયનો નાશ થાય છે. પોતાનાથી ભિન્ન વસ્તુ જોવું, એજ ભયનું કારણ છે ઐક્ય ભાવ માટે તત્વાભ્યાસ જોઇએ. હું સચ્ચિદાનંદ આત્મા છું, એમ જાણે તો પછી સર્વ બ્રહ્મ એવો અનુભવ આવેછે. પોતાથી પોતાનો ભય થતો નથી. સમુદ્રમાં તરંગો, તરંગોમાં તરંગોજ સમુદ્ર છે, તેમ વિશ્વમાં હું, મારામાં વિશ્વ, એમ સમજાય તો ભય ન થાય. વળી એ લોભ કેવો છે કે, યશસ્વિના નિર્મળ યશને પણ નાશ કરેછે. જેમ જેમ વિષયોમાં દોષ દ્રષ્ટિ થતી જાય, તેમ તેમ લોભ નાશ પામતો જાય છે. લોઢાંની બેડી છે તે બેડી તો ખરી, પણ તુટી ભાંગી જઇ શકેછે; પણ આશા તૃષ્ણાની બેડી તુટવી બહુ મુશ્કેલ છે તેથી આશ્ચર્ય જેવી છે, એવી એ લોભરૂપ બેડીમાં એ ખુબી છે કે જો એ તુટે તો **पंगुवत्तिष्ठति** પાંગળો બની બેસેછે. માટે કહેછે કે, **मा धाव मा धाव** અરે! લક્ષ્મી માટે દોડાદોડ ન કર. જો દોડાદોડથીજ લક્ષ્મી મળતી હોય તો કુતરાને પણ મળે; માટે દૈવ વિના દોડાદોડરૂપ સાધન વ્યર્થ છે. આશા બેડી છે તેથી દોડેછે. જેની આશા બેડી તુટી તે નિશ્ચિંત થયો.

**आशायां परमंदुःखं नैराश्यं परमंसुखं ।**
**आशा सहितःतांतः निराशः शांतउच्यते ॥**

આશા યુક્ત છે તે દુઃખી–ગ્લાનિવાળો છે અથવા લ કારાંત છે, એટલે લાત, મોત, લાયક છે. અને નિરાશાવાળો શાંત છે. માટે કામ રૂપ ઝાડનું મૂળ વાસના છે તેને મૂળથી ઉખેડી નાંખી નથી ત્યાંસુધી યતિઓ બહારનો સંગ છોડે તેથી શું?! ગળામાં મણિ છે પણ વિસ્મર્ણું થવાથી તે, છે અને નથી બેહુ સરખુંજ છે. તેમ આત્મા ન જાણવાથી બેહુ લોકમાં તેને દુઃખ છે. યુક્તિ પ્રપંચ કરી મહામેહેનતે દ્રવ્ય ભેગું કરે, પણ તેનો ઉપભોગ લોક ભયથી થતો નથી. ચોરીથી ઉપભોગ કરે, તો પછી સંસાર એ (યતિ)ને શું બચકાં ભરતો હતો! બેહુથી ભ્રષ્ટ થયો.

વિદેહ નગરીમાં પિંગળા વેશ્યા એક રાત્રે બાર વાગ્યા સુધી પર પુરૂષ–પતિની દ્રવ્ય લોભથી વાટ જોઇ જોઇ થાકી, ત્યારે એકાંત જઇ **आशा मनाशां कृत्वा सुखं स्वपिति पिंगला** બધી આશા છોડી વિચાર કરે છે. આશાનું ભોજન વિષયો છે તેમને અનાશ કીધા. જે પર પુરૂષ પરમ–પરાત્પર–પરમાત્મા છે તે મારાં હૃદય મંદિરમાં છે છતાં, કામથી ઉન્મત્ત બની રહીને, મેં તેનો કાંઇ વિચાર ન કીધો. એ મારો અખંડ પતિ–રમણિક–કાન્ત નિર્વિકાર છે તેને કામાદિ વિકારથી આચ્છાદિત કરી દીધો. એ તુચ્છ આશા ગઇ તો મને જ્ઞાન–ભાન આવ્યું અને હું કામના વિરહિત થઇ. પુરૂષો નરકાદિની પ્રાપ્તિ કરાવનાર છે, તેજ મને ફસાવતા હતા. આ દેહરૂપ ઘર છે તે અવિદ્યારૂપ સ્તંભ ઉપર ખડું છે તેને, કામ કર્મ ઇંદ્રીઓ વગેરે, નવ દ્વાર છે તેનો હવે વિદ્યાથી નાશ કરૂં. ભેદ છે ત્યાં સુધીજ હું અને મારો પતિ એવું દ્વૈત છે. આરસો છે તેજ મુખ અને પ્રતિબિંબ એવી દ્વૈત કલ્પનાનાં કારણરૂપ છે. તે આરસો ખસેડી નાંખે તો સાચું એક મુખજ છે; તેમ, અવિદ્યારૂપ આરસી નષ્ટ થઇ ગઇ તો અભેદજ છે. માટે આત્મપતિ સાથે ઐક્યભાવને પામું, એ રીતે પિંગળાએ આશા છોડી તો વિચારથી નિર્મુક્ત થઇ સુખે સુતી. એ પિંગળાનો ગુણ લઇ અવધૂત દત્તે તેને ગુરૂ કરીછે.

ગ્રહસ્થાશ્રમ છે તે મજબુત કિલ્લા જેવો છે. તેમાં રહીને કામાદિ-શત્રુનો નાશ કીધા પછી સન્યાસ લેવામાં આવ્યો હોય તોજ ભવપાર જવામાં વિજય પામે. સારા ગ્રહસ્થાશ્રમની સ્તુતિ (વખાણ) કરાય છે કે:–

**सानंदं सदनं सुताश्चसुधियः कांता न दुर्भाषिणी**
**सन्मित्रं सधनं स्वयोषितरतिः आज्ञापरासेवकाः**
**आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानंगृहे**
**साधोः संगमुपासतेहिसततं धन्योग्रहस्थाश्रमः ॥**

તે ઘરો સ્વાનંદ તુલ્ય છે, અર્થાત્ બધા તમામ આનંદનો આત્મામાં અંતરભાવ છે તેથી તે ઘર આત્માનંદનુંજ છે. જ્યાં દેવ બ્રાહ્મણોની પાદ પૂજા થયાજ કરેછે; વેદ શાસ્ત્ર ઉપનિષદાદિના ધ્વનિ થતા રહે છે. **स्वानंदतुल्यानि गृहानितानि, स्वाहास्वधाकार निरंतराणि ॥** દેવ પિત્રુ નિમિત્તે યજ્ઞ થાય છે—હોમ આહુતિ વગેરે કર્મ થાય છે, વગેરે. એવું ઘર હોય તેને **सानंदंसदनं** કહેછે. એનાથી વિપરીત હોય તે અરણ્ય જેવું ઘર સમજવું. વળી પુત્રો સદ્‌બુદ્ધિવાળા—કુળને તારનાર—ધર્મનિષ્ઠ જ્ઞાની—પરોપકારી—માતા પિતાને અહર્નિશ ( નિત્ય ) પ્રસન્નતામાં રાખનાર, સ્ત્રી અનુકુળ વર્તનારી—વિમલાંગી ( શુદ્ધ સુંદર અંગવાળી ) કુલજા ( સારાં કુળમાં જન્મેલી ), કુશલાં ( સંસાર કાર્યમાં કુશલ ) અને વળી **सुशीलसंपन्ना**=પંચ લકારાંત ભાર્યા મળે તો મહાપુણ્યથી સ્વર્ગ તુલ્યતાજ છે ( અનુકુળ, વિમલ, કુલજા ( સુકુળની ), કુશળ, અને સુશિળ ). ( એવી સ્ત્રીનો પતિ પણ પરદારાને માતૃવત્ ગણનારો સુજ્ઞ હોય તો ઘણુંજ રૂડું ). વિવેક સંપન્ન મિત્ર, તે પણ સારા ધનવાન; પોતાનીજ સ્ત્રીમાં પ્રેમ ( પરદારા માતૃવત્ જાણે ), નોકરો આજ્ઞા પ્રમાણે ચાલનારા, **आतिथ्यं** ગ્રહસ્થને ઘેર અતિથી આવે અને તે સત્કાર વગર ચાલ્યો જાય, તો તે પોતાનું પાપ આપીને તે ગ્રહસ્થનું પુણ્ય લઇ જાયછે. માટેજ ભકત લોકો અતીત અભ્યાગતનું માન સત્કાર કરતા હતા. સૂર્ય, ચંદ્ર, દીવો, અંધકાર વગેરે બધી જ્યોતિ છે તે, એક આત્મ જ્યોતિ છે તેજ તે બધી જ્યોતિ રૂપે છે. અંધકારને પણ આપણે ( આત્મા ) પોતે જાણીએ છીએ. દીવો લઇને અંધકારને શોધવા જાવ, કે સૂર્ય ઉગ્યા પછી શોધી કાઢવાની ઇચ્છા રાખો તે બને નહીં. એવા જ્ઞાની—આત્મ જ્યોતિને સમજનાર પણ ઉત્તમ પ્રકારે અનિથી સત્કાર કરતા **ज्ञानन्नूहि परमं ज्योतिः संलग्नधीषणैः** આત્મામાંજ લગ્ન લાગી રહેલું છે એવા બ્રહ્માકાર બુદ્ધિવૃત્તિ વાળા પણ અતિથીને માન આપતા. બીજો અર્થ કહેછે—**सयोग करणं उत्तमातिथिः** જ્યોતિષી લગ્ન સુધીમાં નિરત હોય પણ ઉત્તમ લગ્ન તિથીને છોડતા નથી. **सवैदेही वरोमतः** માર્ગણ—અતિથીનું પોશણ કરે તે ગ્રહસ્થ **वै** ( નક્કી ) **देही** દેહ ધારીઓમાં શ્રેષ્ઠ માન્યો છે, અથવા વૈદેહી વર એટલે જાનકી—પતિ રામચંદ્ર તુલ્ય તે છે.

શ્વેતરાજા નીતિ ન્યાયથી પ્રજાને પાળતો તેથી સ્વર્ગે ગયો ત્યાં ક્ષુધાથી બાહુ પીડિત થવાથી પુછ્યું તો જાણ્યું કે અન્નદાન કરેલું નહીં. તેથી રાજાનું પ્રેત શરીર પડેલું તેનું માંસ ખાઇને તૃપ્ત થવાનું ધર્મ-

રાજાએ કહ્યું. તેથી રોજ વૈમાનમાં જાય, નીચે ઉતરે, ને થોડું ઘણું ખાઇ પાછો જાય. દિવ્યદેહ છતાં આ શું? એમ એક બે વખત અગસ્ત્ય મુનિએ પુછ્યું. તેને હકીકત કહી પ્રાર્થના કરી કે પ્રભો! આ કંઈ કંકણુ આપ સ્વિકારો અને એને ઉત્તમ અન્નદાનજ માની લઈ મને આ પ્રેત માંસ ભક્ષણથી છોડાવો. મુનિને કાંઈ તે કડાં કંકણુ જોઇતાં ન હતાં, છતાં રાજા ઉપર દયા લાવી એટલી કીંમતનું અન્નદાન સ્વિકારી તેને ઉત્તમ ભોજન કરતો કીધો. તાત્પર્ય કે અન્ન જળ આપવારૂપ દાન–સત્કાર જ્યાં અતિથીઓને સાધુ બ્રાહ્મણુ વગેરેને થતો રહેછે, રોજ શંકર, વિષ્ણુ અથવા ઇષ્ટ દેવનું પૂજન થાય છે, ઘરમાં મિષ્ટાન્ન ભોજન થયા કરેછે, અને નિરંતર સાધુ પુરૂષોની સંગતિ થયા કરેછે, એવો ગ્રહસ્થાશ્રમ છે તેજ ધન્ય છે. હવે મોહનાં સ્વરૂપાદિ વિષે કહેવાય છે—

તાત્વિક દ્રષ્ટિથી વિચાર કરનારને સંસાર અત્યંત દુઃખમય છે. બીજા બધાને ઉપરથી જોતાં, તે રમણીય દેખાય છે; પણુ જેમને સારઅસારનો વિચાર એટલે નિત્યાનિત્યનો વિવેક છે તેમને અસાર જણાય છે. વેદ શાસ્ત્રાદિ જે કે સંસારમાંજ અંતરભૂત છે તેનું મંથન કરીને, તે (વિવેકીજન) માખણરૂપ સાર કાઢેછે. તે સાર ભૂત બ્રહ્મતત્વની પ્રાપ્તિ થઇ તેને વાસ્તવિક સુખ મળ્યું સમજવું. એ વિચાર વગરનાને તે આત્મ દ્રષ્ટિ થતી નથી. ધાન્ય વગેરેમાંથી સારભૂત અન્ન કાઢી લઇને અસારરૂપ છાલાં ફેંકી દેછે, તેમ વિષયાદિમાંથી પણુ સાર ગ્રહણુ કરેછે. પરમાર્થ દ્રષ્ટિએ સારરૂપ પરમાત્માજ ગ્રહણુ કરવાના છે. આ સંસાર દુઃખરૂપ છતાં સુખરૂપ લાગેછે, એજ મોહનું સ્વરૂપ છે.

સર્વ કાળ મર્ણુ પાસેજ છે, એમ જાણેછે છતાં પ્રાણુાંતકાળે પણુ વિચારેછે કે, મારી સ્ત્રી પુત્રો વગેરેનું અને ધનનું શું થશે. **जातस्यहिध्रुवो मृत्युः** (ગીતા) જનમ્યા તે મરેજ, અને મરે તે જન્મેજ, માટે જેનો પરિહાર થઇ શકતો નથી તેને માટે શોક કરવા જેવું નથી. કર્મનો નાશ નથી થયો ત્યાંસુધી અથવા આત્માનો સાક્ષાત્કાર થતાં સુધીજ જન્મ છે. પ્રાણુ જવાની તૈયારીમાં છતાં કુટુંબરૂપ કાદવમાં દટાઇ રહેછે એવા મોહવાળો મનુષ્ય કોઇનો ઉપદેશ માનતો નથી તેથી બાલીશ (મોહગ્રસ્ત બાળ) છે. અને તે પરમાત્માને યાદ નથી કરતો. બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને યતિ, એ ત્રણેનું અવલંબન ગ્રહસ્થ છે. તે ત્રણેને ભોજન આચ્છાદનનો અધિકાર છે. મોહ મોટાં કુટુંબવાળો છે. જેની પાસે મોહ છે તે કામી છે, ક્રોધી છે, લોભી છે.

**यदा ते मोह कलिलं बुद्धिर्व्यतितरिष्यति ।**
**तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्यच ॥**

મોહ અંધકારરૂપ છે, તે અંધકારમાં વિપરિત દેખાય છે. આ હું છું, આ સ્ત્રી, પુત્ર, ધન, ધામ મારાં, એવી દ્વૈત બુદ્ધિ થાય છે. જ્ઞાન પ્રગટેથી એ મોહ અંધકાર નાશ થાય છે. અનેક તરેહનાં કર્મોની શ્રુતિ આટલી સાંભળી છે, અને આટલી સાંભળવાની બાકી છે, બધી ભ્રાંતિ દૂર ખસી જઇને, હવે કાંઇ બાકી નથી રહ્યું, એમ ક થશે કે જ્યારે આત્મબુદ્ધિ થશે ત્યારે, તથા પરમ વૈરાગ્યને પામશે થશે. મલીન આરસાની માફક અંતઃકરણ મલીન હશે ત્યાંસુધી ગમે તે શ્રવણથી સ્મર્ણ થતું નથી. નિર્મળ ચિત્તવાળાને બાકી કશૂંજ રહ્યું ન તેને શ્રવણની જરૂર પણ નથી.

**श्रुति विप्रतिपन्नाते यदास्थास्यति निश्चला**
**समाधावचलाबुद्धिस्तदा योगमवाप्स्यसि ॥**

ભિન્ન ભિન્ન વિધિ નિષેધનાં પ્રકરણો સાંભળી બુદ્ધિ વિભ્રમ છે. કેમકે કયાં પ્રકરણનો કોણ અધિકારી છે તે જોતો નથી. બુદ્ધિ સંશય રહિત થઇને **સમાધૌ** જ્યારે આત્માને વિષે નિશ્ચળ—એ થાય છે, ત્યારે યોગનું વાસ્તવિક ફળ જે જીવ ઇશ્વરના અભેદનું છે તે પ્રાપ્ત થશે. મોહગ્રસ્ત જન પાસે કામ, ક્રોધ, લોભ વગેરે વિ જેવી રીતે ગ્રહસ્થપાસે બ્રહ્મચારી, વાનપ્રસ્થ, યતિ આશ્રય કરેછે રીતે આશ્રય કરેછે.

આ સૈન્ય મેં માર્યું, એમ કહેતાં અરજુનને લજ્જા ન થઇ. શંકરરૂપ કાળપુરૂષ હાથમાં ત્રિશુળ લઇ અરજુનની આગળ બધાને રહેલ હતો. એવા મરેલાને અરજુન મારેછે તેમ, મોહે બધાને મા છે છતાં કામાદિ કહેછે કે મેં માર્યા. નામ રૂપાદિ મિથ્યા જગતને છે તેને ખાટું જોતાં છતાં અંધ છે, એ મોહનો પ્રભાવ છે. તે દ્ર આવૃત કરી અંધ બનાવેછે; એટલે અનિત્ય દુઃખરૂપ જગતને સુખરૂપ મનાવે છે. અનેક શાસ્ત્રો ભણ્યો હોય છતાં તેનામાં જે મૂઢત્વ જણાય તે, એ મોહનું મહાત્મ્ય છે.

એક બાદશાહે સભામાં પ્રશ્ન કીધો કે, આપણા શહેરમાં ક કેટલા છે? કોઇ બોલી શક્યું નહીં. પછી બીરબલ આવ્યો, તે

હિસાબ પુછયો. તે કહે, પાંચ લાખ પચીસ હજાર કાગડા છે. રાજા કહે, શી રીતે? બીરબલ કહે, ગણીને ખાત્રી કરો; પણ કેટલાક પ્રવાસે ગયા હોય તથા કેટલાક મેમાન આવ્યા હશે, તે જો બન્યું ન હોય તો. વળી કેટલાક વિચારેછે કે **काकस्य कतिवादंता** કાગડાને કેટલા દાંત છે? અને **गर्दभः कतिरोमाणि** ગર્દભને કેટલાં રૂવાં છે? એવા નિરર્થક વિચારથી આયુષ્ય નાશજ થાય. માટે પરમાત્મ વિચારમાંજ પ્રવૃત થશો તો અસાર સંસાર માટે વૈરાગ્ય થશે. વિષયો મિથ્યા-તુચ્છ સમજાય તો વ્યવહાર મંદ પડયો. એમ વૈરાગ્ય થયેથી જ્ઞાન થાય. **वि**=વિષ્ણુ સંબંધી વિચારથીજ સુખ થશે-સાર મળશે. અફીણનાં ખેતર જોતાં જાણે સુંદર ગાલીચા પાથર્યા છે, પણ તળે મર્ણનું મૂળ છે. વિષમિશ્રિત બરફી પેંડા હોય તેવું છે. એજ રીતે આ સંસાર ઉપરથી સુંદર દેખાય છે, પણ ભવાટવિમાંજ ભ્રમણ કરાવનાર છે, માટે તેમાં મોહગ્રસ્ત બનશો નહિં.

હવે ભ્રમ અથવા ભ્રાંતિનું સ્વરૂપ વર્ણવાય છે.

**मा विनश्यदयंभोगो वर्धतु नित्यमेवच ॥**
**मा विघ्नाः प्रतिबध्नंतु सुखेमे विषयादिषु ॥**

આ ભોગ કદી નાશ ન પામો, રોજ વધતા જાવ, વિષયાદિમાં મારાં સુખને વિષે કોઇ વિઘ્નો પ્રતિબંધ ન કરો, એવી જે અપેક્ષા છે તે ભ્રમનું સ્વરૂપ છે.

ખુબ જળપાન કરવાથી ભ્રમણ થાય છે. **लडयोः सावर्ण्यात** એટલે **ल** અને **ड** સરખા વર્ણમાં ગણાય છે તેથી, તે રીતે જડ એટલે અજ્ઞાન સાથે અત્યંત સંબંધ થવાથી ( અવિદ્યાનું ખુબ પાન કરવાથી ) ભ્રમ થાય છે. હું કોણ છું, તેજ જે નથી જાણતો તે વિષયાદિ બીજું શું ઓળખી શકે?! જાગ્રતિ નથી. વાસ્તવ જાગ્રતિ તો તે છે કે, હું પોતે કોણ છું, તે જાણે. જેને ભૂતની બાધા વળગી હોય તે પોતાને ઓળખતો નથી, અને પોતાને વિપરીતજ માનેછે; તેમ, અહંરૂપ પિશાચે શરીરમાં પ્રવેશ કરવાથી ભ્રમ થયો છે. **निरंकुशेन विधिना सुस्थिरं किं निर्मितं** અંકુશ વગરના સ્વતંત્ર બ્રહ્મદેવે સુસ્થિર એવું આ જગતમાં શું નિરમ્યું છે? કશુંજ નહિં.

સામાન્યત્વે શરીરમાં આધિ વ્યાધિ ભરેલાજ છે. તેને ખાનપાનાદિ નિમિત્ત મળે કે બહાર પ્રકટી નિકળે છે. જેમ, વાયુ સામાન્ય રીતે

આકાશમાં (પોલમાં) બધે વ્યાપ્ત છે, પણ માલમ પડતો નથી; તેથી વાયુ છેજ નહિં, એમ તો કદી કહી શકાયજ નહિં. પંખો હલાવ્યો કે ઝટ વિશેષરૂપે પ્રકટેછે. તેમ, આધિ વ્યાધિ ભરેલા છે. સંસારના સુખોને જોઇને મનુષ્ય કહે છે કે, હું બહુ સુખી છું, એજ ભ્રમ (ભ્રાંતિ) છે. આધિ વ્યાધિથી વાસ્તવિક આરોગ્ય નષ્ટ થયું, અર્થાત્, સ્વરૂપનું ભાન ભુલ્યો. ઉઘાડે બારણે સુવે તો ચોર આવેજ. જેની પાસે લક્ષ્મી છે તેની પાસે ખુલ્લે દ્વારે ઉપદ્રવ આવેછે. જે ઉત્પન્ન થાય છે તેને મૃત્યુ પકડી લે છેજ. જગતમાં અત્યંત સુસ્થિર રહે એવી કોઇ વસ્તુ નથી; એમ છતાં કહેછે કે, હમારો એનો વિયોગ ન થાય, વૃદ્ધિ થાય, વગેરે. એજ ભ્રમનું સ્વરૂપ છે.

એ ભ્રમની સાથે અગીઆર અનર્થો રહેછે તે કહેછે.

**स्तेयंहिंसाऽनृतंदंभः कामः क्रोधस्मयोर्मदः ॥**
**वैरमविश्वासः स्पर्धा व्यसनानि तथैवच ॥**
**ह्येते पंचदशानर्थाः श्रेयार्थीदूरतः त्यजेत् ॥**

ચોરી માટે કોઇએ સ્થાન આપ્યું નહિં, પણ એક દ્રવ્યે આપ્યું. દ્રવ્ય હોય તો તેને લીધે (**स्तेयं**) ચોરી થાય. વળી જે દરિદ્રી હોય તેની મુલાકાત કોઇ ઇચ્છે-કરે નહિં. ચોર પણ દરિદ્રીથી બ્હીએ, કે રખેને કાંઇ માગશે. ઘાતપાત પણ ધનને લીધેજ થાય છે. જેની પાસે દ્રવ્ય છે તે મરેછે અને તેને મારનાર પણ દ્રવ્યનો લોભ છે તેજ છે. દ્રવ્યની કામના ન હોય તે શું કામ જુઠું બોલે? નહિં બોલે. આપનાર લેનાર બેઉ અનૃત (જુઠું) બોલેછે. દંભ (ઢોંગ) પણ દ્રવ્ય માટેજ. કોઇ પ્રકારનો એવો વ્યાપાર નથી કે જેમાં દ્રવ્ય વગર ચાલે. બ્રહ્મરૂપ એવો સન્યાસાશ્રમ લીધો છતાં રાજધાનીમાં જઇ, મઠ બાંધવો છે, પાઠશાળા કરવી છે, વગેરે કહીને દ્રવ્ય સંચય કરે છે. તે હરિ નામનું નિમિત્ત કરીને કરે છે. વળી **मिष्टान्न मश्नात्यसौ** મિષ્ટાન્ન ભોજન કરે છે. એવું **कष्टं कलेश्चेष्टितं** કલિયુગનું ચેષ્ટિત કષ્ટરૂપ છે.

ચોરી, હિંસા, જુઠાણું, દંભ, કામ, ક્રોધ, એ છ અનર્થો છે તે દ્રવ્ય મેળવ્યા પેહેલાં દ્રવ્યની પ્રાપ્તિ માટે કરવામાં આવે છે. પછી મદ (ગર્વ) દ્રવ્ય મળ્યા પછી આવેછે, એટલે આચાર વિચારમાં ઉન્મત્તપણું આવે છે. વૈર, અવિશ્વાસ, સંસ્પર્ધા (ઇર્ષા) અને વ્યસનો. એ પાંચ અનર્થો દ્રવ્ય મળ્યા પછીના છે. સ્ત્રીનું વ્યસન લાગે ને, તેમજ ગરીબ પતિ

હોય તો સ્ત્રી પણ બહાર કાઢી મુકેછે. બીજું મદ્યપાનનું, ત્રીજું જુવા રમવાનું વ્યસન લાગેછે. જનસો ગીરવી રાખી રૂપીઆ આપીને કહેછે કે **आधिं लब्ध्वा सुखीभूता** આધિ (ફીકરરૂપ જનસ) લઈને સુખી (નીરાંત) થયો; પણ તે સુખી શી રીતે?! જનસ સાચવી રાખવાની અને વ્યાજ લેવાની ફીકર ગળે બાંધી. દ્રવ્ય મેળવવામાં તથા રક્ષણ કરવામાં અને વ્યય થઇ જાય તેમાં દુઃખજ છે. ઉપભોગ કરે તો રોગ થવાનો ભય છે **भोगेरोगभयं सुखेक्षयभयं वित्तेचराज्ञोर्भयं**. દ્રવ્ય નાશ થયું તો ભ્રમિત (ગાંડો) બની જાયછે. માટે એયની ઇચ્છાવાળાએ પ્રારબ્ધથી મળે તેમાં સંતોષ માની તેમાં અત્યંત આસક્તિ નહીં રાખવી. એવા ભ્રમ સાથે મુખ્ય ૧૧, પરંતુ ત્રણ પ્રકારનાં વ્યસન કહ્યાં તે, તથા સામો પક્ષરૂપ એક મળી ચાર સાથે ૧૫ અનર્થ છે.

એવા ભ્રમનો નાશ કરનાર બોધ છે. વિચાર કરવો કે,

**यदभावी न तद्भावी भाविचेन्न तदन्यथा ॥**
**इतिचिंता विषघ्नोयं विचारो भ्रमनाशकः ॥**

જે નથી થવાનું તે નથીજ થવાનું, થવાનું તે થશેજ. એવી ચિંતારૂપ વિષને હણનાર બોધ છે તે ભ્રમનો નાશ કરેછે. કુવામાં રેંટ-માળ ફરેછે તેમાં ખાલી થાયછે તે ભરાય છે, અને ભરાયલાં ખાલી થાયછે. એવી સંપદા પણ માયાજ છે. કર્મ અનુકુળ છે ત્યાંસુધી ભરેલીજ છે. એવું સૃષ્ટિ ચક્ર ચાલેછે, પણ તે ખાલી થશેજ. માટે ભ્રમ છોડવો.

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानिभारत ॥**
**अव्यक्त निधनान्येव तत्रकापरिदेवना ॥**

ભૂતો વગેરે આદિમાં અવ્યક્ત હતાં, અંતે પણ તે અવ્યક્ત છે; મધ્યમાં વ્યક્ત (દેખાય) છે છતાં ભ્રાંતિજ છે. સીપ છેજ, તેમાં રૂપું દેખાયું તે પેહેલાં રૂપું અવ્યક્તજ હતું. અને ચાંદી–રૂપું નથી એ તો સીપ છે, એવું સમજાયા પછી પણ તે ચાંદી અવ્યક્ત છે (નથીજ). મધ્યમાં ભ્રાંતિથી દેખાય છે અને પછી ન દેખાય તો તેમાં શોક શામાટે!! અભિમન્યુ હણાયાથી ધર્મને બહુ શોક થયો, ત્યારે વ્યાસે અને નારદે પ્રકટ થઇ ઉપદેશ આપી સમાધાન કીધું છે, કે, તમે જ્ઞાની છો જ્ઞાનનો ઉપયોગ આવેજ પ્રસંગે સ્મરણ કરવામાં છે. થયું તે જવાનુંજ. આજે

ન મરતે તેથી શું અમર રહેતે કે ?! નહિંજ. તો પછી શોક કોનો ? કોને, શાનો, શા માટે, અને શું અજ્ઞાનથી કરવો ?! કોઇ પ્રકારે શોક કર્તવ્ય નથી, વગેરે.

પાંજરાંમાં બંધન કરેલાં પક્ષીની માફક ગર્ભગર્તમાં રહેવું પડે છે. ગર્ભવાસમાં જન્માંતરનું જ્ઞાન ખરૂં, પણ પછીથી તે લુપ્ત થાય છે. જન્મ થયા પછી બાલ્યાવસ્થામાં, તરૂણમાં, અને વૃદ્ધાવસ્થામાં પણ દુઃખજ છે. **क्वचिद्विद्वद्गोष्टिः** એ શ્લોક પ્રમાણે કદી તો વિદ્વાનોની સાથે વાત કરવાની મળેછે, તો કદી મૂર્ખ લોકો સાથે પ્રસંગ પડે છે. ક્વચિત શાલ્યોદન ભોજન તો કદી શુષ્ક રોટલો, કદી રંભાપત્નિ તો કદી ગુહ્યસેવન, વગેરે મળેછે. માટે ભર્તૃહરિ કહેછે કે, **न जाने संसारः किममृतमयं किं विषमयं** સંસાર અમૃતમય છે કે વિષમય છે તે હું જાણી શકતો નથી. બહાર સુખ મળે એવાં જ્ઞાનથી દોડધામ કરેછે, પણ બહાર કંઇ નથી. સુખ તો પોતામાંજ છે—આત્માજ સુખરૂપ છે. કામાદિએ વાસનારૂપી શતાવધિ પાસથી જીવને બાંધી લીધો છે, અને જીવ વાસ્તવે આનંદ સ્વરૂપ છતાં દીન દશા પ્રાપ્ત કીધો છે. તે સ્વરૂપનું (અંતરનું) સુખ બહાર વિષયોમાં આરોપીને તે લેવા દોડેછે, પણ આત્માનો વિચાર કરતા નથી. **नैवमीमांसयंति.** સ્ત્રી પુત્ર મિત્રાદિમાં સંતોષ માનીને **मांसमीमांसयंति** એટલે માંસનો વિચાર કરતા રહેછે. અર્થાત્, માંસમય તેમનાં શરીરનો વિચાર કર્યા કરેછે. માટે મૃગજળનું પાન કરવાથી કોઇની તૃષા શાંત થતી હોય, તો સંસારથી સુખ છે, એમ કહીએ.

દશ વદનવાળો રાક્ષસશ્રેષ્ઠ રાવણ છે, તેવોજ રાત્રે વિચરનાર માકડ છે તેનો દશા જેવો આકાર છે તેથી મનુષ્યનું લોહી પીએછે. **रात्रिंचर शेखरदशास्यः** અને રાક્ષસને આશ્રય છે તેવો પલંગ વગેરેના ખુણામાં માકડનો આશ્રય છે. **कोणपाल्याश्रयः** વળી, વજ્રથી પણ રાવણની શક્તિ નહીં ગઇ. તેમ વજ્ર એટલે હીરા છે તે હીરાની ભસ્મ, માકડના રૂધિરથી થાય છે. મનુષ્યનું લોહી પીવાની જેમ રાવણ ઇચ્છા રાખે, તેમ માકડ પણ તેજ ઇચ્છેછે. રાવણાદિ રાક્ષસો જેમ મદ્યપાનથી ઉન્મત્ત, તેમ, મધુ એટલે ચૈત્ર માસમાં માકડો ઉન્મત્ત બનેછે. રાવણે સીતાનું હરણ કરવાથી કુળનો નાશ કરાવી મુકયો અને પોતે મુવો. તેમ **शीताभिसंधानतः** થંડી (ટાઢ) પડે તો એનો પણ (માકડનો) નાશ થાય છે (**स** અને **श** સરખા હોવાથી સીતા તેમ અહીં શીતા છે) માટે માકડ છે તે રાવણાદિ રાક્ષસ સમજવા, એમ કહ્યું.

**कमले कमला शेते हरः शेते हिमालये ।**
**क्षीराब्धे हरिः शेतेमत्कुणः शयनाश्रये ॥**

લક્ષ્મી કમળમાં સુવેછે, શંકર હિમાલયને વિષે, **હરિ** (વિષ્ણુ) ક્ષીર સાગરમાં, અને માકડ પલંગમાં આશ્રય લેછે. સંસારરૂપ પલંગપર સુનારને આધિ વ્યાધિરૂપ માકડો કરડેછે. માટે એવા સંસારને જીતવાનો ઉપાય કહેછે—અગ્નિ સંનિધાનથી થંડી જાય છે અથવા તડકે બેસવાથી ટાઢ શમેછે, તેમ સાધુ મહાત્માનો સંગ, અને વિષયોનું ધ્યાન છુટી જઇ એક રામનું ધ્યાન કરવાથી, અથવા કર્મ સાક્ષી સૂર્ય (તડકા) થી થંડી જાય છે તેમ, **आत्मा समाक्रोकात्** આત્મ પ્રકાશમાં આશ્રય લેવાથી, હેમંત સમાન ભવ-સંસાર જીતાય છે. **भवं हेमंतवत् जयेत्.**

તુકારામ મહારાજનું અભંગ છે કે, સંસારમાં જવ જેટલું સુખ અને પર્વત જેટલું દુઃખ છે. તે બોલતો એક સાધુ જતો હતો. તેને એક સુખી શ્રીમંતે કહ્યું, મહારાજ! ખોટું છે. પર્વત જેટલું સુખ છે ને જવ જેટલું દુઃખ, એવો સંસાર છે, એમ બોલો. જુવો, મને કાંઇજ દુઃખ નથી. પછી સાધુ તે પ્રમાણે બોલતો ચાલ્યો. રાત્રે શેઠનો હાથ ઉંઘમાં નીચો પડેલો તેવામાં તેને વીંછુનો ડંખ થવાથી અસહ્ય વેદન થવા લાગી. ઘણા વૈદ દાકટર સગાં ઉજાગરો કરી બેઠાં. શેઠ તો બુમે પાડી રહ્યા છે. મળસ્કે પેલો સાધુ શેઠના કહ્યા પ્રમાણે બોલતો આવ્યો તેને શેઠે ઉપર બોલાવ્યો અને કહ્યું કે, તુકારામ સમર્થ ભક્તમાં મેં મદોન્મત્ત બની અહંકારથી, દોષ કાઢયો, પણ પરમાત્માની કૃતિ (માયાન પ્રભાવથી) મને તરત અનુભવ થયો કે આ એક રાતનાં દુઃખમ આખી જીંદગીનું સુખ કયાં ગેબ થઇ ગયું. માટે બોલતા હતા તેમજ પાછા બોલવા માંડો, મારૂં અભિમાન વ્યર્થ છે, અને તુકારામ સાચ છે. અનુભવ આવ્યો નથી ત્યાંસુધી અજ્ઞાનથીજ સુખ માનેછે. વેશ્ય છે તે શ્રીમંતને જોઇને બહુ પ્રેમ બતાવેછે, તેથી મૂઢ મનુષ્ય તેમ આનંદ માની પ્રસન્ન થાય છે અને સમજેછે કે, મારાપર ખરો પ્રેમ છે; પણ તેનું ગજવું ઘરેણું ખંખેરી ખાલી કીધું નથી ત્યાંસુધી કૃત્રિમ-બનાવટી પ્રેમ છે, તે સમજતો નથી. તેમ માયા છે તે વેશ્ય જેવી છે, તે મિથ્યા સુખ દેખાડેછે તે વાસ્તવિક સુખ નથી, અર્થાત સંસારમાં પ્રતીત થતું અલ્પસ્વલ્પ સુખ છે તે ખરૂં સુખ નથી પરંતુ તે સુખાભાસજ છે.

કુંભાર હાથમાં દંડ વગર ઘડો નથી કરી શકતો. તે દંડ હોય તોજ ઘટ ગાગર વગેરે બનાવી શકે છે. તેમ સારાસાર વિચારરૂપ દંડ હાથમાં રાખવાથી જ્ઞાન થાય છે. વાસ્તવિક સત્સુખ આનંદ તો મારા-માંજ-મારા ચિદાત્મ તત્વ સ્વરૂપમાંજ છે. એ રીતે દ્રઢ નિશ્ચયપૂર્વક જાણી શોક મોહથી મુક્ત રહેવું, એજ તત્વરૂપ સર્વનો સાચો શ્રેષ્ઠ ધર્મ છે.

"ભાવી કાહુ સોં ન ડરે, કાહુ સોં ન ડરે, ભાવી કાહુ સોં ન ડરે." જેનું ચિંતવન કરેછે તે તો દૂર જાય છે, અને જેની પ્રચ્છા નથી તે અકસ્માત્ આવી મળેછે. માટે **संतः सदा सुरसनित्यसमाश्रयंते** સંત-મહાત્મા હંમેશા અખંડ અમૃતરસરૂપ તત્સત્ બ્રહ્મનો આશ્રય કરેછે. કેમકે, તેમનો નિશ્ચય થઈ ચુકયો છે કે, જે થવાનું તે થશેજ, અને નથી થવાનું તે નહીં થાય. અનેક સિદ્ધિઓ મેળવી આકાશમાં પક્ષી માફક ગમન કરે, જળમાં જઇ છુપાઇ રહે, ૧૪ વિદ્યા ૬૪ કળા શીખે, પરંતુ ભાવ્ય (જે થવાનું છે) તેનો નાશ ક્યાંથી? **भाव्यस्य नाशः कुतः ॥** પરમાત્મા રામના પિતા દશરથ છતાં, તેને ચાર પુત્રો છતાં, કોઇ પુત્ર મર્ણકાળે પાસે નહિં હતા. લક્ષ્મીરૂપ જાનકી પોતે શ્રી રામનાં પતિ છતાં રાવણથી શું કામ હર્ણ થતે?! જનક રાજા કે જેના જમાતા શ્રી પુરૂષોત્તમ રામ, કન્યા લક્ષ્મી-સીતા, લગ્ન કરાવનાર મુનિ વિશ્વામિત્ર, ઉપાધ્યાય વસિષ્ઠ, દાનદાતા જનક, વળી કન્યાદાન કાળે બધા ગ્રહો અગિયારમા સ્થાને, એ બધું છતાં **रामोपिजातो वनं** રામ વનમાં ગયા.

રાજા દ્રુપદની કન્યા, નૃસિંહ જેવા પંચપતિ સમક્ષ છતાં સભામાં કેશ પકડી આણી ચીર હરણ થયા હતાં. માટે પ્રતિકુળ કાળ હોય તો એમ બનેછે. અનુકુળ કાળે શત્રુ પણ મિત્ર થાય છે. ભગવાન શંકર હાથમાં ભિક્ષાપાત્ર લઇ ભિક્ષા માગે, બ્રહ્મા સૃષ્ટિ ઘડયા કરે, વિષ્ણુ મચ્છ, કચ્છ, વરાહ, નૃસિંહ, વામનાદિ અવતારોજ ધર્યા કરે, સૂર્ય વિરામ પામ્યા વગર ભ્રમણ કર્યા કરેછે, વગેરે; તો પછી સામાન્ય મનુષ્ય શી રીતે ભાવી ચુકાવશે?

દ્રષ્ટાંત—સમુદ્ર શૂર નામે વૈશ હતો તે માલ ભરી વહાણમાં સફરે નિકળ્યો. પવનના ઝપાટા તોફાન ચાલવાથી વાહાણ તો દરિયામાં ડુબ્યું. વૈશને એક પ્રેત હાથ લાગ્યું તે પકડી રાખી જેમ તેમ દુઃખે કિનારે નિકળ્યો. પ્રેતના ધોત્યાંને છેડે જોતાં નવરત્ન હાર મળ્યો. વૈશ્ય કહે, મારૂં બધું દ્રવ્ય ગયું તો ભલે, પણ પ્રાણ બચ્યા. **एतत्सर्वं पुनर्लभ्यं न**

શરીરં પુનઃ પુનઃ વળી, હાર જોતાં અમૂલ્ય છે. દ્રવ્ય ગયું તેના કરતાં સેંકડો ગણી કીંમત છે. પછી એક મંદિરમાં જઇ મુકામ કીધો. ત્યાંના રાજાની કન્યાનો તે હાર ચોર લઇ ગયેલો તે બુડી જવાથી આ વૈસ્યની પાસે આવેલો. તે હાર સાથે શેઠ સુતો છે ત્યાં સીપાઇઓ તપાસ માટે આવ્યા. તેણે મુદ્દા સાથે શેઠને પકડી રાજા પાસે લઇ ગયા. રાજાએ તે વૈશ્ય શેઠનેજ ચોર ઠરાવી દેહાંત શિક્ષાનો હુકમ કીધો. હાર લઇ રાજા સભામાં બતાવેછે એટલામાં ત્યાં ગૃધ્રપક્ષી આવી તે હાર લઇ ઉડી ગયું. વૈશ્ય કહે, હું ચોર નથી વગેરે, પણ તેની વાત ત્યાં સાંભળેછે કોણ? તેને કેદમાં નાખ્યો. રાત્રે રાજાને શંકરે સ્વપ્નમાં સૂચવ્યું કે, વૈશ્ય ચોર નથી, ચોર તો ડુબી મુવો તેથી તે હાર એને મળેલો હતો, માટે માનપાન આપી વૈસ્યને છોડી મુક. સવારે રાજાએ તે વૈસ્યને તેડાવી સભામાં સ્વપ્નની વાત કહી. વૈશને પુછતાં વાત મળી, તેથી માન પોષાક દ્રવ્ય આપી તેને દેશ જવા વિદાય કીધો. તે જંગલમાંથી જાય છે. ચોરો લુટવા આવતા જોઇ બધું પડતું મુકી, વટ વૃક્ષ મોટું ગંજાવર હતું તે ઉપર ચઢી ગયો. ચોર તો તે શેઠનું જે બધું પડેલું મળ્યું તે લઇ ગયા. વડ ઉપર તેજ ગ્રધ્રપક્ષીનું રહેઠાણ હતું. તે જોતાં તેમાંથી હીરા, ઝવેરાત, મોતી, માણેક તથા તેજ હાર પાછો મળ્યો. તે બધું લઇ નીચે ઉતરી ઘેર ગયો. ઘેર જઇ બધી વીતેલી વાત કહીને બોલ્યો કે, કર્મ કેવું છે તેની પરીક્ષા મારાથી થઇ ન શકે. પુણ્યવાન છે તે આવી રીતે દુઃખનો અનુભવ કરીને પણ સુખી થાય છે. તેથી કહેછે કેઃ—

**विपत्तौ किं विषादेन संपत्तौ हर्षणेन किं ।**
**भावितव्यं भवत्येव तत्रका परिदेवना ॥**

વિપત્તિ પડે તેમાં શોક કરવાથી શું, અને સંપત્તિ મળે તેમાં હરખાઇ જવાથી શું! થવાનું તે થાય છેજ તો પછી તેની ચિંતા શું કામ કરવી. મારવાડમાં જાવ તો કંઇ ઓછું ન મળે, અને સુવર્ણના મેરૂ ઉપર જાવ તો કાંઈ વધારે નહીં મળશે. માટે धीरोभव ધીરજ રાખ; દ્રવ્યવાન પાસે જઇ દીનવૃત્તિ ન બતાવ; ઘડો છે તેને કુવામાં નાખો, અગર તળાવમાં કે નદી દરીઆમાં નાખો, છતાં તેમાં પાણી તો જેટલું આવવાનું તેટલુંજ આવશે. તેવો બ્રહ્મા કુંભારે પ્રારબ્ધ ઘડો બનાવ્યો છે તે કર્મ પ્રમાણેજ મળેછે. રાવણને ત્રણ લોકનું રાજ્ય છતાં ભાવિવશથી આખરે મુવો.

એ કર્મ સમૂહ શી રીતે નાશ પામે છે તે હવે કહે છેઃ—

**गतसंगस्यमुक्तस्य ज्ञानावस्थित,चेतसः ।**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥**

અહંભાવથી જે મુક્ત છે, જેનો કામ ગયો-ઇચ્છા નષ્ટ થઇ છે, કેમકે જ્યાં અહંકર્તા ભાવ છે ત્યાં કામના-ઇચ્છા હોય છે, પણ હું તો ચિદાત્મા સાક્ષી જ્ઞાનસ્વરૂપ છું, એવું જેને જ્ઞાન છે તે મુક્ત છે. જ્યાં જુવે ત્યાં બ્રહ્મરૂપ જુવેછે. યજ્ઞ એટલે વિષ્ણુને માટેજ અહંભાવ છોડીને લોક સંગ્રહ માટે નિષ્કામ કર્મ કરેછે, તેનાં તે બધાં કર્મ (અજ્ઞાન સહિત) નાશ પામેછે. કર્મ કરેછે તે પરમાત્માને અર્પણ થવાથી તેનો તો સંબંધ રહ્યો નહીં, પણ સંચિત કર્મ તો બધાં નાશ પામેછે. અંતઃકરણની સમસ્થિતી રાખેછે તેને સંસારમાં શાંતિ રહેછે. ભયને લીધે ગમે ત્યાં જાય, પણ કર્મ આગળથી જઇને તઇઆરી કરી મુકેછે; માટે અહર્નિશ પરમાત્મ ચિંતવન કર. મનુષ્ય માત્રનું ખરૂં કર્તવ્ય-ખરો ધર્મ એજ છે.

સઘળું પ્રતિકુળ દેખતા છતાં પુણ્ય પ્રારબ્ધ હોય તો તે બધું અનુકુળ થઇ પડેછે તે વિષે દ્રષ્ટાંતઃ—

એક રાજાને કન્યા થઇ, તેને ત્રણ રતન હોવાથી જોશીઓને બોલાવી ગ્રહ મંડાવી જોતાં એમ કહેવામાં આવ્યું કે, એ કન્યા પતિનો નાશ કરનારી થશે તેથી તમારે પણ મુખ જોવું નહીં, નાશ કરી નાખે એવું છે, માટે તેને અરણ્યમાં મુકી આવવી; પરંતુ તે રીતે કરતાં રાજાને ખોટું કહેવાય તેથી લક્ષ રૂપીઆ આપી પરણાવી હદપાર કાઢવા ઠરાવ્યું. ઢંઢેરો પીટાવ્યો પણ આવી હકીકત સાંભળી કોઈ પરણુવા ખુશી બતાવતું નથી. બાર વરસની થઇ ફરી ઢંઢેરો પીટાવતાં એક આંધળો અને એક કુબડો હતા તેમાંનો કુબડો કબુલ થયો. તેથી તેને પરણાવી લાખ રૂપીઆ આપી કુબડા સાથે હદપાર કાઢયાં તેથી અંધ સાથે ત્રણે હદ છોડી ગયાં. એક શેહેરમાં મકાન લઇ રહ્યાં છે. સ્ત્રી સાથે કુબડાએ વિચાર કીધો કે આંધળાને વિષ દઇ મારી નાખવો. કુબડો જઇને એક મરેલો સર્પ લાવ્યો. સ્ત્રીએ તેના ટુકડા કરી તપેલામાં ઉકાળવા મુકયું. આંધળાને કહે તમારે માટે ઓસડ છે તેથી બેસીને કડછી હલાવ્યા કરો. તેથી તે તો બેઠો બેઠો હલાવ્યા કરેછે. તપેલાંમાંની વરાળ લાગતાં આંધળો તો દેખતો થઇ ગયો. અને તપેલાંમાં જોયું તો સર્પના કટકા છે. વિચાર્યું કે જરૂર મને મારી નાખી એ જણાં સુખ ઇચ્છેછે, ઠીક છે. તેથી તે તો આંધળોજ છે તેવો ઢોંગ કરી સુઇ ગયો. તે જાતે બળવાન તો હતોજ. કુબડા ઘરમાં આવતાં આંધળો ઉઠયો, અને ખુબ ગુસ્સામાં તેને પકડી

ચક્કર ચકર ફેરવીને એવો જોરથી પેલી સ્ત્રીની છાતી ઉપર ફેંકયો કે તે સ્ત્રીનું ત્રીંજું સ્તન અંદર પેસી ગયું, અને કુબડો હતો તે સીધો થઇ ગયો. એ રીતે ત્રણેની પ્રતિકુળતા જતી રહી ને અનુકુળતા પ્રાપ્ત થતાં સુખી થઇ ગયાં. એ રીતે ઉલટાનું સુલટું પણ થાય છે. એવી કર્મની ગહન ગતિ છે.

**पूर्वजन्म कृतं कर्म शुभंवाशुभंचयत्॥** પૂર્વજન્મમાં શુભ અથવા અશુભ જેવાં કર્મ કીધાં હોય તેવાંજ ફળ ભોગવવાં પડેછે. જેવું વૃક્ષ વાવે તેવાંજ ફળ આવેછે. કોઇ પણ દુઃખની ઇચ્છા નથી કરતું છતાં પ્રાર્થના કીધા વગરજ જે રીતે દુઃખ આવેછે તેજ રીતે સુખ પણ વગર તેડે-વગર બોલાવ્યે આવેછે. જેમ, અનેક ગાયોનું ટોળું હોયછે છતાં વત્સ પોત પોતાની માતાનેજ ઓળખી તેની પાસે જાયછે, **तथा पूर्वकृतं कर्म कर्तारमनुगच्छति**, તેમ પૂર્વ કૃત કર્મો પણ કર્તાનીજ પાછળ જાય છે. શારીરિક કર્મ જો દુષ્ટ—નઠારાં હોય તો તેથી સ્થાવરાદિક યોનિ મળેછે. વાચિક દુષ્ટ કર્મથી પશુ પક્ષીની યોનિ મળેછે. અને માનસિક દુષ્ટ કર્મથી અંત્યજાદિ નીચ શરીરમાં જાય છે.

ત્રણ પ્રકારનાં શારીરિક કર્મ છે. **अदत्तानामुपादानं**=આપ્યા વગર ચોરી કરીને લેવું તે, તથા **हिंसाचैवाविधानतः॥** અવિધીથી કોઇનો પ્રાણ ઘાત કરવો તે, તથા **परदारोपसेवाच** પરસ્ત્રી સંગ કરવો તે, એ ત્રણ પ્રકારનાં **शारीरंकर्मउच्यते॥** શારીરિક કર્મ છે.

ચાર પ્રકારનાં વાચિક કર્મ કહે છે.

**पारुष्यं अनृतंचैव पैशुन्यापिन्नतीयकं॥**
**असंबद्ध प्रलापश्चकथितं वाचिक कृतिः॥**

કોઇનું દીલ દુખાય તેવી કઠોરવાણી, જુઠાણું, અને નિંદા ચાડી-ચુગલી કરવી તે, તથા કંઇપણ સંબંધ વગર ગમે તે વિશે પ્રલાપ-બડબડવું તે, એ ચાર વાચિક કર્મથી પશુ પક્ષી થવું પડેછે.

ત્રણ પ્રકારનાં માનસ કર્મ કહેછે. પર દ્રવ્ય લેવાને કોઇનું અનિષ્ટ ચિંતવન કરવું, બીજાનું અનિષ્ટ ઇચ્છવું તે, **परद्रव्येष्वभिध्यानं** પર દ્રવ્યમાંજ રાત દિવસ ધ્યાન લાગી રહે, તથા મિથ્યા અભિનિવેશ, એટલે હું દેહ છું, પરલોક છેજ નહીં, વગેરે. એ કર્મોથી અંત્યજાદિ નીચ યોનિ પ્રાપ્ત થાય છે. માટે સુખેચ્છકેતો સદા સાત્વિક શુભ કર્મો કરવાં.

**नियतं संगरहित मरागद्वेषतः कृतं ।**
**अफल प्रेप्सुना कर्म यत्तत् सात्विकमुच्यते ॥**

અહંભાવના-સંગ છોડીને રાગ દ્વેષ વગર, શાસ્ત્રે વિધાન કરેલાં વર્ણાશ્રમાદિ કર્મ, ફળની આશા ન રાખતાં, કરવાં તે સાત્વિક કર્મ છે. તામસ કર્મનો પરિત્યાગ કરવો, અને રાજસ પણ ત્યાગવા યોગ્ય છે.

વિષ્ણુ ભગવાને એક હાથમાં ચક્ર ધારણ કીધું છે તેનો હેતુ એવો છે કે,—રથનાં પૈડાં અથવા ચક્ર ઉપર રથ હોય છે તેથી ચક્ર—પૈડાં છે તે રથનાં ચરણ કહેવાય છે તેને હાથમાં લીધું છે, તે સૂચવે છે કે, એવો જે હશે તેને હું હાથમાંજ રાખું છું, અર્થાત્, શરીરરૂપ રથનો બોજે, ઇંદ્રિયોરૂપ હરિ એટલે ઘોડા ઉપર રાખે,-તે ચાહે ત્યાં લઈ જાય; પણ હરિ-પરમાત્મા ઉપર જો બોજો રાખે તો તેનો નિર્વાહ ભાર ઉપાડી (તે ભક્તનાં સર્વ સંસાર કાર્યનો ભાર ઉપાડી) તેનાં ચરણ પણ હાથમાં પકડું છું. અને એજ હેતુથી પરમાત્માએ ભકતોની બહુજ કઠિણ સેવા કરીછે. એકનાથ, નરસિંહ મેહેતા, મીરાં, શબરી, સુધન્વા, અર્જુન, સખુબાઈ વગેરે અનેક ભકતોની બહુજ સેવા કરીછે. ઇંદ્રિયોરૂપ ઘોડાના સારથી-પ્રેરક—ચાલકતો પરમાત્મા છેજ. તે પ્રભુ ઉપર વિશ્વાસ રાખે અને શકટ તળે ચાલતાં શ્વાનની માફક મિથ્યા અભિમાનથી કર્તૃત્વ ભોક્તૃત્વનું અભિમાન માથે ન સ્વિકારતાં પ્રભુ ઉપરજ નાખી વર્તે તો જરૂર તેનાં સર્વ કાર્ય પ્રભુજ કરેછે, કીધાં છે, અને કરશેજ, એ નિર્વિ-વાદ સિદ્ધ સત્ય છે.

રામદાસ સ્વામિ કહે પ્રારબ્ધજ શ્રેષ્ટ છે, તે પૂર્ણ અનુકુળ હોય તો વગર યત્ને ભોગ મળેછે. કર્મ અનેક પ્રકારનાં ભિન્ન ભિન્ન હોય છે. જેમનાં કર્મ ઉદ્યોગ કરવાથીજ ભોગ મળવા યોગ્ય હોય છે તેમને યત્ન કરવુંજ પડે ત્યારે મળેછે. (તેનું) પ્રારબ્ધ છે તે રથી છે, અને તેનો સારથી યત્ન—પુરૂષાર્થ છે. રંગનાથ સ્વામિ હતા તેમને રાજા સમાન રાજયોગ હતો. તેમનાં દર્શન માટે, પોતાના શિષ્ય કલ્યાણને સાથે લઇ, રામદાસ સ્વામિ નીકળ્યા. તેની રંગનાથને ખબર થવાથી તે પણ સામા આવવા નિકળ્યા. મેદાનમાં બેઉ સાધુ મહાત્માનો મેળાપ થયો. ત્યાં રામદાસ કહે, હમારી કેમ આવી સ્થિતી છે; તું તો જ્યાં ત્યાં રાજ વૈભવમાંજ ઘુમેછે. રંગનાથ કહે, મારી કંઇ એવી ઇચ્છા નથી, તેમાં હું શું કરૂં રામ સ્વામિ કહે, ઠીક ત્યારે. હું ગામમાંથી ભિક્ષા માગી લાવું ત્યાં

સુધી અહીં તડકે બેસ. બહુ સારૂં મહારાજ; એમ કહી તેતો બેઠા, અને રામદાસ ગામમાં (કલ્યાણુ સાથેજ) ગયા. હવે એ અરસામાં પ્રતિષ્ઠિત પ્રધાન રામચંદ્રપંતની સ્વારી જતી હતી. તેણે જોયું કે તડકે મેદાનમાં પેલું કોણુ બેઠું છે, જુવો. નોકરોએ દોડી જઇ જોઇ આવી કહ્યું કે, સાહેબ! એ રંગનાથ સ્વામિ છે, અરેરે!! એમ કહી તરત ત્યાં મુકામ નાખી તંબુ ઠોકાવી દીધા. ગાદી તકીઆ નાખી તે ઉપર બેસાડયા, અને રસોઇનું કામ ચાલ્યું. એટલે તો રામદાસ સ્વામિ આવી જુવેછે તો રાજ વૈભવમાંજ ગાદીએ બેઠા છે. કલ્યાણુને કહ્યું કે, લે જો, આ એનું પ્રારબ્ધ. એ જયાં જાય, જયાં બેસે, જયાં રહે, ત્યાં રાજય વૈભવ-ભોગ એને શોધતા પાછળ દોડી આવેછે. એવું મારૂં પ્રારબ્ધ નથી. માટે ભાઇ કલ્યાણુ! પ્રાજ્ઞ, મૂઢ, શૂર, બધાંને કર્મ ભોગવવાંજ પડે છે. B. A., M. A., L L B., L. C., L M. & S. વગેરે ઘણું સેંકડો પાસ થયેલા છે તે બધાની સ્થિતી સરખી નથીજ. પાસ થયેલા છતાં જેવાં જેનાં કર્મ તેવી તેની સ્થિતી છે. તેમ વગર પાસ થયલા પણુ ઘણું તે બધા કરતાં ઉત્તમ સ્થિતીવાળા બની જાય છે. એ રીતે અંતઃકરણુને સ્વસ્થ કરવા સદ્દગુરૂ મહાત્માનો ઉપદેશ છે.

એક મોટા શ્રીમાન શેઠ હતા. તેને સાઠ વરસે પુત્ર થયો. પુત્ર થવા માટે શેઠને બહુજ લોભ હતો, તેથી તેનું નામ લોભ રાખ્યું. ખૂબ હર્ષથી દાન પુણ્ય કર્યાં. મોટો થતાં પુત્ર (લોભ) ને પરણાવ્યો. તે વહુનું નામ આશા રાખ્યું. તે લોભ અને આશા બેના સમાગમથી કન્યા થઇ તેનું નામ ફજેતી રાખ્યું. તે કન્યાને લઇ ડોસા બહાર ફરવા જાય, સભામાં જાય, ન્યાતમાં લઇ ફરે. તે ફજેતી કન્યાને કંઇ વાવળી થવાથી મરી ગઈ. ત્યારે ડોસાને બહુ શોક કરતા અને રડતા જોઇ લોક દીલાસો આપેછે કે, ફીકર નહીં, શેઠજી! લોભ અને આશા અમર રહો. જીવતાં છે તો કાલે બીજી ફજેતી થશે. તાત્પર્ય સ્પષ્ટ છે કે, તેવા આપણે પણ ખુશી થઇ થઇને ફજેતીને માથે લઈ ફરીએ છીએ. જે વીર પુરૂષે લોભનેજ પોતાના અંતર ગ્રહમાં પ્રકટ થવા દીધો નથી તો તેને આશા બાઝવા પામતી નથી. અને તે બેનો પોતાનાં હૃદયમાં વાસ ન હોય તો ફજેતી થવાની કલ્પનાનો પણ અત્યંત અસંભવ, પરંતુ ભવપાર નિકળી જઇ વિજય ડંકા થવાનોજ સંભવ રહે.

ગમે તેવું પણ વ્યસન હોય તો તે વિઘાતક છે. તેનાથી કેફ આવેછે, અને તેની પ્રકૃતિ તે વ્યસનાસક્ત બની જાયછે. મદ્ય પીનારને

વૈકલ્યતા (ગાંડાપણું,) ધરણીપાત, અને સજ્જનો ઉપદેશ કર્ણાજ કરે કે તું મદ્ય છોડ, છતાં તે કાને ધરવું નહીં તે, એ ત્રિદોષરૂપ સન્નિપાતનાં ચિન્હ તે મદ્યપાન કરનારને થાયછે.

**सन्निपातस्यचिन्हानि मद्येसर्वाणि दृश्यते ॥**

અફીણ, ભાંગ, ગાંજો, તમાકુ, વગેરે માદક પદાર્થ માટે પણ એમ સમજવું. તેમાં સ્વાદ કે સુગંધ કશું નથી, ગુણ પણ નથી. છતાં તે અફીણ તમાકુ વગેરે ખાનાર પીનાર તો તેના ગુણ બતાવશે. એક સભા મંડળમાં તમાકુની વાત નિકળી ત્યાં પ્રશ્ન થયો કે, એ શું છે, શું ફાયદો, કેવડાં ઝાડ થાયછે, વગેરે. ત્યાં એક શાસ્ત્રી તમાકુ ખાતા હતા તે બોલી ઉઠયા કે, એતો શ્રી જનાર્દન વિષ્ણુનું સ્વરૂપ છે. લોકનાં હિત માટે ઉલટા આકારે થઇને જગતમાં પત્રરૂપે પ્રસિદ્ધ છે. **जनार्दन नरहितो मूत्वाऽकार विपर्ययात्** એમાંથી નકાર બધો કાઢી નાખો તો **ज+आर्द** અને **आ** કારને ઉલટાવો તો **जरदा** ( જરદો તમાકું ) એમ થશે. તેથી એ બધાએ સેવવો જોઇએ. જુવો પુંડરીનાથના હાથ કંમરે છે તે શામાટે ? તે બતાવેછે કે તમાકુ-જરદાનાં ઝાડ આટલાં ઉંચાં થાયછે. ગિરીના બાલાજીનો એક હાથ બતાવેછે કે પાંતરૂં તેનું આવડું થાયછે. ગણપતિએ ચીપટી કરીછે તે સૂચવેછે કે, એટલો લઇને ખાવો. જો નહીં ખાય તો હનુમાન ગદા બતાવી રહ્યાછે ( ન ખાય તેને માથે ગદા પડે ). આવી રીતે ખાનાર પીનાર લોક ભલે ગુણ બતાવી પોતાની ભુલ ડાબવા યત્ન કરે, તેથી શું થયું ?! મૃગયા ખેલવી, જુવા ખેલવા, નિંદા કરવી, મિષ્ટાન્ન ખાવાં, લડાઇ કરવી, એ બધાં વ્યસન છે. ભોજન પણ વિશેષ લેવાય તો તેમાં માદકપણું છે. વ્યસનીનું મન વ્યસનને તાબે રહેછે તેથી તેમાં મન જવાથી એકાગ્ર થતું નથી અને પરમાત્મામાં લાગતું નથી. માટે વળગાડવા લાયક ખરાં વ્યસન તો એજ છે, કે જે બીજાં બધાં દુર્વ્યસનોથી મુકત કરેછે. **हरिपाद सेवनं व्यसनं** અર્થાત્, **वि**=ગરૂડ અને **असन**=વાહન છે જેનું, એવા શ્રીહરિ છે તેમાં પ્રેમ કરી તેની ચરણ સેવાનું વ્યસન પડે તો બધાંથી છોડવે અને બીજું વિદ્યાનું વ્યસન છે, તે અધ્યાત્મ વિદ્યા, સર્વ બંધથી નિર્મુક્ત કરનારી છે. બીજી બધી વ્યાવહારિક વિદ્યા છે તે તો અવિદ્યા છે. ચંદ્રિકા-ચાંદરણાંથી સમુદ્રમાં ભરતી આવેછે, તેમ બ્રહ્મવિદ્યાથી મુમુક્ષુઓ આનંદ પામેછે. ચંદ્રિકાથી અંધકારનો નાશ થાય છે, તેમ બ્રહ્મવિદ્યાથી અજ્ઞાનનો નાશ થાય છે. કુવલય પૃથ્વીપર પ્રકાશ થાય છે, પણ કમલોદય નથી થતો; તેમ કમળા-

લક્ષ્મી-દ્રવ્યનો ઉદય એટલે દ્રવ્ય પ્રાપ્તિ થતી નથી; કેમકે લક્ષ્મી અને સરસ્વતિનો વૈરભાવ છે. બ્રહ્માની સ્ત્રી સરસ્વતિ, અને વિષ્ણુની સ્ત્રી લક્ષ્મી. વિષ્ણુના પુત્ર બ્રહ્મા, તેની સ્ત્રી તે લક્ષ્મીની વહુ હોવાથી લક્ષ્મી સાસુ થયાં. સાસુ વહુનો બનાવ લોકમાં પ્રસિદ્ધ છે. માટે વિદ્વાન જ્ઞાની પાસે દ્રવ્ય હોતું નથી, એમ કહેવાય અને દેખાય છે.

સંસાર અને વિષયોનો વિયોગ ગમતો નથી તેથી કર્મ કરી કરી વારંવાર મરવા જન્મવાનું વ્યસન લાગ્યું છે, તેનાથી મુક્ત કરનાર મુખ્ય વ્યસન તો શ્રી હરિગુરૂ ચર્ણસેવાજ છે.

વિવાહ કોઇનો થતો હોય તો તેવે પ્રસંગે, રતિ સંપ્રયોગે, પ્રાણાત્યયે (જીવ જતો હોય તેવે વખતે) સર્વ ધનાપહારે (બધું ધન જતું હોય તો તેવે વખતે), તથા વિપ્ર (બ્રાહ્મણાદિ) ના અર્થને માટે, એ પાંચ ઠેકાણે જુઠું બોલવાથી પાપ લાગતું નથી, પણ ધર્મરૂપજ કહ્યું છે.

મનુષ્ય જેનો સર્વ કાળ સંગ કરેછે તેનોજ તેને અભ્યાસ થાય છે; ભાષણ પણ તેજ કર્યા કરે છે; તેથી અંતકાળે તેજ વાત તેને પ્રત્યક્ષ-આગળ ખડી થઇ જાય છે. વિષયોનો છંદ તો દુર્ગતિનોજ કારણભૂત છે. જન્મભર વધારે કાળ પરમાત્મા ઉપરજ પ્રેમ રાખી સંબંધ જોડયો હોય તો અંતાવસ્થાએ ભાવના પણ તેજ થશે. પ્રાણ પ્રયાણ સમયે જેને હજારો વીંછી એકી વખતે કરડયા જેવું દુઃખ થાય છે, એવાને હરિ-સ્મર્ણ કરવાનું કઠણ છે, છતાં પેહેલાં અભ્યાસ પડયો હોય તો તે સ્ફુરેછે.

**अंतकालेच्च मामेव स्मरन्मुक्त्वा कलेवरं ॥**
**यः प्रयाति समद्भावं याति नास्त्यत्र संशयः ॥**

પૂર્વના અભ્યાસથી સર્વકાળ દ્રષ્ટિના અગ્રભાગમાં મારૂંજ સ્મર્ણ ખડું થાય છે. સગુણ બ્રહ્મના ઉપાસક માટે એ પક્ષ છે. તત્વવેત્તા તો કલેવર છોડી જતોજ નથી. **न तस्य प्राणा उत्क्रामंति तत्रैव समविलीयते ॥** તેના પ્રાણ બહાર નથી જતા, ત્યાંજ સમાઇ-લય થઇ જાય છે. તે તો મુક્ત થયોજ છે. સગુણવાળાને ક્રમ મુક્તિ પ્રાપ્ત થવાની છે. અંતકાળે મારૂં સ્મર્ણ કરતાં શરીર છોડેછે તે **मद्भावंयाति** એટલે બ્રહ્મરૂપ થાય છે.

**यंयं वापिस्मरन्भावं त्यजत्यन्ते कलेवरं ॥**
**तं तमेवैति कौंतेय सदातद्भावभावितः ॥**

કીટ છે તે ભમરીના ડંખ-ચટકાના ભયમાંજ રહેવાથી તેજ શરીરે બદલાઇને ભ્રમરરૂપ બની જાય છે (એવુ જડ છતાં), તો આપણે ચૈતન્ય-

શુદ્ધિવાળા તે પરમાત્મા શ્રી હરિગુરૂનાં ધ્યાનથી તે પ્રભુ પરમાત્મ સ્વરૂપે થઇ જાયએજ, એમાં આશ્ચર્ય નથી.

સ્નેહથી, પ્રેમથી, દ્વેષથી, અને ભયથી જેમાં ચિત્ત રાખે તદ્રૂપ થાય છે. મહાદેવના અખંડ સતત્ ધ્યાનથી નંદીકેશ્વર એજ દેહમાં મહાદેવ-રૂપતાને પ્રાપ્ત થયા છે.

વિભીષણની સ્ત્રી શરમા જ્યારે અશોક વનમાં સીતા પાસે જઈ બેઠાં વાત કરતાં હતાં ત્યારે સીતાએ કહ્યું કે, રાત દહાડો મને રામનું અખંડ ધ્યાન લાગી રહ્યું છે, તેથી કદાપિ હું તે રામરૂપ બની જઈશ તો મારો અને રામનો મેળાપ શી રીતે થશે? ત્યારે શરમાએ જવાબ આપ્યો કે, તે વાતની ફીકર તમારે કરવી નહિં. કેમકે જેવું તમને રામનું ધ્યાન લાગ્યું છે, તેવું તે રામને તમારૂંજ ધ્યાન લાગ્યું છે, તેથી તે સીતારૂપ થઈ જશે. એટલે પછી પતિ પત્નિ સંબંધરૂપ મેળાપ થવામાં હરકત આવશે નહિં.

નારાયણનાં ધ્યાનથી નરનો નારાયણ બની જાય છે. ભરત મહા-સમર્થ હતા, તે રાજવૈભવ છોડી વનમાં તપ કરતા હતા. ત્યાં વાઘનો બરાડો સાંભળી એક હરણી ગર્ભિણી હતી તે દોડતી આવી તેનો ગર્ભ-પાત થવાથી બચ્ચું પડયું, તે છોડી પ્રાણ ભયથી તેતો કયાંએ દૂર ન્હાસી ગઇ. તે જોઇને તે ભરતે દયા અને સ્નેહને લીધે તે બચ્ચું પાસે લાવી તેનું રક્ષણ કીધું; અને તેમાં સ્નેહ રહેવાથી, શરીર છુટયા પછી તે મુક્ત થતે તેને બદલે, હરણીનો જન્મ થયો, છતાં ઉગ્રતપ તથા જ્ઞાન પ્રાપ્ત હોવાથી જ્ઞાન રહેલું કે. હરણીનો સ્નેહ મને આ દરજ્જે એટલે હરણીરૂપમાં લાવ્યો છે. તે પછી પોતે જડભરત થયા છે. તેમાં બધું જ્ઞાન તેમને હસ્તામલકવત્ હોવાથી જડ જેવાં આચરણ રાખી રહ્યા, કે કોઈમાં સ્નેહ બાઝે નહિં. જીવન્મુક્તજ હતા, પણ વ્યવહાર એવો રાખ્યો કે કોઇ સંબંધ નહિં કરે. એ પ્રતિબંધ નડવાથી ત્રીજે જન્મે મુક્ત થયા છે.

**तस्मात् सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्यच ।**
**मय्यर्पित मनो बुद्धिर्मामेवैश्यस्यसंशयः ॥**

ઘરમાં અથવા મંદિરમાં આપણે રોજ કચરો વાળીએ છીએ, છતાં થોડે થોડે વારે કચરો આવ્યાજ કરેછે, અને ચાર છ કલાકે પાછો વાળીએ કે ધૂળ (રજ–કચરો) નિકળ્યા કરેછે. તેમ, અંતઃકરણમાં (અંતઃપુરમાં–અંતરગ્રહમાં) રજ, એટલે, રજોગુણરૂપ ધૂળ, બહારનાં

વાતાવરણમાંથી આવ્યાજ કરેછે; માટે ભગવત સ્મરણરૂપ સાવરણીથી તે કચરો ઝાટકી કાઢી વાળી–ઝાડી સાફ કર્યા કરાય તો અંતઃકરણ મલીન થાય નહિં–સ્વચ્છ રહે છે. બાદ નિશ્ચયાત્મક બુદ્ધિસહિત તે મનને મારે વિષે અર્પણ કર–મારામાંજ મન રાખ, તો નિઃસંશય મનેજ પામશે.

અસાધ્ય વસ્તુ સાધ્ય થાય છે તે પણ છંદથી થાય છે. પરમાત્મા તો આપણો આત્માજ સ્વયં સિદ્ધ છે. દૂરના દુષ્પ્રાપ્ય વિષય પણ બહુ શ્રમે મેળવી શકાય છે, તો સમીપમાં હૃદય સ્થિત પ્રભુ કેમ ઓળખી ન શકાય?!

**अभ्यासयोग युक्तेन चेतसा नान्यगामिना ॥**
**परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥**

અન્ય, એટલે અનાત્મા જે જડ વિષયો છે તે ઉપર મન દોડેછે. જેમ, સુખેડ, સુગંધ, અત્તર વગેરેને છોડીને, માખી દુર્ગંધપર જઇ બેસે છે, તેમ, મનનો એવો સ્વભાવ છે કે, અમૃતમય પરમાત્માનું ધ્યાન સ્મરણ છોડીને મિથ્યા પ્રાતિભાસિક જડ વિષયો ધન ધામ ધરા સ્ત્રીપુત્રાદિમાં રમમાણ રહેછે. પરમાત્માથી ભિન્ન બીજું બધું દ્રશ્યાદિ **अन्य** શબ્દથી સમજવું. પરમાત્મારૂપ સજાતીય વૃત્તિ પ્રવાહ થવો, તે અભ્યાસથી એટલે વારંવાર આવૃત્તિ કરવાથી અથવા વિષયાકાર વિજાતીય વૃત્તિનો નિરોધ કરવા રૂપ દ્રઢ અભ્યાસથી થાય છે. એ સ્થિતીનું નામ યોગ છે. જ્યાંસુધી ધ્યાતા, ધ્યેય અને ધ્યાન, એ ત્રીપુટીનું ભાન રહે, ત્યાં સુધીની અવસ્થાને સવિકલ્પ અથવા સંપ્રજ્ઞાત સમાધિ કહે છે; અને જ્યારે તે ત્રિપુટીનું ભાન ભુલાઇ બ્રહ્મરૂપે કૈવલ્ય સ્થિતી થાય છે, ત્યારે નિર્વિકલ્પ અથવા અસંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે. અષ્ટાંગયોગ અથવા હઠયોગની જરૂર નથી. **अनुचिंतयन्**=ગુરૂ અને ઉપનિષદાદિ શાસ્ત્રનાં વાક્યોનું વારંવાર ધ્યાન કરવાથી દિવ્ય પુરૂષ–દિવ્યભાનુ–અંતર્યામિ સાથે અભેદ ભાવને પામેછે, **सोहम्** સમજેછે. અથવા નામરૂપ છાંડીને હરિરૂપ થાય છે.

**यथानद्यः स्पन्दमाना समुद्रेऽस्तं गच्छंति नामरूपेविहाय ॥**
**तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैतिदिव्यं ॥**

જેમ નદીઓ વહેતી ચાલી જઇને, સમુદ્રમાં પોતાનાં નામરૂપને છોડી દઈ, અસ્ત થાય છે ( અભેદ ભાવે થાય છે ) તેમ, વિદ્વાન, નામ રૂપરહિત થઇને, દિવ્ય પરબ્રહ્મને વિશે અભેદ થાયછે. સિંહ આગળ ચાલેછે ને પગ મુકે છે, તેને ગમે તે સામો આવી હથીયાર વગેરે મારે છે તોપણ પાછો હઠતો નથી.

**यत्नेनकिंनसिद्ध्येत सुतरामसुधियाम् पुनः ॥**
**टिट्टीभस्यापि यत्नेन समुद्रोवशमागतः ॥**

યત્નથી શું નથી સિદ્ધ થતું? ટીટુડીનાં પણ દ્રઢનિશ્ચય પૂર્વક યત્નથી સમદ્ર વશ થયો હતો. દેશ કાળ, ધન મિત્ર, શરીર, કુળ, એ છ બળવાળો ચાહે તે કરે, એવું છતાં–છ બળથી સમુદ્ર પૂરો છતાં જેમ તુચ્છ જેવી ટીટોડીને તાબે થયો, તેમ દ્રઢશ્રદ્ધા યત્નથી બધું સિદ્ધ થાયછે. વછનાગ એક વિષ છે છતાં અભ્યાસથી તોલો તોલો ખાઈ જાય છે. તાત્પર્યકે, યત્નથી અસાધ્ય પણ સાધ્ય થાયછે. જ્યાં બળ, બુદ્ધિ, પરાક્રમ, ઉદ્યોગ, સાહસ, અને ધૈર્ય છે, ત્યાં દેવો પણ સાહ્ય થાયછે. મનને એકાગ્ર કરે તો અંતર બાહ્યવિષયો પ્રતીત થતા નથી બાણ ઘડનારનું ચિત્ત બાણમાં એકાગ્ર થયલું, તેની પાસેથી રાજાની સ્વારી ગઈ પણ કાંઈ ખબર ન પડી એવું જોઈ અવધૂત ગુરૂદત્તે તેને ગુરૂ માન્યો હતો. બાણમાં જેમ તેનું મન લાગી રહેલું હતું તેવું પરમાત્મામાં લાગી જાય તો કાંઈ દેખાય નહીં. સિંધવનો ગાંગડો સમુદ્રમાં તદ્રુપ થઈ જાયછે તેમ, મન બ્રહ્મરૂપ થાયછે. **यथा काष्टंच काष्टंच समेयाता महोदधौ**–એકાષ્ટ સાથે થઇ જઈ સમુદ્રમાં તણાયાં આવેછે અને છુટાં પડી જાયછે, તેમ, આ સંસાર સમુદ્રમાં સંબંધી જનોનો સંગ થાયછે, ને છુટાં પડેછે, તથા વૃક્ષપર અનેક પક્ષીનાં ટોળાં સાંજે આવી બેસેછે, ને સવારે ઉડી જાયછે, તેમ સંસાર વૃક્ષપર અનેક સાથી (સ્ત્રી પુત્રો મિત્રો સગાં સ્નેહી વગેરે) એકઠાં મળેછે, તે બધાં વખત થયેથી છોડીને ચાલ્યાં જાયછે, તેમાં જ્ઞાનીએ શોક કરવો ઉચિત નથી. એવે ઠેકાણેજ જ્ઞાનનો ઉપયોગ કરવાનો છે.

સાધુનો સ્વભાવ છે કે વગર પુછે પણ લોકનું કલ્યાણ થાય તેવો ઉપદેશ કરેછે. જેવું માતાનું શીળ પુત્રો પ્રત્યે હોયછે, તેવું સાધુનું જગત પ્રત્યે છે. માતા જેમ પુત્રને મલીનતા વગેરે દોષથી મુક્ત કરી સુખી કરવા ઇચ્છે છે, તેમ, સાધુ મોક્ષ સુખ પ્રાપ્ત કરી દેવા ઇચ્છે છે.

**यथा विनष्टः सर्वास्वा युधिष्टिर नलादयः ॥**

યુધિષ્ઠિર–ધર્મરાજા, નળરાજા, વગેરે અક્ષ-દ્યુત–પાસાથી બધું ખોઇ બેઠા હતા. તેમ, અક્ષ એટલે ઇંદ્રીઓ છે તે પાશરૂપ થઈ, તેમાં પ્રતિબદ્ધ થવાથી દુઃખી થવાય છે. જ્ઞાની હોય તોપણ શું થયું. ધર્મરાજા વગેરેએ દૂર્જન સંગથી કરેલી અક્ષ ક્રિયાથી (દ્યુત રમવાથી) દુઃખી થયા હતા. માટે અક્ષ એટલે ઇંદ્રીય સંયમન કરવામાં વિલંબ નહીંકર. ગાયો ભેસો વગેરે બહાર ભટકેછે તેની માફક ઇંદ્રીઓ પણ તેવીછે, તેથી બાર લગાડ નહીં.

अतिथी विबुध मैत्री राजसेवाऽग्निहोत्र ।
पशु कृषि धनविद्या बालभार्याऽरिदासः ॥
गृह ऋण रोग चैव लोकवार्ताऽक्षपाशः ।
त्वरया हि कार्यं कर्तुं मा विलंबं कुरुध्वम् ॥

(અથવા कुरुष्व, વા. कुरुत्वं)

અતિથી આવ્યો કે તરત તેને આપજે, તેમાં વિલંબ કરતો નહીં. વિદ્વાન સુજ્ઞ પંડિત જ્ઞાની સાધુની મૈત્રી મળે તો તરત કરજે. રાજાનો હુકમ થયો કે તે કામ તરત કરજે (ન કરે તો દંડ થાય). અગ્નિ હોત્ર વખતસર સૂર્યોદય પેહેલાં અને સૂર્યાસ્ત પછી અથવા જે કાળ નિયત રાખ્યો હોય તે સમયે કરજે, તેમાં વિલંબ કરતો નહીં. ગાય, બળદ, અશ્વ, વગેરે પશુ પક્ષી પાળ્યાં હોય તો તેમને વખતસર ઘાસ પાણી વગેરે આપી તેમની સેવા કરી તૃપ્ત રાખજે. ખેતીમાં જે જે કાળે જે કરવાનું તે વખતસર કર્યા કરવું. ધન મેળવવા માટે યુવાવસ્થામાં અથવા સમય આવ્યો કે તરત ઉદ્યુક્ત રહેજે. ગયલો વખત ફરી આવતો નથી. રસાયન ઉત્તમ છે, પણ વધુ ખાય અગર પરેજી ન પાળે તો મરે કે દુઃખી થાયછે, અને પ્રમાણસર ખાય તો આરોગ્ય વધેછે, તેમ દ્રવ્યનો રસાયન સમાન ઉપયોગ કરવો. વીસ વર્ષ પછી ચાળીસ અગર છેવટ પચાસ સુધી યત્ન કરી મેળવવું. તેજ રીતે વિદ્યા વીસ વર્ષ સુધી ઉત્તમ રીતે મેળવી શકાય છે. બાળકને સમયસર જોઇએ તે આપી ભણાવી ગણાવી સુખી કરવું. સ્ત્રીને પણ વખતસર શિક્ષણ જ્ઞાન દાન આપી પ્રસન્ન રાખવી, કેમકે આળસથી હરકોઇ અપલક્ષણ વધી જઇ દ્રઢ થઈ જાય તો પછી કઠણ થઇ પડેછે અથવા દુઃખરૂપ થઇ પડેછે. શત્રુથી સાવધ રેહેવું, તથા તેનાં અને નોકર ચાકરના કામકાજ ઉપર નજર રાખવી. ગ્રહ કોઇ નડતો હોય તો અનિષ્ટ નિવારણ માટે જપ દાન વગેરેથી શાંતિ કરવી; અથવા બીજી રીતે કહીયે તો ઘરને વખતો વખત મરામત કર્યા કરવી, નહિંતો પછી સામટો ખરચ કરવો પડે. રૂણ પતાવી દેવા વિલંબ નહીં કરવો, કેમકે વ્યાજ વધી જાય તો ભારે પડે. રોગ વધી નહીં જાય તેથી થયો કે તરત ઉપાય કરી હાંકી કાઢવો. લોક વાર્તા કાંઇ ચાલી હોય તે શમન કરવા બનતો યત્ન જલદી કરવો. તેજ રીતે ઇંદ્રીઓને વશ કરી લેવી; કેમકે ઇંદ્રીઓ વંઠી જાય તો જન્મ મરણના ખાડામાં દોળી પાડે તેવી છે અને વંઠયા પછી

વશ થવી કહણુ પડેછે. માટે એ કર્તવ્ય સઘળાં કાર્યમાં વિલંબ ન કરવો. એ દરેક સુજ્ઞ ધર્માવલંબી સુખેચ્છકનો ધર્મ છે.

**यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ।**
**इन्द्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥**

વિષય દર્શનથી ઇંદ્રિયો ક્ષુબ્ધ કરેછે, અને મનને બળાત્કારે વિષયો તરફ ખેંચી જાયછે. રક્ષક સમીપ છતાં ચોર લોક જેમ દેખતાં લુટી જાયછે, તેમ, વિવેકરૂપ રક્ષક પાસે છતાં તેની પરવા ન કરતાં ઇંદ્રિઓ આદિ આત્મજ્ઞાન ધન લુટી જાયછે. પુરા યત્નશીળ વિવેકીઓની એવી અવસ્થા છે, તો બીજા લોકની શું વાત કહેવી!! એવી દુર્નિવાર્ય ઇંદ્રિઓ છે પરંતુ તેનો પણ ઉપાય છે.

**तानि सर्वाणि संयम्य युक्त आसीतमत्परः ।**
**वशेहि यस्येन्द्रियाणि तस्य प्रज्ञाप्रतिष्ठिता ॥**

મામલતદાર, ડેપ્યુટી, કલેક્ટર, માજીસ્ટ્રેટ, ફોજદાર, જમાદાર, કારકુન, સીપાઇ વગેરે, રાજાના આશ્રિત લોક હોવાથી તેઓથી ચોર પણ ડરેછે, તેમ પરમાત્મા વિશ્વપતિરૂપ મહાસમર્થ મહારાજાના આશ્રિત એવા ભક્તથી, સાધુથી તેવા ચોર પણ ડરેછે. માટે હું પરમાત્માજ જેને પ્રીયતમ-શ્રેષ્ઠ છું, એવો થઇ મારો શ્રીપતિનો આશ્રય કરે તો તેનું કદી અશુભ થતુંજ નથી. **न वासुदेव भक्तानामशुभं विद्यतेक्वचित् ॥** વ્યાપક પ્રભુના ભકતને કદીપણ અશુભ થતુંજ નથી, પરંતુ મને કેવળ શ્રેષ્ટ સમજી આખરમાં તેજ હું છું **सोहं** એવું મન કરી દેવું, તો તેની પ્રજ્ઞા નિશ્ચળ થઈ સમજવી.

આંખમાં રજ (ધુળ) જાયછે તો કંઈ દેખાતું નથી, તેમ અંતર બુદ્ધિમાં રજ (રજોગુણ) ભરાય છે તો દૃષ્ટિ અંધ કરેછે. એ કેવી મોટી ભુલ પડી છે કે, કાળ ક્ષણે ક્ષણે ગ્રસે છે-ગળતો જાય છે, છતાં તે તરફ ખ્યાલ જતોજ નથી; માટે એ કાળના હાથમાંથી છુટી જા. અર્થાત્, એમ સમજ કે, શરીર પાસે કાળ આવેછે, હું પરમ ચિદાનંદઘન આત્માનો ગ્રાસ કાળ કરી શકતોજ નથી, એ ભાવ તો માયાનો છે. હું ત્રિગુણથી પર અસંગ નિત્ય મુક્ત છું. મારાં સ્વરૂપમાં કાંઇ નથી, તો પછી તેમાં મારે શું?! એ રીતે તું આનંદમાં સ્થિત થા, તેમાં વિલંબ નહીં કર. શ્રી શંકરાચાર્યે સ્તવનમાં કહ્યું છે કે, **प्राणः प्रयाण समये कफ वात पित्तैः कंठावरोधन विधौ स्मरणं कुतस्ते ॥** પ્રાણ જતી

વખતે કફ, વાયુ અને પિત્તથી ગળું રૂંધાઇ જશે ત્યારે શી રીતે સ્મરણ કરશે? માટે હમણાંજ ત્વરાથી હરિ સ્મર્ણ કરી લઇ તદ્રૂપ થઇ રહે. આજેજ હમારૂં મન તમારામાં (પરમાત્મ તત્વમાં) પ્રવેશ કરો.

ગુરૂ વસિષ્ઠે રામને કહ્યું હતું કે, પુષ્પને હાથમાં લઇ ચોળી નાખતાં જરા પણ વાર લાગેછે, પણ પરમાર્થ સિદ્ધિમાં તેટલી પણ વાર લાગતી નથી. ખટવાંગ રાજાને સમજાયું કે એક મુહૂર્ત માત્ર (ફક્ત બે ઘડી) આયુષ્ય બાકી છે, તો એટલામાં શું માગવું. તેથી તરત સર્વ ત્યાગ કરી પરમાત્મામાં મન જોડી દીધું. એ રાજાએ હજારો યજ્ઞ દાનાદિ કરેલાં હતાં. જનક રાજાએ પણ આગળથી અંતઃકર્ણ શુદ્ધ કરેલું હતું, તેથી તેવાને માટે તે કથન સુલભ છે. **यस्यदेवे पराभक्ति॰** એવાને આરસી જેવા શુદ્ધ મનમાં અર્થ પ્રકાશેછે. અશુદ્ધ ચિત્તવાળા માટે તો **अनेक जन्म संसिद्धि स्ततोयाति परांगति ॥** અનેક જન્મે અંતર શુદ્ધ કરતાં પછી જ્ઞાન થાય ત્યારે પરમગતિ મળેછે. માટે પેહેલાંથી મન ઇંદ્રિઓને જીતીને પરમાત્મામાં લગાડવાં.

જગતરૂપી પટ (બાજી) છે તે કાળ ખેલે-રમેછે. તેમાં મનુષ્યાદિ પ્રાણીઓ રૂપ સોકટીઓ છે. બાજી ઉપર સોકટીનાં ઘર હોયછે જેને ખાનાં કહેછે. તે મનુષ્યાદિ જ્યાં રહેછે તે ઘર છે. રાત્રિ અને દિવસ એ પાસા છે. જ્યાં થોડા મનુષ્ય અગર એકજ હોય ત્યાં ઘણાં ભેગાં થઇ જાયછે, અને ઘણા હોય તે ઘરમાં એક રહે અગર ખાલી થઇ જાય છે. અર્થાત્, અનેક પ્રકારની યોનીમાં લાવે લઇ જાય છે. કાળ એ રીતનો યોગ વિયોગ કરેછે. **आदित्यस्य गतागतैरहरहः संक्षीयते जीवनं॰** સૂર્યનો ઉદય થાય ત્યારે લોક ખુશ થાય, અને રાત્રે સુઈ જાયછે; પણ કાળ ચાલ્યો જાય તેની ખબર નથી. તેનો ખ્યાલજ કરતા નથી. સૂર્ય, રોજ જગતનાં આયુષ્ય લઇને અસ્ત થાય છે. જેનો કાળ વ્યથા જાયછે તેનું આયુષ્ય હરણ થાયછે, કેમકે તે પરમાર્થમાં ઉપયોગ થતું નથી. પરમાત્માના ધ્યાન ભજન સ્મર્ણમાં જે ક્ષણો જાય છે તેજ વ્રથા નથી. શૉખી અને ધર્મી બેઉ પૈસા ખરચેછે, પણ ધાર્મિકે ખરચ્યું તે નહીં ગયા જેવું છે. કેમકે તે ખર્ચ ઉત્તમ ફળ દેનારો છે. મુનિ મારકંડેયનું ૧૬ વર્ષનું આયુ હતું, પણ તે સમજવામાં આવતાં શંકરનું એવી દૃઢ શ્રદ્ધાથી અનુષ્ઠાન કીધું કે, શંકરે પ્રકટ થઇ યમને દૂર હઠાવી કાઢી, સાત કલ્પનું આયુષ્ય કીધું. મહા મૃત્યુ ચુકવવાનું

તો યોગી મહાત્માનું સામર્થ્ય છે, પણ અકસ્માતથી તે પ્રભુ પોતે ભક્તની રક્ષા કરેછે.

સંસારમાં સુખ નથી, છતાં કદી માની લે, તો તે બધી રીતની અનુકુળતા હોય, તે સાથે સ્વધર્મ પાલન નિષ્ઠાપૂર્વક પરોપકાર બુદ્ધિ હોય તોજ તેવા ગ્રહસ્થાશ્રમને ધન્યવાદ આપી શકાય. **अग्रे गीतं सरस कवयः** પાસે સમીપમાં સુંદર પ્રેમભક્તિ જ્ઞાન રસવાળાં ભજન, કીર્તન, ગાયન થયા કરે, મોટા કવિ પંડિત જ્ઞાનીજનો તેને વીંટીને આસપાસ બેઠા હોય, પ્રષ્ઠે ચામર લઈ સ્ત્રી પવન નાખતી હોય, ઉત્તમ ષડરસ ભોજન થયા કરતાં હોય, નોકર ચાકર, સાધુ, બ્રાહ્મણાદિઓનું ભોજન સહિત દાન દક્ષણાથી સન્માન થયા કરતું હોય, વગેરે, તન, મન, ધનથી સર્વ પ્રકારે પરમેશ્વર પ્રીત્યર્થે શુભ કામ થયા કરતાં હોય તોજ તેવા ગ્રહસ્થાશ્રમની કંઇક આસક્તિ થાય તો ભલે; તેમ નહીં હોય તો લંપટ ન થતાં સર્વ ત્યાગીને નિર્વિકલ્પે સમાધે સ્થિત થા. પરંતુ ધિઃકારવા યોગ્ય ગ્રહસ્થાશ્રમ હોય તો વિષય લંપટ બની તેમાં રચી પચી રહી અમુલ્ય આયુષ્ય ગુમાવતો નહીં.

**क्रोशंतं शिशवः सवारि सदनं पंकावृतं चांगणं ।**
**शैया दंशवती च रुक्षमशनं धूमेन पूर्णं ग्रहं: ॥**
**भार्या निष्ठुर भाषिणी प्रभुरपि क्रोधेन पूर्णः सदा ।**
**स्नानं शीतलवारिणाहि सततं धिग्धिग् गृहस्थाश्रमं ॥**

અર્થાત્,

જે ઘરમાં બાળકો રીંછ જેવાં વળગી ભુખથી આક્રંદ કરેછે તે જોઇને જાણે ન્હાસી જાય; ઘરમાં ભેજ-શરદી બહુ, બારણામાં કાદવ ગંદકી હોવાથી મચ્છરો કરડેછે, પલંગ પથારીમાં માકડો ઉભરાઇ રહેલા હોયછે, લુખું ખાવાનું, થોડું ખાય તો શરીર સુકાય અને બહુ ખાવા મળે તો હેરાન થાય. (તે માટે પ્રયત્નથી તૃપ્તિ પ્રમાણે સુભોજન પરિપૂર્ણ કરવું તેથી ઉત્તમ કાંતિ બળ વધેછે.) ઘર ધુમાડાથી ભરેલું, સ્ત્રી કડવા બોલી, પોતે પણ સદા ક્રોધથી ભરપુર, રોજ ઠંડાં પાણીથી સ્નાન કરવાનું, એવું હોય તો તેવા ગ્રહસ્થાશ્રમને ધિઃકાર છે. એવું હોય તો વિષયલંપટ ન થતાં સત્સંગ સેવી નિર્વિકલ્પ સમાધિમાં સ્થિત થજે. એ રીતે મહા પુરૂષો સમજાવીને ઉપદેશ આપેછે.

સંસારને દુઃખરૂપ જોઇને મહાદેવે હળાહળ પીધું. ગણપતિનું વાહન જે ઉંદર છે તેને ખાવાને શિવનાં આભૂષણ જે સર્પ છે તે દોડેછે. કાર્તિક સ્વામિનું વાહન મોર છે તે પેલા સર્પને ખાવા દોડેછે. ગિરીજાનું વાહન સિંહ છે તે ગજાનનને હાથી જાણી ખાવા દોડેછે. પાર્વતી અને ગંગા સપત્નિ (શૉક્ય) હોવાથી ટંટો થાય છે. માટે પતિને દુઃખ. વળી નેત્રમાં અગ્નિ છે તે માથે રહેલા ચંદ્રને ખાવા દોડેછે. એ બધાં દુઃખથી પ્રાણ છોડવા શંકરે હળાહળ પીધું, પણ ઉલટા મૃત્યુંજય થયા. કર્યાં કર્મ ભોગવ્યા વગર છુટકો નહીં. લોક મરવાને અફીણ કે વિષ ખાય છે, પણ આયુષ્યમાં હજી કર્મ ભોગવવાનાં બાકી હોવાથી તે વિષથી પણ બચી જઈ ભોગવેછે, તે બતાવવા ધીમાન કવિશ્રેષ્ઠોક્ત અલંકાર છે.

એવોજ વિષ્ણુ સંબંધમાં પણ જુવો. **एकाभार्या प्रकृति रचला चंचला च द्वितीया ॥** જડ પ્રકૃતિરૂપ–માયા એક પત્નિ અને બીજી લક્ષ્મી ચંચળા છે, જે એક ઠેકાણે અચળ રહેતી નથી. બ્રહ્મજ્ઞાનથી માયા દૂર થાય છે. એ સ્ત્રીનો પતિ શી રીતે નિરાંતે સુવે?!! વળી એક (કામ) પુત્ર એવો છે કે કોઇથી નિવારી શકાય નહિ એવો છે (પ્રદ્યુમ્ન). **पुत्र स्त्वेकोदुर्निवार: ॥** વળી શેષની શૈય્યા **शेष शैया शयनमुदधौ वाहनं पन्नगारि ॥** શયન તો સમુદ્રમાં, સર્પનો શત્રુ જે ગરૂડ છે તે જેનું વાહન છે. એ બધી ઉપાધિ–દુઃખથી ને હરિ પોતે કાષ્ટરૂપ થઇ રહ્યા. (જગન્નાથની મૂર્તિ કાષ્ટની છે.) તાત્પર્ય એજ કે, સંસાર દુઃખરૂપ છે. **यत्र यत्र व्रजेत् भानुः न तत्रद्दश्यतेतमः ॥** જ્યાં જ્યાં સૂર્ય જાય છે ત્યાં ત્યાં અંધકાર દેખાતો નથી. જેનાં હૃદયમાં અખંડ પરમાત્માનું ધ્યાન, મુખે સ્મર્ણ ભજન છે, તે નરરૂપે વિષ્ણુજ છે. એવા ભક્ત જગતને પાવન કરેછે. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશરૂપ પાંચ ક્લેશો છે તે સંસાર સમુદ્રનાં તરંગો છે. સ્ત્રી, પુત્ર, બાંધવાદિ મગર મચ્છ છે તે સંસાર સમુદ્રનાં મોહ જળમાં તાણેછે, માટે દ્રઢ પુરૂષાર્થી બની સ્વરૂપે સ્થિતી કર.

**दंभो दर्पोभिमानश्च०** ગર્વ છે તે આસુરી સંપત્તિમાંનો છે તે સંસાર બંધથી મુક્ત થવામાં પ્રતિબંધક છે માટે તે ત્યાજ્ય છે. **दैवी संपद्विमोक्षाय** દૈવી સંપદા છે તે મોક્ષને માટે છે, અર્થાત્, દેહોહં એનો જે વિપરીત ભાવ છે તેથી મોક્ષ (**विमोक्षाय** એટલે **विपरीतात् मोक्षाय**) એટલે **शिवोहं** હું સાક્ષી અસંગ અખંડ શિવ જ્ઞાન સ્વરૂપ છું, એવો ભાવ મોક્ષપ્રદ છે. અર્થાત્ અંતર બહાર ચેતન માત્ર ભરેલો છે એવી દ્રષ્ટિ

થવી તે મોક્ષપ્રદ છે. દર્પ (ગર્વ)થી સાધુ ભક્તોનો દ્વેષ કરેછે, અને ગુરૂ પાસે જતો નથી. ગુરૂ વગર જ્ઞાન થતું નથી, તેથી એવો તે સંસારમાં ફરતો રહેછે. મોતીની માળાનું સૂત્ર તુટી જાય તો મોતીઓ ગમે ત્યાં વેરાઇ ગબડી ચાલ્યાં જાય છે, તેમ દૈવરૂપ સૂત્ર તુટી જતાં સ્ત્રી પુત્રાદિ મોતીઓ વેરાઇ જાય છે. માટે ગર્વને તો છેટેથીજ ત્યજી દેવો. **गर्वं त्यजेत् दूरतः ॥** કંસે નવ બાળક વસુદેવનાં માર્યાં, પણ કૃષ્ણની મુલાકાત થતાં ગર્વ ઉતરી ગયો. દુર્યોધનમાં નવ હજાર હાથીનું બળ છતાં ભીમને હાથે પડયો ત્યારે ગર્વ ક્યાં જતો રહ્યો ! રાવણનો ગર્વ રામે તોડયો. કાર્તવિર્ય (સહસ્રાર્જુન) ને પરશુરામે માર્યો. હિરણ્યકશિપુને નરસિંહે વિદારી નાખ્યો. તાર્ક્ષ્ય(ગરૂડ)ને અભિમાન થયું કે, હું ભગવાનને ઉપાડું છું, ત્યારે ફકત શ્રીહરિના અંગુઠાનો ભાર સહન કરી શકાયો નહીં. નારદને ગાયનનું અભિમાન થવાથી શંકર પાસે જઇ પોતાનાં ગાયન વિષે ગર્વથી પુછ્યું કે, કોઇ મારા જેવો ગાયન કરનાર છે ? શંકર કહે, ગંગા કીનારે જા. ત્યાં જઇ જુવેછે તો સુંદર સ્ત્રી પુરૂષો છે પણ તેમના અવયવો છિન્નભિન્ન છે તે જોઇ નારદે પુછ્યું કે, આમ કેમ ? તે બધાં બોલ્યાં કે, કોઇ નારદ કહેવાય છે તે એવો મૂઢ નિકળ્યો કે, હમે રાગ અને રાગણીઓ છીએ તેના અવયવો, ગમે તે વખતે ગમે તે ગાઇ ગાઇને, છિન્નભિન્ન કરી નાખ્યા છે, તે શંકર જ્યારે શિવરાત્રીપર ગાયન કરશે ત્યારે હમે બધાં અસલ રૂપ બરાબર થઇશું. તે સાંભળતાંજ નારદનો ગર્વ ઉતરી ગયો. કવિ કહેછે કેઃ—

ફુલ ફુલ્યો સાહત નહીં, ડારત ડાર હિયાર;
ગર્વ ફુલ્યો હરિ ક્યૂં સહે, નાખત નીચે પાર.

એટલે, ડાળ ઉપર ફુલ ફુલ્યું (ખીલ્યું) કે તે સહન કરી નહીં શકવાથી નીચે ખેરવી પાડેછે. તેમ, ગર્વથી જે ફુલ્યો તે હરિ સહન કરી શકતા નથી, તેથી નીચે પાડી નાખેછે. ત્યાર પછી નહુષ (યયાતિ રાજાના બાપ)ને થોડા કાળ માટે acting કામ ચલાઉ ઇંદ્રપદ મળ્યું હતું, તેમાં પતિવ્રતા ઇંદ્રાણીને ભોગવવાની ઈચ્છા કરી; તેથી બ્રહસ્પતિની સલાહ લઇ સ્ત્રીએ કહેવાડયું તે પ્રમાણે સપ્તરૂષિ પાસે પાલખી ઉંચકાવી આવતાં, **सर्प सर्प** એટલે, ઉતાવળે ચાલો, એમ કહેવાથી અગસ્ત્યે શાપ આપ્યો કે તું સર્પ થઇને પડ. એમ થયું ત્યારે નહુષનો ગર્વ તુટયો. વાયુ પુત્ર ભીમને અભિમાન થયલું તેથી હિમાલય જતાં રસ્તે વાયુ પુત્ર હનુમાન

મળ્યા તેને કહે, વાનર! ખસ. મારૂતી કહે, મારૂં પુચ્છ ખસેડીને ચાલ્યો જો. પણ ભીમથી પુચ્છું ખસેડી શકાયું નહીં, ત્યારે અભિમાન ઉતર્યું. પછી ઓળખાણ થઇ કે આપણે બેહુ ભાઇ છીએ. હનુમાનને ગર્વ થયલો કે, હું ન હોતે તો દ્રોણગિરી કોણ લાવતે. તે વખતે ભરતે એકજ બાણથી તોડી પાડયો હતો, અને રામભક્ત છે એમ સમજાતાં એકજ બાણથી દ્રોણ પર્વત સહિત તેને લંકામાં મોકલી દીધો હતો, ત્યાં મારૂતીનો ગર્વ ગલિત થયો હતો.

ખરૂં જોતાં જેણે ગર્વ કરવો જોઇએ તે તો કરતા નથી. શેષ, જેણે આખી પૃથ્વીનો ભાર ઉપાડી રાખ્યો છે, મહાદેવ, જે સંહાર કરેછે; બ્રહ્મા, ઉત્પત્તિ કરેછે; વિષ્ણુ પાલન કરેછે; તેવાજ કાકભુશંડ, લોમેશ, ભૃગુ, વસિષ્ટ, વગેરે જેમનાં બળ આયુષ્ય વિપુલ છતાં ગર્વ કરતા નથી, તો અલ્પ તુચ્છ આયુ બળવાળા છતાં ગર્વ શાનો કરેછે તે સમજાતું નથી. માટે મહાત્મા ઉપદેશ કરેછે કે,—

સંત સેવા હરિગુણ શ્રવણ, રખો રામમેં ધ્યાન;
તરને કું હે દીનતા, ડુબને કું અભિમાન......

સુભાગ્યમાં—અનુકુળ વખતમાં—સુખ સંપત્તિ સારી સ્થિતી હોય તેવે વખતે દૂર દૂરથી પણ સગાં સ્નેહી, મિત્રાદિ બધાં આવી મળેછે, પણ દુઃખના પ્રસંગમાં કોઈ હોતું નથી. અને કોઇ હોય તો તેમાંથી પણ આઘું ખસી જવા ચાહેછે. દ્રષ્ટાંત—સમુદ્રે એવું જાણીને એટલે કષ્ટ વખતે કોઇ મદદ આવે એવાં જાણીને સમર્થ સંબંધી કરેલાં છતાં કષ્ટ વખતે કોઇ મદદે આવ્યું નહીં. તેણે દુઃખ સહન કરી જ્યારે પોતાનું મંથન થવા દીધું ત્યારે અમૃત નિકળ્યું તેવડે બધા દેવોને તૃપ્ત કીધા ( **पीयूषेण सुराः** ) પછી લક્ષ્મી નિકળી તે વિષ્ણુ ભગવાનને આપીને તેને જમાઇ કરી રાખ્યા. મર્યાદા જાળવી પૃથ્વીનું રક્ષણ કીધું—પાણી ફરી વળી બુડાવી ન દીધી. ઉચ્ચૈઃશ્રવા અશ્વ સૂર્યને આપ્યો. અમૃતમય ચંદ્ર મહાદેવને આપ્યો. મૈનાક વગેરે પર્વતોને પોતાનાં પેટમાં જગા આપી રાખ્યા. ઐરાવત હાથી ઇંદ્ર રાજાને આપ્યો, વગેરે છતાં પણ જ્યારે અગસ્તિ મુનિએ ચુર્ણ કીધું—પાન કરી ગયા, તે વખતે એ બધાંમાંથી કોઇપણ મદદ કરવા ન આવ્યું. **केनापिनोवारितः** (કોઇએ તેને રોકયો નહીં.) તેથી મહાત્મા કહેછે કે, કોન કિસીકા જગમેં પ્યારે; કોન કિસીકા જગમેં. જગતનો સંબંધ સ્વાર્થ માટેજ છે. વૃક્ષ

જ્યાં સુધી ફળફુલથી ભરેલું હોય તથા ઘનઘટા છાયા હોય ત્યાંસુધીજ પક્ષીઓ આશ્રય લેછે, સુકાઇ ગયું કે ચાલવા માંડેછે. કોઇ તેના તરફ નજર પણ કરતું નથી. સરોવર જળથી પૂર્ણ હોય ત્યાંસુધી સારસ પક્ષી તેનો આશ્રય લેછે, સુકાય કે પછી તેને છોડી જાયછે. **निर्द्रव्यं पुरुषं त्यजंति गणिकाः** જ્યાંસુધી પુરૂષ પાસે દ્રવ્ય દેખે ત્યાંસુધી ગણકાઓ તેના પર પ્યાર બતાવેછે, ખાલી થયો કે કાઢી મુકેછે. માઘ કવિ કહેછે કે, સૂર્ય જ્યારે પશ્ચિમ દિશારૂપ વેસ્યાને ઘેર જાય છે ત્યારે અનુરાગવંત એટલે પ્રીતિયુક્ત, અથવા આરક્ત ( રતાશવાળો ) બનેછે. તે આંખથી જોઇ શકાય છે એટલે નયનને સુખ દેછે (**अताप** એટલે તાપ-ઉષ્ણતા નથી તેથી ) પણ **अपेतवसुं** તેજરૂપ દ્રવ્યથી હીન થાય છે, તેથી ગગનરૂપી આલય (ઘર) માંથી પશ્ચિમ બહાર કાઢી મુકેછે—સમુદ્રમાં હડસેલી ઘાલેછે. અને **भ्रष्टं नृपं सेवकाः** રાજભ્રષ્ટ થયલા રાજાને નોકરો ત્યજેછે. **उल्लाघाः भिषजंत्यजंति** રોગી સારો થયો કે વૈદને ત્યજેછે, તેમાં આશ્ચર્ય નથી. ગદી એટલે જેના હાથમાં ગદા છે એવા હરિ અથવા રોગીને ચિંતારૂપી રોગ થયો હોય તો તેની દવા નથી. એ ચિંતારૂપ રોગ વિષ્ણુને થયો હતો કે બલિરાજાનું ઐશ્વર્ય પુનઃ શી રીતે લઇ લેવું, તેથી નમ્ર બની ( દીન થઇને ) પાતાળમાં વામનરૂપે ગયા. બલિ રસાર્પક હતો, તેની પાસે તે હરિને થયલી ચિંતાની દવા હતી. તેણે **रसा** એટલે પૃથ્વીનું દાન આપ્યું. બસ, કામ થઇ ગયું, કે પછી તરત નમ્રતા—દીનતા ઉડી ગઇ અને વિરાટરૂપે બની જઇ બલિને ફસાવ્યો. ભગવાન એવું કરે તો મનુષ્ય કરે તેમાં તાજુબી શું? કવિ કહેછે કે, એવા લોકને હમે નિર્ગુણી સમજીએ છીએ. તે ખરૂં છે. વૈદ્યનો યોગ આરોગ્ય થયા પછી રહેતો નથી. તે વૈદ્ય યોગ અધ્યાત્મ વિદ્યાનો યોગ કરેછે-સ્વસ્થતા મેળવી દેછે ( સંસારને પાર જાયછે ) ને વૈદ્ય યોગને છોડેછે. અહીં વૈદ્યયોગ એટલે વેદ શાસ્ત્રાદિનું અધ્યયન-વિચાર. તેનેજ નિર્ગુણી ( ગુણથી પર ત્રિગુણાતીત ) કહ્યા છે. પછી તે કર્મક્રિયા વાંચન અધ્યયન વિચારરૂપ યોગ રહેતોજ નથી, બ્રહ્મવિદનેજ સ્વસ્થઃ કહેછે. **स्वस्मिन् परब्रह्मणि एव स्थितः स्वस्थः** તે વિદ્યા યોગથી સ્વસ્થતા મળેછે. હરણાંઓ જ્યાંસુધી લીલું ઘાસ મળે ત્યાંસુધી તે વનમાં રહેછે, શુષ્ક જુવે કે તે વન છોડી જાયછે. પશુપક્ષીમાં પણ એમ છે તો મનુષ્યમાં હોય તેમાં નવાઇ નથી.

દ્રવ્યને માટેજ લોક સ્વધર્મને છોડી નીચનો આશ્રય કરેછે, દેશાંતર રવડેછે, અસત્ય પણ બોલેછે, જુઠી સાક્ષી પુરેછે, મિત્ર બંધુ

માબાપને પણ ઘાત કરેછે. શરીરથી તેવું કૃત્ય કરે તે પેહેલાં મનથી જે કાંઇ કોઇને માટે અશુભ ચિંત્વન કરેછે તેજ ખરૂં કૃત્ય (પ્રતિબંધક) **मनः कृतं कृतं सत्यं** પછી શરીરથી ભલે તેવું ઘાતપાતરૂપ કર્મ નહીં કરે, તોપણ મનથી જે કીધું તેજ કર્મ કરી ચુક્યા જેવું છે. હાથવડે પથરો લઇ બહાર ફેંકી દેતાં કોઇ મરી ગયું તો તેનો દોષ નથી, પણ મનથી કોઇનું અનિષ્ટ ઇચ્છવું તેજ પાપ છે.

**धनंच भूमौ पशवश्च गोष्टे भार्या गृहद्वारि जना स्मशाने ।**
**देहचितायां परलोक मार्गे कर्मानुगोगच्छति जीव एकः ॥**

ધન હશે તે દાટેલું રહેશે, ઢોર તેના ગોઠામાં બાંધેલાં રહેશે, સ્ત્રી બારણામાં, અને લોક સ્મશાનમાં છોડી જશે. દેહ ચિતામાં રહેશે, ફકત એકલો જીવ પોતાનાં કર્મ પ્રમાણે પરલોક માર્ગે ચાલ્યો જશે. માટે સ્વરૂપમાં સ્થિતી કરી, દેહાત્મબુદ્ધિને છોડી દઇ, અનંત અપાર સચ્ચિદાનંદપદમાં અભેદ પામી સુખી થાવ.

રાવણરૂપ અહંકારનો નાશ કર્યા પછી જ્ઞાનકળા રૂપ સીતાને સાથે લઇ, સદ્ભાવરૂપ વિભીષણને લંકાનાં રાજપદે સ્થાપન કરીને આનંદરૂપ પુષ્પક વિમાનમાં શ્રીરામ જેમ અયોધ્યામાં (બ્રહ્મપુરીમાં) ગયા, તેમ, અનુભવ જન્ય જ્ઞાનકળા પ્રાપ્ત કરવા અંહકારનો નાશ કરવો પડેછે. પછી આનંદમાં ચિદાકાશે વિચરતાં સ્વરૂપમાં (નિજ ઘરમાં) સ્થિત થવાય છે.

રાજા તો રામ હૈ, ઓર સબ રાઈ હૈ;
સતીતો સીતા હૈ, ઓર સબ માઇ* હૈ.
બંધુ તો ભરત હૈ, ઓર સબ ભાઇ હૈ;
સેવક તો હનુમાન હૈ, ઓર સબ ખાઇ હૈ.

રામ છે તે સાક્ષાત્ જગદીશ્વર પરમાત્મા છે. મનરૂપ લક્ષ તે લક્ષમન (લક્ષ્મણ) ભાઇ છે. સુગ્રીવરૂપ મહાત્માની મૈત્રી–સેવાથી જ્ઞાનકળારૂપ સીતા જોકે રાવણરૂપ અંહકાર હરી જાયછે તે (અહંકાર)ને મારી પાછી મેળવી શકાય છે. તે સદ્બુદ્ધિરૂપ સીતાને એટલે બ્રહ્માત્મૈક્ય જ્ઞાનકળાને લઇ અયોધ્યારૂપ બ્રહ્મરંધ્રમાં જઇને વાસ કરવો (તત્સત્ ચિદાનંદ સ્વરૂપે સ્થિતી કરવી).

---

* માઈ–મા (લક્ષ્મી) અને, ઈ (શક્તિ)

જે રીતે સુપુત્રના ધર્મ પ્રમાણે શ્રદ્ધા અને પ્રેમથી, પિતાની આજ્ઞા ગમે તેવી કષ્ટપ્રદ પ્રતીત થતી છતાં, રામે તે વન પ્રત્યે ગમન કરવારૂપ પિતૃ આજ્ઞાને, માન્ય કરી, તે રીતે સર્વ બાળકો અને યુવકોએ સ્વધર્મ સમજીને કર્તવ્ય છે. સર્વ પ્રાણી માત્રના પિતા એક પરમાત્માજ છે. તેની આજ્ઞા તે વેદ ઉપનિષદ ગીતા અને શાસ્ત્રાદિ છે, તે પ્રમાણે વર્તવાનું તો દરેકે છેજ, પણ તે પ્રભુજ પિતારૂપે દરેકને પ્રાપ્ત હોય છે તેથી તે પિતાની આજ્ઞાને તે પ્રભુ ( શ્રીહરિ ગુરૂ ) નીજ આજ્ઞા માની, સવિનય શ્રદ્ધા પ્રેમથી માન્ય કરવી. એ રીતે ટૂંકમાં રામાયણનો સાર કહ્યો. તેમાં ઐહિક પારમાર્થિક, નીતિ, ન્યાય, વિવેક, વૈરાગ્ય, જ્ઞાન, ધ્યાન વગેરેરૂપ સ્વધર્મ સત્વ કહ્યું તે સત્વ સુધાપાન કરી અમૃતત્વ મેળવવું.

મહાભારતનો ટૂંકમાં આધ્યાત્મિક રહસ્યરૂપ સાર કહેવામાં આવેછે,-પાંડવો ( પાંચ ) છે તે દૈવી સંપત્તિ છે. તેને આસુરી સંપત્તિના કૌરવો રૂપ જે કામ, ક્રોધ, લોભ, મોહાદિ છે તે વિષયોરૂપ વિષ પાય છે. અહંકાર મત્સરાદિ સર્પ ડંસ કરાવેછે, દરેક સંસાર લાક્ષાભુવન જેવોજ છે તે ભસ્મ કરે છે. વિદુર જેવા મહાત્માના સંગથી ઉપદેશ પામી તે ભુવનથી બચી સન્માર્ગથી-શુભ માર્ગથી જેમ પાંડવો નિકળી નાઠા, તેમ, નિકળી-ન્હાસી જવાય તો દ્રૌપદીરૂપ અધ્યાત્મવિદ્યા લાભ થાય છે. તે જ્ઞાન થવાથી વધારે દ્વેષ કરી કામાદિ શત્રુ અક્ષપીડા એટલે ઇંદ્રિઓથી પીડા કરાવેછે. તેમાં કદાપિ તે જીતે તો ધર્મરાજાની માફક નીતિથી ભ્રષ્ટ ન થવું, તો આખરે શ્રીહરિ સહાય થવાથી ધર્મને ગયલું રાજ્ય મળ્યું તેમ, સ્વધર્મે દ્રઢ રહેવાથી ઇશ્વરનો અનુગ્રહ થશે અને તેથી સ્વારાજ્યપદ ( આત્મ સ્વરૂપે સ્થિતી ) પ્રાપ્ત થશે. સગુણોપાસના-ભક્તિ, નીતિ, ભજનાદિ સાધનથી પરમાત્માની સહાય થઈ તે પ્રભુની કૃપાથી કામાદિ શત્રુનો નાશ થઇ જઇ સ્વરાજ્ય સિંહાસન પ્રાપ્ત થાય છે. તે માત્ર આ નરજન્મમાંજ બની શકેછે. માટે તે પ્રભુનું શર્ણ પકડો તો તે જરૂર લાજ રાખશે, એટલે સ્વસ્વરૂપમાં અભેદ પમાડી બ્રહ્મરૂપતા પ્રાપ્ત કરશે. **અસ્તુ.**

ભક્તનો વાસ્તવિક મુખ્ય ધર્મ છે તે પ્રમાણે તે સ્તુતિ કરેછે કે,—

શરન આયેકી લાજ, પ્રભુજી, શરન આયેકી લાજ.
રાખો ગરીબ નિવાજ, પ્રભુજી. શરન આયેકી લાજ.

* હે ભગવન્! આજ સુધી કાચ તુલ્ય વિષયો મેળવવા માટે ચિંતામણિ તુલ્ય આયુષ્ય ખોઇ નાખ્યું; પરંતુ હવે આખરમાં આપને શરણે આવ્યો છું, તો આપે ગીતા અ ૧૮માં છેવટ ભાગે કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે મારી લાજ રાખો.

**सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहंत्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि माशुच ॥**

કર્તૃત્વાભિમાન રહિત, ફળની ઇચ્છા છોડીને પરમેશ્વર પ્રીત્યર્થે સ્વવર્ણાશ્રમનાં વિધાન કરેલાં કર્મરૂપ ધર્મને નહિં છોડતાં, (કેમકે તે છોડી દો તો અભિમાન રહિત ફળેચ્છા ત્યાગપૂર્વક તે કર્મ કરવા વિષે શ્રીકૃષ્ણે કહ્યું છે તેમાં વિરોધ આવે, તેથી તે ન છોડતાં, વળી કર્મ છે તે જડ હેવાથી પરમાત્માની સત્તા વિના ફળ દેવા સમર્થ નથી તેથી) તે કર્મનું કર્તૃત્વાભિમાન છોડીને શરણે જવું. અથવા મન, બુદ્ધિ, ઇંદ્રિયો વગેરેના જે જે ધર્મ છે તે મારાં નથી, હું તો અસંગ સાક્ષી ચિદાત્મા છું; એમ જાણી જેના જેના જે જે ધર્મ છે તે તેનાજ છે તેમ જાણી લઇ ફકત મારેજ શરણે આવ; તો હું તને સઘળાં પાપથી મુકાવી દર્શિશ-મુકત કરીશ, શોક ન કર. એ પ્રમાણે આપની પ્રતિજ્ઞા છે તે જાણી તે ઉપર વિશ્વાસ રાખી હું આપને શરણે આવ્યો છું. **न ध्यातं पदमीश्वरस्य विधिवत् संसार विच्छित्तये** વળી ભકત કહેછે કે, હે પ્રભો! આ સંસારને છેદવા સારૂ એટલે સંસારથી મુકત થવા સારૂ સગુણ નિર્ગુણ એવાં ઇશ્વરનાં પદનું વિધિપૂર્વક ધ્યાન કીધું નથી. **ध्यानेनात्मनिपश्यंति केचिदात्मानमात्मना०** અંતઃકરણ વડે કરીને કોઇક ધ્યાનથી આત્મામાં પોતાને (આત્માને) જુવેછે. ધ્યાન છે તે જ્ઞાનસાધ્ય છે, અને જ્ઞાન છે તે શ્રવણ કરવાથી થાય છે. કેમકે પરમાત્મ સ્વરૂપ ગહન છે. ભલે, તેવું ધ્યાન ન થયું, પરંતુ સ્વર્ગ મેળવવા યોગ્ય કર્મ પણ નથી થયું; ધર્માનુષ્ઠાન પણ નથી કીધું, તેથી સ્વર્ગ પણ મળે તેમ નથી માત્ર †માતાનું યૌવનરૂપ આનંદવન છેદવા કુહાડારૂપ થયો છું. માટે હે પ્રભો! તમારે ચર્ણ શર્ણ આવ્યો છું. મને ભવભયથી મુકત કરી અભય પ્રાપ્ત કરો.

---

* जन्मैव व्यर्थतानीतं भव भोग प्रलोभिना ।
काच मूल्येन विक्रीतो हंत चिंतामणिर्मया ॥

† मातुः केवल यौवन च्छेदे कुठारास्पदं ॥

એક રાજા હતો, તેનો પુત્ર સુશિક્ષીત હતો, પણ પાછળથી દુર્જન સંગથી સ્વચ્છંદી થઇ ગયલો જોઇ રાજાએ તેને દેશ બહાર કાઢી મુકયો. તેથી તે હીરા, મોતી, માણેક વગેરે દ્રવ્ય લઇ એક શિવાલયમાં અમુક દેશને વિષે જઇ રહ્યો. ચોરના ભયથી પાસેનું તે દ્રવ્ય ગુપ્ત રાખી ભિક્ષા માગી લાવી નિર્વાહ કરેછે. બાર વર્ષ સુધી શિવપૂજા કરી જપ તપ કરતો ત્યાં રહ્યો. પછી સ્ત્રીની ઇચ્છા થઇ તેથી સાંજને વખતે પોતાનાં નગ્રમાં આવ્યો; પણ દાઢી જટા ખુબ વધી ગયલાં હોવાથી, રાજાની સભામાં ગાયન કરનારી પગાર બાંધી રાખેલી વેશ્યા હતી તેને ત્યાં ગયો. વેશ્યાને પોતાની પાસે લઇ લીધેલું દ્રવ્ય બતાવતાં ખુશી થઇ ગઇ. તેને મુકામ આપી રાખ્યો. તે રાત્રે રાજાને બાર વાગે ગાયનની ઇચ્છા થવાથી તરત તેડું મોકલ્યું. હવે અહીં રાજાનું તેડું આવ્યું છે અને આ પ્રવાસીનું દ્રવ્ય લીધેલું છે તેથી તેને કહ્યું કે તમે બેસો, હું હમણાં આવુંછું. એમ કહીને ગઇ અને હુકમ મુજબ ગાયન શરૂ થયું તે ખૂબ રંગમાં જામ્યું. પેલો બહુ વાટ જોઇને ત્યાં આવીને વેશ્યા જુવે તે રીતે ઉભો. ગાયન કરતાં વેશ્યાની નજર તેના ઉપર પડતાંજ યાદ આવ્યું કે, અરેરે! હું તે પ્રવાસીને વચન આપી આવી છું-મેં તેનું દ્રવ્ય પણ લીધું છે. એ વિચારમાં એકતાનતા તુટી જવાથી ગાયનનો તાલ-રંગ બગડયો. કાંઇનું કાંઇ ગાતી જોઇ સારંગીવાળાએ જાણ્યું કે અરે, બધી જીતેલી બાજી હારી જવાશે. તેથી સાવધ બની તે ગાવા મંડયો કે,- "સબ રાત ગઇ અબ થોડી રહી, મનમાં રાખો ધીર; ઇચ્છા પૂરન હોયગી, સમર્થ હેં રઘુબીર." જયાં તેનો ભાવ-અર્થ સભામાં બેઠેલા રાજાના બીજા છોકરાએ સાંભળી જાણ્યો કે તરત બસો રૂપીઆની શાલ તે સારંગીવાળાને આપી દીધી. ઘરમાંથી રાજાની પુત્રીએ મોતીની માળા આપી દીધી. તે જોઇ પેલો વાટ જોઇ જોઇ આવેલો તે તરત પાછો ચાલ્યો ગયો. રાજાએ આવું આશ્ચર્ય જોઇ પુત્રને પુછયું કે ગાયનથી તું ખુશ થયો તો વેશ્યાને ઇનામ ન આપતાં સારંગીવાળાને આપ્યું તેનું શું કારણ? પુત્ર કહે, કહેને જેસા નહીં હૈ. રાજા કહે, જે હોય તે કહો. પુત્ર કહે, એકાંતમાં કહીશ. બેહુ અંતઃપુરમાં ગયા. પુત્ર કહે, તાત! અભય આપો તો કહું. રાજા કહે, અભય છે. પુત્ર કહે, આજસુધી મને ગાદીએ બેસાડયો નહીં તેથી આજેજ રાત્રે તમને મારી નાખવાનું ધારેલું; પણ સાંભળ્યું કે સઘળી રાત વીતી ગઇ, હવે અલ્પ રહીછે તો ધીરજ રાખ; એટલે આપ વૃદ્ધ થઇ ગયા છો તો બાકીનાં

અલ્પ આયુશ માટે ઉતાવળ ન કરવી, ઇચ્છા પૂર્ણ થશેજ. તો પછી પિતાની હત્યા કરી પાપી ન થવું, એમ સમજી હું પાપકર્મથી બચ્યો તેના હર્ષમાં મેં શાલ આપી. રાજા કહે, મારા પ્રાણ બચ્યા, તે શું એટલાંજ ઇનામને પાત્ર છે કે?! પછી પુત્રીને બોલાવી કારણ પુછતાં અભય મેળવીને બોલી કે, હજીસુધી તમે મારાં લગ્ન કરતા નથી તેથી આજેજ રાત્રે હું પરપુરૂષની સાથે નિકળી જવા ઠરાવ કરી ચુકી હતી, પણ એ ગાયનના ઉપદેશની મને અસર થવાથી અટકી છું. કેમકે હવે બાપનું અલ્પ આયુ છે, કાલે લગ્ન થશે, માટે થોડા માટે કુળને કલંક લગાડવું નહીં. તે ગુનાહથી બચી માટે મેં માળા આપી. તરત સારંગીવાળાને બોલાવી પુછયું. તે કહે, વેશ્યાનું ચિત્ત, એક પ્રવાસીને વચન આપેલું તે આવેલો જોઇને, તેનામાં જવાથી તાલ ચુકી ગઈ તેથી તેને સાવધ કરવા મેં ગાયું હતું. વેશ્યાને બોલાવી પુછતાં તેણે કહ્યું કે, મારૂં ચિત્ત તે પ્રવાસીમાં ગયું હતું. રાજા કહે, કાલે તે પ્રવાસીને હાજર કર. બધી સભા બરખાસ થઇ. સવારે પ્રવાસીના વાળ ઉતરાવી મંગળસ્નાન કરાવી તઇયાર કીધો પણ તે બોલ્યો કે બાર વરસની તપશ્ચર્યા સહેજ અલ્પ કાળ માટે હું બગાડતો નથી. અહીં સમીપ છું તો આજેજ હું મારી સ્ત્રી પાસે જઇશ. પરંતુ રાજાપાસે જવાનું વેશ્યાએ કહેવાથી બોલી પડયો કે હું તેજ રાજપુત્ર છું. તે સાંભળી વેશ્યા ચમકી. બીજે દહાડે ફરી તાકીદ આવી ત્યારે ઉત્તમ વસ્ત્ર પેહેરાવી લઇ ગઈ. પુત્રને દેશપાર કાઢવાથી રાજાને બહુ શોક થયા કરતો હતો, તેનો આજ મેળાપ થયો. અને સારંગીવાળાના ઉપદેશની અસર તેણે પણ રાજાને કહી સંભળાવી, કે હું પણ મારાં એક પત્નિવ્રતનો ભંગ કરવાથી અટકયો અને તપનું રક્ષણ થયું. રાજા તેનાં સદાચરણથી ખુશ થયો અને રાજ્યપદે બેસાડયો, અને પુત્રીને પરણાવી, અને નાના પુત્રને બીજો દેશ આપ્યો; અને પોતે હવે અલ્પ આયુષ્યમાં ભગવત ધ્યાન કરવા એકાંત જઈ સાધુ સંગમાં જોડાયો. તાત્પર્ય કે, સારંગીવાળાનો એકજ ઉપદેશ છતાં બધાને અસર જુદી જુદી થઇ. પુત્ર પાપ કરતો અટકયો અને પિતા–રાજાના પ્રાણ બચ્યા. પુત્રી ભ્રષ્ટ થતી બચી અને કલંક રહિત રહી. મોટો પુત્ર વેશ્યા ગામી ન થવાથી તપનું રક્ષણ થયું અને એક પત્નિવ્રત ભંગ થવા પામ્યું નહીં. રાજાએ છેવટ વિષયની લોલુપતા છોડી સાધુસંગી થઇ અલ્પ આયુષ્ય સુધારી લીધું.

**सारंगी कीर्तनेरम्या सतारार्थ विबोधिनी ॥** કીર્તનમાં સારંગી રમ્ય (રમણિક) છે. જેવું ગાયન હોય છે તેનાં પદના ટુકડે ટુકડા કરી

ભિન્ન ભિન્ન દેખાડનારી તે સતાર છે. **सारम्+गीः सारंगी.** કીર્તનમાં પદ્ય ગાયન સારભૂત હોય તો તે કીર્તનમાં સાર છે. **गी**=વાણી. તે સારરૂપ હોવી જોઇએ. તે ૐકાર તારકાર્થ ઉપદેશ કરનારી છે. ૐ (પ્રણવ) તે બ્રહ્મ છે, તેનો વિશેષ રૂપથી બોધ કરનારી છે. એવા આપણા સારંગી-વાળા–ઉપદેશક કોણ કોણ છે તે કહિયે તો, તે વ્યાસ, વસિષ્ઠ, વાલ્મિક, નારદ, શુક, શ્રીકૃષ્ણ, સુત, વગેરે છે. તે પોતાની ઉપદેશ ગિરાથી ગીતા, ભારત, રામાયણ, ભાગવત, ઉપનિષદ, બ્રહ્મસૂત્ર, સ્મૃતિઓ, વગેરેરૂપ સારંગી બજાવી સર્વ લોકને જાગ્રત–સાવધ કરેછે. તેમના ઉપદેશમાં વિશ્વાસ કરી સાવધ થઇ જવું. તે ઉપદેશ ગ્રહણ કરવાથી સંસાર બંધથી મુકત થવાશે. સ્ત્રીપુત્રાદિ સંસાર પ્રત્યેનો સ્નેહ છે તે અનર્થનો કારણી ભૂત છે. દીવો જેમ સ્નેહ (તેલ) વગરનો થાયછે—તેલ ખપી જઈ બળી જાયછે ત્યારે નિર્વાણ થાયછે, તેમ, તે સંસારમાં નિઃસ્નેહ થાય તો નિર્વાણ–પરમાત્મરૂપતા પ્રાપ્ત થાયછે. માટે તે સર્વ સ્નેહ ત્યજી એક પરમાત્મામાંજ સ્નેહ કરવો.

અનંત પૂર્ણ વ્યાપક પરબ્રહ્મનુંજ પ્રતિબિંબ અથવા આભાસરૂપ સર્વ જીવો છે તે ચિદાભાસરૂપ છે. આરસીમાં મુખ જોઇને કપાળે ચાંલ્લો, ભસ્મ, ચંદન, તિલક વગેરે કરાય છે. તે સામાં પ્રતીત થતાં પ્રતિબિંબને કરવા જઇએ તો ત્યાં કાંઇ નથી. પરંતુ બિંબરૂપ પોતાના મુખ ઉપરજ જો કરશે, તોજ તે પ્રતિબિંબમાં તેવી શોભા દેખાશે. તેમ, દરેકનો આત્મા બિંબસ્થાને છે. તે અનંત વ્યાપક એકજ છે. અંતઃકરણરૂપ જુદી જુદી ઉપાધિથી અનેકપણાંની ભ્રાંતિ થઇ છે. તે આત્મામાં એટલે પોતાનામાં જેવો ચાંલ્લો, ચંદન, ફુલ, હાર, દાન, તાન, માન, ગાન, શાન, ભાન જેવું કરશે, તેવુંજ પ્રતિબિંબમાં દેખાશે. તે બિંબભૂત પરમાત્મા એકજ સિદ્ધ છે. તેમાં જે કાંઇ જે કરે છે—લેછે, આપેછે, વાંચે-વંચાવે, સાંભળે-સંભળાવેછે, ખાયછે ખવાડેછે, દાન પુણ્યાદિ શુભ કર્મ કરે તથા કરાવે છે, વગેરે, તે પોતે પોતાનેજ પોતામાંજ કરે છે. બિંબ બીજું છેજ નહિં. **एकमेवा द्वितीयं ब्रह्म नेहमानास्तिकिंचन ॥ ब्रह्मैवेदं सत्यं ॥**

યુદ્ધારંભમાં શ્રી કૃષ્ણની આજ્ઞાથી ભગવતિ દેવીનું સ્તવનરૂપ ઉપાસના માટે અર્જુને રથથી નીચે ઉતરી સ્તુતિ કરી છે (વિજય પ્રાપ્ત થવા માટે) તેમ, આપણે પણ દેહરૂપ રથમાંથી નીચે ઉતરી અર્થાત્, દેહાહંભાવ છોડીને–દેહમાં અહંમમત્વ ભાવ હોય તે છોડીને, કામાદિ શત્રુને જીતી

વિજય મેળવવા બ્રહ્મવિદ્યાની સ્તુતિ કરવી ઉચિત છે. ગીતારૂપ દેવીના ૧૮ અધ્યાયરૂપ અરાડ ભુજ હોવાથી તે ૧૮ ભુજા દેવી છે. તેના હાથમાં બોધરૂપ ત્રિશુળ છે. અર્જુનના હૃદયમાં મોહરૂપ મહિષાસુર ઉત્પન્ન થયલો. તે સાધારણ મોહ અને અસાધારણ મોહ—એટલે, આ બધાં મારાં પૂજ્ય, ગુરૂ, વૃદ્ધ, સગાં, મામા, વગેરેને કેમ હણાય, તથા મારવાથી અધર્મ થાય, તેથી દુર્ગત્તિ તેમજ વર્ણસંકર પ્રજા થવા જેવું છે, વગેરે ધર્માધર્મનો મહા મોહ પ્રકટેલો, તેને તે ગીતા દેવીએ બોધરૂપ ત્રિશુળથી માર્યો. ત્યારે આત્માનું આત્મત્વે સ્મર્ણ-ભાન (**सोहं** એવું) અર્જુનને આવ્યું, અને જાગ્રત થઈ કહ્યું કે, **नष्टो मोहः स्मृतिर्लब्ध्वा०** ગીતા જ્ઞાનરૂપ મેઘપ્રસાદથી અર્જુન એટલે ઘાસને હરિપણું એટલે લીલાસ-પ્રકાશ-જાગ્રતિ પ્રાપ્ત થઇ. મહા મોહરૂપ ધૃતરાષ્ટ્ર છે. વિભ્રમ દ્રષ્ટિરૂપ ગાંધારી છે. એ એની સંપદા તે દુર્યોધનાદિ અહંકાર વગેરે રૂપ છે. દૈવી સંપદારૂપ પાંડવ છે, શાંતિરૂપ દ્રોપદી છે. સંતોષરૂપ બળદેવ, અને પ્રબોધ-જ્ઞાનરૂપ કૃષ્ણ છે. તે પ્રભુએ ગીતા જ્ઞાનરૂપ મહાદીપ-સૂર્યનો પ્રકાશ આપી અજ્ઞાનાંધકારને મુમુક્ષુનાં હૃદયમાંથી કાઢી નાખવા કૃપા કરી સનાતન વેદોકત ધર્મનું સંસ્થાપન કીધું છે. તે પ્રભુ શ્રી કૃષ્ણ પરમાત્માને લેખક સવિનય સપ્રેમ અભેદત્વે સાષ્ટાંગ પ્રણામ પંકિત અર્પણ કરેછે. **अस्तु.**

———:o:———

## પ્રકરણ ત્રીજું.

———

પ્રત્યેક મનુષ્યના સામાન્ય ધર્મ મુખ્યત્વે જોતાં ચાર છે. તેમાં પ્રથમ સ્થુળ શરીરનું આરોગ્ય, મનનું જ્ઞાન (મનોબળ), હૃદયનો પ્રેમ અને અંતરાત્માનો સત્યાગ્રહ.

આરોગ્ય માટે હાલના સમયને અનુસરી કમીમાં કમી ફક્ત પચીસ વર્ષની વય સુધી બ્રહ્મચર્ય રાખવું જોઇએ. આહાર વિહાર નિયમિત રાખી સાત્વિક ખોરાક લેવો.

**युक्ताहार विहारस्य युक्त चेष्टस्य कर्मसु।**
**युक्त स्वप्नावबोधस्य योगोभवति दुःखहा॥** (ગીતા.)

શરીરને અમુક અમુક ચાલવા ફરવા વગેરેની, પ્રાણાયામ વગેરેની, હાથ પગ વગેરે અવયવોની કસરત કરતા રહેવું જોઇએ, અને ખુલ્લી હવા લેવી જોઇએ. એમ ચાર પાયા મજબુત રાખવાથી આરોગ્ય

સચવાય છે. ખોરાક ખાવો તે ખૂબ ચાવીને થુંક (અમી) સાથે મળી જાય પછી ગળે ઉતારવાથી બરાબર પચીને શરીરમાં બલપ્રદ અને પુષ્ટિપ્રદ થાય છે, તેથી અન્ન ખાવું એમ કહેવાને બદલે અન્નને એ રીતે પીવું. પાણી પીવું તે ગટગટ ઝટ ધારા રેડી ગળે ઉતારી દેવી નહીં, પણ પાણી ખાવું, એટલે પાણીને મુખમાં થુંક–અમી સાથે મિશ્ર થવા દઈ ગળે ઉતારવું. ખાટા ઓરકાડ આવે અને આપણને પોતાનેજ ગંધ આવે એવું કદી જમવું નહીં એટલે અકળાઇએ ત્યાં સુધી ગડબ્યા નહીં કરવું. રાજસ તામસ પદાર્થ તેલ મરચાં, મસાલા, જેમ બને તેમ નહી ખવાય અગર ઓછા ખવાય તેમ કરવું. બે હાજતને રોકવી નહીં–તે પિશાબની અને ઝાડે જવાની હાજત રોકવી નહીં.

પોતપોતાના વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે સંધ્યાવંદનાદિ માળા, પૂજા, દેવાર્ચન, માતાપિતા ગુરૂજનની સેવા, પૂજા, વંદનાદિ નિત્ય કર્મ કરીને હંમેશાં, કલાક, અર્ધ કલાક અથવા છેવટ ૫–૧૦ મીનીટ પણ પોતાનામાં જોવું કે મારામાં રાગદ્વેષ અને અહંમમત્વ હજી કેટલે અંશે રહેલ છે. પછી નિયમ લેવો કે આજે આટલું તો હું સત્ય બોલીશ અથવા અમુક અંશે રાગદ્વેષને લુલા કરીશ. એ રીતે રોજ કરતાં અહંમમત્વ અને રાગદ્વેષ નિર્મુળ થઇ જશે. કેમકે હાલના યુવકો કહેછે કે, ઘરડાં અને સાધુ સન્યાસી વગેરે માળા પૂજા ધ્યાન કરેછે તેમાં શું વળ્યું! તેઓમાંથી રાગદ્વેષ તો હજી ગયા નથી એવા તે બોલનારાને બોલવાનું છિદ્ર નહીં રહેશે. પછી વેદશાસ્ત્રનું જ્ઞાન, સદ્દગુરૂ સંત વિદ્વાન પાસે નમ્ર ભાવે શરણે જઇ, શ્રવણ કરી લેવું; અને મનન કરી તેવાં જ્ઞાન સંપન્ન મન કરવું. B A., M. A., L L.B., L M. S ; L. C. E., વગેરે ટાઈટલરૂપ પુંછડાં લટકાવી મર્યાદા તોડી વડીલ માતાપિતાને તિરસ્કાર કરતા હાલ ઘણા જોવામાં આવે છે તે જ્ઞાન, ઉત્તમ સ્થિતી ઇચ્છનાર સુજ્ઞજનોએ, લેવાની જરૂર નથી, કેમકે તે અધોગતિ આપનાર છે.

ત્રીજો હૃદયનો પ્રેમ શુદ્ધ હોવો જોઇએ. જે જેવો તેની સાથે તેવા મળી હળી પ્રેમથી રહેવું. એટલે, બાળક જોડે બાળક જેવા, વૃદ્ધ સાથે વિવેક મર્યાદાથી તેના જેવા, યુવક સાથે તેના પ્રમાણમાં તેવા થઈ રહેવું. સ્ત્રી પુરૂષનો પ્રેમ પણ એવો હોવો જોઇએ કે તદ્રૂપ બની રહેવું. સ્ત્રી છે તે પતિના ધ્યાનમાં "હુંજ એ છું" એમ પતિરૂપજ બની રહે, અને તેજ રીતે પતિ પોતે સ્ત્રીરૂપ–અભેદ પ્રેમી બની રહે સીતાજી

રામરૂપ ધ્યાન મગ્ન થઇ ગયલાં ત્યારે શંકા થયલી કે હું રામ બની જઇશ તો એ રામ થતાં સ્ત્રી પુરૂષનું સુખ જતું રહેશે. તે વખતે સખી-મળવા આવેલી મંદોદરીએ તથા ત્રિજટા રાક્ષસીએ જવાબ દીધેલો કે, જનકનંદની! તમે નિર્ભય રહો. એ ફીકર કરશોજ નહીં. રામચંદ્રજી પણ તમારાંજ ધ્યાનમાં મગ્ન બની રહેલા હોવાથી તે સીતા બની જશે, જેથી સ્ત્રી પુરૂષનું સુખ તો કાયમજ રહેશે.

સોહં સોહં સતિ રટે, સોહં સોહં કંથ;
સેવે એક બીજા થકી, તે સહુ ચારક પંથ.

વડીલ માતા પિતા પ્રત્યે તન મન ધન સોંપી અતીવ નમ્ર બની શુદ્ધ પ્રેમથી રહેવું.

એ ત્રણે હોય પણ અંતરાત્માનો સત્યાગ્રહ નહીં હોય તો તે શુષ્ક જેવું-ચારમાં એક પાયા વગરના પલંગ જેવું છે, માટે તે મુખ્યત્વે ખાસ જોઇએ. એ સંબંધમાં દૃષ્ટાંત કહેવાય છે—

એક સબજડજ-મુનસફ સાહેબ પાસે એક શ્રીમંત શેઠે એક ડોસી ઉપર રૂ. ૫૦)ની ફરીઆદ કરેલી તેને ઘણા મહીના વીતી ગયા, પણ જડજ તે કામ કાઢી નિકાલ કરે નહી, તેથી શેઠ અકળાયો અને વિચારેછે કે આપણે મળવા નથી ગયા તેથી નથી કાઢતા. એક દિવસ શેઠ ગયા. મુનસફ સાહેબ ત્રણે સાધન સંપન્ન હતા; એટલે, શરીરે આરોગ્ય હૃષ્ટપુષ્ટ બળવાન હતા. વિદ્વાન B. A., L. L. B. હતા; તથા જે આવે તેની સાથે મીલનસાર હસી રમી પ્રેમ બતાવી ખુશી કરે એવા પ્રેમી હતા. ગમે તેવો ગરીબ પણ આવે તો માનપાનથી પ્રેમ બતાવતા. શેઠ આવ્યા તેને માન સત્કારથી ચાહ પાઇ પ્રેમથી વાત કરવા બેઠા. શેઠે કહ્યું કે, સાહેબ! આપની પાઘડી મેલી થઇ ગઇ છે તેથી હું હવે પેહેરવા નથી દેવાનો. મુનસફ કહે, શેઠજી! તમારે તો વેપારમાં ઘડીમાં હજારોની રકમ આવી પડે, હમને તો જે કાંઇ મળતું હોય તેજ-કાંઇ વધારે મળતું નથી. શેઠે એક ગેણી કાઢી પાસે મુકી બોલ્યા કે, નહીં સાહેબ, હું એ પાઘડી પેહેરવા નહીં દઇશ, મુનસફ બોલતા જાય છે કે, શેઠ! એનું શું કામ છે, નહીં નહીં. એમ કહેતા જાય છે, ને ગિની લઇ ગજવામાં મુકી દીધી. શેઠતો ઉઠયા અને બોલ્યા, મને યાદ આવ્યું કે પેલી ડોસી ઉપર મારી ફરીઆદવાળું કામ આજ કાઢવા તરદી લેશો. જડજ કહે, હાં, એ ડોસી લુચ્ચી છે. આજેજ

કામ કાઢીશ. શેઠ ગયા. ડોસી પણ મહા જબરી હતી. દસ વીસ ચોમાસાં શેઠ કરતાં વધારે કાઢેલાં. તે શેઠની ચકચાલ સમજી ગઇ. સવારમાં ઉઠીને પોતાની ભેંસ લઇ જડજને ઘેર જઇ કહેછે કે, તમારાં છોકરાં તે મારાં છોકરાં, એમને માટે છાશ દુધ બહારથી શામાટે લાવો, ઘરનું દુધ સારૂં, માટે બાંધી જાઉંછું. જડજ કહે, ડોસીમા! શું કામ બાંધી જાવ છો, લઇ જાવ. ડોસી કહે, મારાં છોકરાંને માટે. આ ભેંસની માની મા હતી, ત્યારે શેઠે રૂ. ૫૦) આપેલા. તેને ઘી, દુધ, છાશ આજ સુધી આપી રૂ. ૫૦)ને બદલે ૧૦૦) ઉપર આપી ચુકી છતાં, હજુ તે રૂ. ૫૦) માગ્યા કરી, ફરીઆદ કરીછે. જડજ કહે શેઠ લુચ્ચો છે. જાવ, માજી! આજે ફેંસલો આપીશ. ડોસી ગઇ. વખતસર શેઠ પણ કોરટમાં ગયા. નીરાંતે બાસ્ટીપર બેસી પાન ખાય છે. જીવને ખાત્રી છે. જડજે તરત કામ કઢાવી ફેંસલો લખ્યો કે, આ કામ કાઢી નાખવામાં આવે છે, કેમકે રૂપીઆ વસુલ થઇ ગએલા જણાય છે. શેઠે તે સાંભળ્યું ત્યારે વિચાર્યું કે, સાહેબ કાંઇ ભુલી ગયા હશે, તેથી ઉભા થઇ બોલ્યા કે, અરે સાહેબ! પાઘડી, પાઘડી. એમ પોતાની પાઘડીએ હાથ રાખી બોલેછે. તેને તે મુનસફ જવાબ દે છે કે, "પાઘડી તો ભેંસ ચાવી ગઇ." તાત્પર્ય કે, અંતરાત્માનો સત્યાગ્રહ તે જડજમાં નહીં હતો. તે હોય તો આવું બને નહીં. માટે રોજ નિત્યકર્મથી પોતાનામાં તપાસવું, અને સત્ય, દયા, ક્ષમા, વિવેક, વૈરાગ્ય, જ્ઞાન વધારતા જવું. દર માસે એક એક સદ્‌ગુણ સિદ્ધ કરી લેવાય તો પછી પોતે પોતાને ઓળખી શકે. માટે રોજ શાંત બેસીને ૫×૪=૨૦ મીનીટ પણ એ ચાર માટે રોકવી.

પોતે સ્થૂળ સૂક્ષ્મ કારણ શરીરો, પ્રાણ, મન, બુદ્ધિ વગેરેને જાણનારો સાક્ષી છે, એમ અસંગ અનંત જ્ઞાનરૂપ પોતાને ઓળખે; અને સર્વત્ર દરેક પ્રાણીમાં પોતાનો આત્મા—પોતારૂપજ જુવેછે તેજ ખરો યોગી છે. **नाऽयमात्मा बलहीनेन लभ्यः ॥** એ આત્મા, આળસુ, પ્રમાદી, બળ રહિત મનુષ્યથી પ્રાપ્ત કરી (ઓળખી) શકાતો નથી. એવી શ્રુતી છે. તેથી પુરૂષાર્થ કરી એ ઉપલા ચાર ધર્મ દરેક જણે પાળવાના છે, તો છેવટ અભેદ બ્રહ્માત્મૈક્ય જ્ઞાનથી મોક્ષ મેળવી, પ્રારબ્ધ શેષસુધી જીવન્મુક્તિનું સુખ આસ્વાદન કરતો રહી, પ્રારબ્ધાંતે વિદેહ કૈવલ્ય—નિર્વાણને પામેછે

ચેતન સત્તા સર્વત્ર વ્યાપેલી છે. તે ચેતન શક્તિ ખનિજ પદાર્થ પૃથ્વી આદિમાં પણ છે. ત્યાં ખનિજમાં તેવો અનુભવ લે છે. તે આગળ વિકાશ પામી વનસ્પતિમાં તેનો અનુભવ લેછે, ત્યાં વધારે ખીલવેછે. તેથી આગળ મનુષ્યમાં વધારે ખીલવેછે. તે પ્રકૃત્તિનો અને આત્મ ચેતનનો વિકાશ છે, એ શરીરનોજ વિકાશ છે. Atoms are the results of electricity. ચેતનમાંથીજ પ્રકૃત્તિ બનેલી છે. તે બેહુ આગળ વધેછે. મનુષ્ય જાતિનાં સાત ધોરણ (Standard) માં પેહેલું ધોરણ તે જંગલી માણસ છે. તે જંગલમાં વસેછે. તે વાઘ, વરૂ, સિંહ વગેરેમાં રહેછે અને શરીરજ હું છું, એમ માનેછે. બીજું ધોરણ તે ભીલ, ભરવાડ, વગેરે છે તે અર્ધા જંગલી છે. તેઓ ગામમાં ગાય, ભેંસો વગેરેમાં વસેછે, અને ઝુંપડાંમાં રહેછે. તેઓ એમ માને છે કે પ્રાણ હું છું. તેથી તેઓ એકાએક કોઇના પ્રાણ લેતા નથી. ત્રીજા ધોરણમાં મજુર વર્ગ છે. તે ગામમાં તથા શહેરમાં લોક સાથે રહેછે અને બીજા લોકનાં લગ્ન થતાં જોઇને તથા મોટાં ઘર, હવેલીઓ જોઇને તેવું કરવા લાગેછે. એ વર્ગ કામાત્મા છે, કેમકે કામનાવાળા છે. ચોથા ધોરણમાં વૈશ કોટી છે. તેની અનેક વસ્તુ અને વસુ મેળવવાની વાસના સાથે વિચાર ખીલેછે અને જગતનું જ્ઞાન મેળવેછે. તેથી એ ધોરણનું નામ જ્ઞાનાત્મા છે. તે વસુ અને વૈભવના ઉપાસક છે. વસુ વૈભવને પોતે છોડીને ચાલ્યા જાય ( મરછે ) અથવા વસુ વૈભવ એને છોડીને જાય છે. બેહુ પ્રકારે દુઃખજ છે. પરંતુ સ્વઇચ્છાથીજ વૈરાગ્ય પામી મિથ્યા જાણી તેને છોડે તો દુઃખ નથી. ગજવામાંથી રૂા. ૫) ખોવાઇ જાય તો ચિંતા, શોક, શોધ કરી થાકે, પણ ગરીબ વિદ્યાર્થીને બહુ યાચનાથી વરસ સુધીનાં પુસ્તક લેવા માટે ખુશીથી દાનમાં આપે તો શોક દુઃખ નથી; કેમકે તે તો વાવ્યા છે એમ માનવાથી દુઃખ ચિંતા થતી નથી. એ વૈશ કોટી જ્ઞાનાત્મા છે તે આગળ વધી વિચારેછે કે હું શરીર, પ્રાણ, મન, બુદ્ધિ નથી, પરંતુ વિચારની પાછળ રહ્યો તે હું છું. **यो बुद्धेः परतस्तु सः ॥**

પાંચમું ધોરણ ક્ષત્રિય વર્ગ છે તે વિજ્ઞાનાત્મા કહેવાય છે. એને આત્માનું જ્ઞાન છે. તે કહેછે કે હું તો જગતને માટેજ જનમ્યો છું. તે અંતર શત્રુ, કામ, ક્રોધ, લોભ, મોહાદિને પકડી પકડી બહાર કાઢેછે અને બીજાની અંદર રહેલા એ શત્રુને પણ ઉપદેશ વગેરેથી કાઢેછે. ત્યારે અર્જુનવત્ થાય છે. ત્યારે પાંડવ સેનારૂપ સદ્ગુણો અને કૌરવ

સેનારૂપ દુર્ગુણોની વચમાં જેમ રથ ઉભો રાખી અર્જુને નિરીક્ષણ કરેલું તેમ કરેછે. એ લોક એમ જાણેછે કે હું આત્મા છું અને સર્વથી પર-અસંગ છું.

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखंवा यदि वा दुःखं सयोगीपरमो मतः ॥

છઠ્ઠું ધોરણ તે બ્રાહ્મણ છે. તેને આનંદાત્મા કહેછે. તે બીજાને ધર્મનું શિક્ષણ આપેછે, અને માનેછે કે હું જગતને માટેજ છું. તે હરિશ્ચંદ્રની માફક દ્રઢવ્રત-સત્યથી રહેછે. એ ધોરણવાળા એમ સમજે છે કે સર્વ પ્રાણીનાં શરીરો છે તે શ્રીહરિગુરૂનાં મંદિરો છે તેમાં મારા પ્રભુ પરમાત્માજ રહેલા હોવાથી તેની સેવા કરૂંછું. બધાનેજ પ્રભુરૂપે જોઇ બધાને આપતો રહે-બીજાનાં દુઃખ દૂર કરેછે......સાતમા ધોરણમાં મહાત્મા છે. તે સમજેછે કે, તે પરમાત્મા હુંજ છું सोहं; જે છે તેજછે. એવા સંતો જગતનાં કલ્યાણ માટેજ આવેછે. તે અભેદ દ્રષ્ટિવાળા મહાત્મા સર્વને શાંતિજ આપેછે.

પ્રાચિન કાળમાં ગુરૂની સેવા કરતા રહી વિદ્યા ભણતા હતા, ત્યારે ગુરૂનું બહુ માન હતું. તે આગળ વધેલા વિદ્વાન બ્રાહ્મણો હતા. તે સર્વોપરિ હોવાથી ઉંચાં કંઠથી મસ્તક સુધીનાં સ્થાને મુખ્ય હતા.

ब्राह्मणोऽस्य मुखमासीत् बाहुराजन्यकृतः ।
उरुभ्याम् वैश्यपद्भ्यां शूद्र मजायत ॥

એમ પ્રથમ બ્રાહ્મણ ગુરૂ એટલે શિક્ષક હતા. પછી બાહુબળવાળા ક્ષત્રી તે રક્ષક હતા. ઉદર પોષણાર્થે માલ લાવી વેચવા અને બીજા બધાને ઉદર પોષણનાં સર્વ સાધન પુરાં પાડવા માટે ઉર એટલે જંઘાથી વૈશ થયા, તેને પોષક કહેતા. પછી સેવા ચાકરી કરનારા શૂદ્રોને વિરાટ પુરૂષના પગથી ઉત્પન્ન થયાની કલ્પના કરી છે. એ રીતે શિક્ષક, રક્ષક, પોષક, અને સેવક, અવા બ્રાહ્મણાદિ ચાર વર્ણ વિરાટ પુરૂષનાં શરીરથી થઇ એમ કહ્યુંછે. તે ચારે એકબીજાને સહાય આપી પરસ્પર પ્રેમથી વર્તે તો શરીર આરોગ્ય રહે, પણ એકબીજાની તપાસ ન રાખે તો મસ્તક નીચે જાય અને પગ જાય ઉંચે. પેટ ગમે તેમ ખાય-ભરે, અથવા ભુખ્યુંજ રહે તો બધું શરીર રોગથી અને ક્ષુધાથી પીડા પામે અગર લુલું નિર્ગત બની જાય. હાથ જો ભયથી બચાવ ન કરે તો માથું ફુટે કે પગ ભાંગે. પગ જો ફરી હરી કામ કરી અન્ન પ્રાપ્ત ન કરે, ખુલ્લી હવા લેવા નહિં

જાય, બેસીજ રહે, તો ભુખમરાથી શરીર હેરાન થાય, વગેરે. અર્થાત્, ચારે છે તે એકબીજાના આભારી છે. તેમજ ચારે વર્ણ એકબીજાની પરસ્પર આભારી છે. તેમણે એકબીજાનું રૂણ આપવુંજ જોઇએ, એટલે પરસ્પર મદદ કરવીજ જોઇએ, એ પ્રત્યેકનો ધર્મ છે. કલાપિ કવિ કહે છે કે, બ્રહ્માંડ આખું ગ્રહતાતનૂં છે.×××. તેમાં આપણે બધાં તે પ્રભુ પિતાનાં બાળકો છીએ, તેમણે અરસપરસ એકબીજાને આપવું અને લેવું.

પુરાણુ ભાવના પણ એજ કહેછે કે, પંચ યજ્ઞ કરવા. તેમાં અધ્યયન કરવું અને બીજાને કરાવવું–ભણાવવું–શિખવવું. માત્ર પોતે ગીતા વાંચી એટલે થયું, એમ નહિં, પણ સ્ત્રી, પુત્રો, પુત્રીઓ, વિદ્યાર્થીઓ વગેરે બીજાને શિખવવું. પિતાએ સ્વપુત્રને પોતાનાથી સવાયો કરવા યત્ન કરવું, તોજ તે ખરો ગ્રહસ્થાશ્રમ છે. ખનીજમાં માત્ર "છું" એ ભાવના ખીલવેછે, ત્યાંથી આગળ વધતાં વનસ્પતિ, પશુ, પક્ષી, મનુષ્ય થાય છે. આપણે જેવા નીચેથી ઉપર આવ્યા, તેવા બીજા તે રીતે નીચે હોય તેને વાંકા–નીચા વળી ઉપર ખેંચી લાવવાના છે. जीवो जीवस्य जीवनं Survival of the Fittest.

એ રીતે પશુ, પક્ષી, નોકર વગેરે ઉપર દયા અને રક્ષા કરી કેળવવાં–જલદી ઉપર લાવવાં, એને ભૂતયજ્ઞ કહેછે. એમાં સ્ત્રી, પુત્રાદિ, મનુષ્યો વગેરે ઉપર દયા, રક્ષા કરી જ્ઞાન સંપન્ન કરાય છે, તે મનુષ્ય યજ્ઞ કહીશું. ગરીબો જિજ્ઞાસુ જનોને વિદ્યાદાન કરવું, અન્ન વસ્ત્રાદિ આપી તૃપ્ત કરવાં, તે બ્રહ્મયજ્ઞ. પરંતુ એ પાંચે યજ્ઞ ત્રણ કર્તવ્યમાં આવી જાય છે. માન, મૈત્રી, દયા. વડીલોને માન આપવામાં બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, અને પિતૃયજ્ઞ. અને સરખી વયના સાથે મૈત્રી રાખવી–સુખી જોઇ ખુશી થવું, દુઃખી જોઇને બને તો તેનું દુઃખ દૂર કરવા પ્રયત્ન કરવું, અને આપણાથી નાના ઉપર દયા રાખવી. એ ત્રણ કાર્યથી મનુષ્ય રૂણ અદા થઇ શકેછે. એવા રૂણ આપવા માટેજ એ પંચ યજ્ઞ ઠરાવેલા છે. પણ ફક્ત અહિંસા ધર્મ જો બરાબર પળાય તો બધાં પાંચે રૂણ તેમાં આવી જાય છે.

લોપામુદ્રા, એ સ્ત્રીજ હતાં, તેણે ઋગ્વેદનાં સૂત્રો કરેલાં છે. એવી સમર્થ વિદ્વાન સ્ત્રીઓ પૂર્વે હતી. તો આજે પણ સંસ્કારી સ્ત્રીઓ સમર્થ પતિરૂપ ગુરૂ પાસે ગીતા, શાસ્ત્ર, ભાગવત, રામાયણાદિ શિખી તેનું અધ્યયન કરી પુત્ર પુત્રીઓને તે રીતે શિક્ષણ આપી પતિનો તેટલો શ્રમ પોતે ઉઠાવી લઇ સ્વધર્મ બજાવે તો તેને પણ ન્યૂનાધિક અંશે સીતા,

રૂક્મિણી, દ્રૌપદી, સાવિત્રી, તારામતિ, દમયંતી, ઉત્તરા વગેરેની ઉપમા આપવી સંભવેછે.

શિક્ષકનું, હાથનું, ઉદરનું, અને પગનું રૂણ આપી મદદ કરો. શિક્ષકને પેટ પુરતો પગાર–અન્ન વસ્ત્રાદિ આપો કે તેને આડો રસ્તો શોધવો ન પડે. બળવાળાને બધા મદદ-ટેકો આપો. હાથ દબાયો તો શરીર દબાશે. નીચ જાતિ ઢેડ વગેરેને સમજાવો કે માંસ મદિરા વગેરેથી રોગ થઇ હવા બગડી દુઃખી થવાય છે, માટે તે છોડી દઈ સ્નાન કરી પવિત્ર મનથી પવિત્ર અન્ન ખાવ. ન્હાવાથી શું શું ફાયદા છે તે સમજાવો. એ રીતે નીચેનાને સમજાવી ઉપર લાવશો તો દેશ આરોગ્ય થશે. ચોરી અને વ્યભિચારથી થતાં સર્વ દુઃખો સમજાવી તે કરતા અટકાવી યોગ્ય રસ્તે ચઢાવો. એ રીતે પગ મજબુત થશે તો તેનાથી આખાં શરીરને જોઇતી મદદ મળશે, અને આરોગ્ય, સુખ, શાંતિ, અભય સ્હેજે ચાલી આવશે.

ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ ચાર પુરૂષાર્થ છે, પણ તેમાં શું શું પુરૂષાર્થ કેવી રીતે કરવું, તે વિષે સ્પષ્ટિકરણ કરી દ્રષ્ટાંત સાથે કહેવાય છે:—

**યતોભ્યુદય નિ:શ્રેયસ્ સિદ્ધિ સધર્મઃ ॥** જેનાથી પ્રેયસ્ તથા શ્રેયમ્ પ્રાપ્ત થાય તે ધર્મ.

વિષયોમાંથી આસક્તિ છોડવી, તે ધર્મમાં પુરૂષાર્થ છે. અથવા એ ધર્મ છે, અને વિષયોમાં આસક્તિ કરવી તે અધર્મ છે.

અર્થમાં, ન્યાયથી પૈસો મેળવવો, તે પુરૂષાર્થ છે. ત્યાં દ્રષ્ટાંતઃ–એક રાજાએ કરોડ રૂપીઆ ખર્ચ થાય તોપણ તે કરીને એક મોટો મજબુત કિલ્લો બાંધવાનો પ્રધાનને હુકમ આપ્યો. જોશીઓએ મુહૂર્ત આપ્યું તે દહાડે શેહેરના બધા શેઠ લોક, અમીર, ઉમરાવો વગેરે ભેગા થયા. મુહૂર્તમાં પ્રથમ એકપણ અશરફી કિલ્લાના પાયામાં નાખવી જોઇએ તેથી રાજાને કહેતાં ખજાનચીને હુકમ કીધો. જોશી લોક બોલી ઉઠયા કે, ના–જી નહીં નહીં. આપના ખજાનચી લાખ અશરફી લાવે તોપણ નકામી છે. ખરા ન્યાયથી મેળવેલી હોય તે લાવો. હાજર હતા તે શેઠોને પુછતાં બધા નીચું જોવા લાગ્યા. રાજા કહે, બધાજ અન્યાયથી કમાઇ શેઠ બની ગયા છે કે?! વાહ! શું કોઇજ નથી? એક વિદ્વાન જોશી બોલ્યા કે, હાજી, એક શેઠ છે, પણ તે આવ્યા નથી. તરત ઘોડા ગાડી મોકલી શેઠને કહ્યું કે, ચાલો, રાજા સાહેબ બોલાવે છે.

શેઠ તઇઆર થયા. ઘોડાગાડીમાં બેસવાનું કહેતાં શેઠ કહે, ના, હું એ ઘોડાને ચારો ખવાડતો નથી. જમાદાર કહે, ચાલતાં વાર લાગશે. શેઠ કહે, ગાડી ચલાવો, હું દોડીશ. પછી ત્યાં સભામાં આવી બેઠા. રાજાએ તે શેઠને પુછ્યું કે, તમારી પાસે ન્યાયથી મેળવેલું દ્રવ્ય છે? શેઠ કહે, આજસુધી અન્યાયની કોડી પણ નથી. રાજા કહે, કિલ્લો બાંધવા એક અશરફી આપો. શેઠ કહે, તે નહીં બનશે; કેમકે કિલ્લામાં લઢાઇઓ થશે–અનેક જીવ મરશે તથા દુઃખી થશે, તેવાં કામમાં કોડી પણ આપીશ નહીં. રાજા ક્રોધ કરી ઉઠયો, અને લુટી લેવાનું કહેતાં બધાં વિદ્વાનોએ અટકાવ્યો, કે એમ કરવાથી મુહુર્ત વીતી જશે, હાહાકાર થશે તથા રાજને કલંક–અપકીર્તિ લાગશે અને છેવટ નાશ થવાનો વખત આવશે. ત્યારે રાજાએ ખાત્રી કરવા તથા તે શેઠને જૂઠો પાડવા પોતે એક જણને સમજાવી કહ્યું કે, આ હું આપુંછું તે અશરફી કોઇ પવિત્ર સારા સાધુને આપજે, અને આ શેઠની પાસે એક અશરફી લઇ ખુબ પાપીને આપજે. તે પ્રમાણે રાજાએ આપી તે એક લીધી અને શેઠ પાસેથી એક લીધી. તે લઇ ગંગા કીનારે ગયો. એક યોગી ધ્યાન લગાવી બેઠાછે તેની પાસે રાજાની મોહોર મુકી. અને એક માછી જાળ નાખી બેઠોલો હતો તેને પેલા શેઠની મોહોર આપી. માછી પાસે લુગડું તો હતું નહીં તેથી મોહોર લઇ મુખમાં મુકી. તેના સ્પર્શ અને દરશનથી માછીની બુદ્ધિ બદલાઇ ગઇ. પાપનો ધંધો છોડી, માછલાં આવેલાં તેપણ પાછાં ગંગામાં નાખી જાળ સમેટી લઇ ચાલ્યો. મોહોર વટાવી અનાજપાણી લઇ ઘેર ગયો. રોજ બાર વાગે આવે છતાં આજ આઠ વાગે કેમ આવ્યા તે પુછતાં અનાજનાં પોટલાં નંખાવી દીધાં. છોકરાં સ્ત્રી બહુ ભુખ્યાં હોવાથી કાચુંજ ફાકવા મંડયાં, તેથી બધાંનીજ બુદ્ધિ બદલાઇ ગઇ. સ્ત્રી કહે, આ પાપનો ધંધો નથી કરવો. માછીએ ખાધું ત્યાં તો છેક નિશ્ચય કીધો. જાળ તોડી ફાડી ફેંકી દીધી. ખાઇ જમી કોઇ શેઠને મળવા ગયો. શેઠે તે માછીનો દ્રઢ નિશ્ચય જોઇ ખુશી થઇ રૂ. ૧૫)ને પગારે નોકર રાખ્યો. હવે પેલા યોગીએ આંખ ખોલી જોતાં મોહોરનાં કીરણુ પડવાથી બુદ્ધિ બગડી; તેથી મનમાં વિચારેછે કે ધ્યાન, જોગ તો બહુ કીધાં–દીઠાં, પણ રંડીકા સુખ નહીં દેખ્યા. એમ કહી મોહોર લઇ રંડીને ત્યાં જઇ ભ્રષ્ટ થયો અને તપ ગુમાવ્યું.

તાત્પર્ય કે, અન્યાયથી મળેલા પૈસાથી અને ન્યાયથી મળેલા પૈસાથી શું પરિણામ આવેછે તેની તપાસ કરતાં રાજાની ખાત્રી થઇ. હવે

કામ વિષે શી રીતે પુરૂષાર્થ કરવું તે કહેછે કે,–વ્યભિચારી પુરૂષે કોઇ પરસ્ત્રી સાથે સંકેત કીધો કે ચાર વાગે ફલાણી જગે આવી મળજે. પછી ૩।। વાગે તેને વેર, ગુરૂ સંત રાજા કે શેઠ ગમે તે એક આવી ચડે તો તેનું મન કેવું થશે? તે સ્ત્રીમાંજ લાગી બહુ અકળાશે–તે આવેલા મહાશયમાં મન લાગશેજ નહીં. એવી પરસ્ત્રીની ઇચ્છા આસક્તિનેજ (બુદ્ધિમાં વૈરાગ્ય તથા વિવેક પ્રકટાવી) છોડી દેવી, એ કામ સંબંધમાં પુરૂષાર્થ છે. મોક્ષ માટે,–ત્રણે ઇષણાઓ, ધન, સ્ત્રી, પુત્રાદિમાંનો મોહ, રાગદ્વેષ અને વિષયાસક્તિ છોડવી; વૃત્તિને બાહિર પ્રદેશે વહેતી પાછી વાળી અંતર્મુખ કરી સ્વરૂપાકાર કરવી; એ મોક્ષ માટેનું પુરૂષાર્થ કર્તવ્ય છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય પ્રજાએ જનોઇ ધારણ કરવાનો અધિકાર છે છતાં વૈસ્ય પ્રજા કેટલોક વખત થઇ ગયો, કોઇ દેશકાળમાં યવન રાજાના જુલમ વગેરેને લીધે અથવા આલસ્ય પ્રમાદથી ઉપવિત પહેરતા બંધ પડી ગયા, ત્યારથી વર્ણાશ્રમ ધર્મ કર્મ કરતા અટકી જઇ તે ધર્મ કર્મથી ભ્રષ્ટ થઇ ગયા. તેમાંથી બચી પુનઃ ઉન્નતિ પામતા જઇ આગળ વધવા માટે, નહીં પહેરતા તે હવે પહેરતા થઇ ધર્મ કર્મ કરતા થાય તો વધારે સારૂં છે. દ્રષ્ટાંત કહેછે કે,—એક પતિવ્રતાની લાજ લુટવા–ભ્રષ્ટ કરવા કોઇ કામાતુર દુષ્ટ પુરૂષ આવે, તેને તરવારથી અથવા કોઇ અન્ય યુક્તિથી શિરચ્છેદ કરી ઉડાવી દે, તો તે ખુન તો થયુંજ; પણ સરકાર તેને ખુનનો ગુનો કરનારી ગણી ફાંસીની સજા નહિં કરશે. પણ પોતાનું પાતિવ્રત–શીળ બચાવી રાખવા જે બચાવ કીધો અને દુષ્ટને તેનાં કર્મનો બદલો આપ્યો તેથી ખુશ થઇ ઉલટું તે સ્ત્રીને શાબાશી–ધન્યવાદ સાથે સારૂં ઇનામ આપી છોડી મુકશે.

ખુનનો બીજો પ્રકાર કહેછે—કેટલાક લોક લડેછે, સેહેજ ગાળાગાળી ચાલી રહીછે. તેમાંથી એક જણે સેહેજ સ્વભાવે એક લાકડીનો ગોદો જરા કોઇના પેટમાં કે છાતીમાં લગાડતાંજ તેનું મૃત્યુ થયું. એ પણ ખુન તો થયું, પણ તે કાંઇ મારી નાખવાના ઇરાદે નથી કીધું; દૈવવશાત્ થયું છે. તો એવા તે ગુનેગારને સરકાર ફાંસીની સજા તો કદી નહિં કરશે, પણ બેચાર વરસ કેદની–દંડની સજા કરશે.

ત્રીજો પ્રકાર.—જાણી જોઇને કોઇએ કોઇનું ખુન કીધું, એથી તેને તો જરૂર ફાંસીનીજ સજા થશે.

તેમ જનોઈ પહેરવામાં પ્રેમયુક્ત શ્રદ્ધા, ઇશ્વર તથા ધર્મ ઉપર પ્રીતિ, એજ કારણ હોય તો, પતિવ્રતા સ્ત્રીએ કરેલા બચાવથી તે ધન્ય-વાદને પાત્ર થઇ તેની માફક, ધન્યવાદ જ સંભવેછે.

અષ્ટાવક્ર મુનિએ પોતાના પિતાને કહ્યું કે, હું બ્રહ્મચર્ય પાળીશ. પિતાએ કહ્યું કે, બરાબર પાળજે; અને પાણીગ્રહણ કરે તોપણ બરાબર પાળજે. અષ્ટાવક્ર કહે, શુદ્ધ પતિવ્રતા સ્ત્રી મળે તોજ લગ્ન કરીશ, અને તેપણ એક પુત્ર થતાં સુધી ગ્રહસ્થ રહીશ. બાપે કહ્યું કે ઋષિકેશમાં એક બ્રાહ્મણ છે તેની પુત્રી ઉત્તમ પતિવ્રતા છે તેની સાથે લગ્ન કરજે. તે સાંભળી ખાત્રી કરવા તે મુનિ ત્યાં ગયા. તે કન્યાના પિતા મહા તપસ્વી ઋષિ હતા તેણે જાણી લીધું અને કહ્યું કે, ઉત્તરાખંડમાં જઇને આવો, હું પુત્રીનું કન્યાદાન આપીશ. તેથી હિમાલયમાં ઘણે દૂર બદ્રીનાથની ઉપર મેરૂ શિખરે ગયા, તે વખતે પેલા કન્યાના પિતાએ તપનાં બળથી માયાવી સુંદર બાગ-ભુવન બનાવ્યો. ત્યાં અનેક અપ્સરાઓ આવી તે અષ્ટાવક્રને વીંટળાઇ વળી ગાનતાન કીધું. મુનિ કહે, હું બ્રહ્મચારી છું, મને કોઇએ સ્પર્શ ન કરવો. મારે કશું ગાન તાન નથી જોઇતું, ચાલી જાવ. ત્યારે એક વૃદ્ધ સ્ત્રી આવીને બોલી કે, હું વૃદ્ધ છું, તેથી માતા હોવાથી અતિથીએવા આપની સેવા કરીશ. મુનિ કહે, માતા છો તો સુખેથી રહો. મુનિ થાકી ગયલા તેથી રાત્રે પગચંપી કરતાં તે વૃદ્ધ હતી તેજ ૧૬ વર્ષની થઇ ઉભા રહી બહુ પ્રાર્થના કરી. છેવટ મુનિએ કહ્યું કે, તું કપટ વેશવાળી છે, ચાલી જા. નહિં માનશે તો બાળીને ભસ્મ કરૂંછું. તે અનેક વૈભવ, હાવભાવ, ઐશ્વર્યથી લેશપણ ચલિત ન થયા. માયાવી દ્રશ્ય ઉડી ગયું. મુનિ પાછા ફરી ઋષિકેશ આવ્યા ત્યારે તે કન્યા સાથે લગ્ન થયું છે. તાત્પર્ય કે,—એવી અડગ-નિશ્ચળ શ્રદ્ધાથી બ્રહ્મચર્ય તથા પતિવ્રતા ધર્મ પાળવાથી તે ધર્મપાલન રૂપ તપનું બળ વધી જઈ બહુજ સામર્થ્ય સંપન્ન કરેછે.

ગાધી રાજાના વખતમાં ક્ષત્રીઓ બહુ મદોન્મત્ત થઇને બ્રાહ્મણની કન્યા પરણવારૂપ અવન્યાય કરવા લાગ્યા. તે પ્રસંગે પૃથ્વીની પ્રાર્થનાથી બ્રહ્માએ કહેલું કે હિરણ્યગર્ભ પ્રભુ અવતરશે. તે પૃથ્વી જતી હતી તેને, ચ્યવન મુનિ જે ૐકારની ઉપાસના કરતા હતા તેણે પુછવાથી હકીકત જાણી. તે ઉપરથી ગાધી રાજાને શાપ દઇ બાળવા વિચાર કીધો, પણ અપરાધ વગર તેમ નહીં થાય. તેથી રાત્રે ૧૨ વાગે તે રાજાને ત્યાં રાણી સાથે સુતો છે ત્યાં મુનિ ગયા. મુનિને જોઈ રાજા તરત ઉઠયો,

અર્ઘ્યપાદ્ય પૂજન કરી સાષ્ટાંગ કરી હાથ જોડી પુછેછે કે, અહો પ્રભો
મને બહુ કૃતાર્થ કીધો. શી આજ્ઞા છે? મુનિ કહે, સુઇ જવું છે. રાજા
તરત ઉત્તમ બીછાનાં પથારીની તજવીજ કરી સુવાડ્યા. મુનિ કહે,
બહુ થાકયોછું તેથી સુઇ ઉઠું ત્યાંસુધી તમે બેહુ મારા પગ ચાંપે
મુનિ સુતા છે, બે જણાં પગ ચાંપેછે. મહીનો એક થયો. રાજા રાણી
પાણી પીવાય નહીં; કારણકે અતિથી ઘરમાં છે તે ભુખ્યા તરસ્યા
અને ગ્રહસ્થ પીએ, એ બની શકેજ નહીં-અધર્મ થાય. જો પોતે પી
કે ખાય તો મુનિ શાપ દઇ બેસે (અધર્માચરણ કરેલું જોઈ). મહિ
થતાં અદ્રસ્ય થઇ જઇ બાગમાં સુતા. રાજા કહે, ગુરૂ મારે ત્યાં
ભુખ્યા ગયા, તો હવે મારાથી કેમ ખવાય? શોધ કરાવી, તો બાગ
સુતાછે. ત્યાં બાગમાં જઇ પાછાં રાજારાણી પગ ચાંપવા બેઠા.
બીજો મહિનો થયો, ત્યારે જાગ્યા. રાજાને કહે, સ્નાન કરવું છે. તા
રાજમાં જેટલું સુગંધી તેલ હોય તે તમામ મગાવ. હુકમ કાઢી મગાવ
રાજારાણી ચોળેછે. અપાર જળથી ન્હાયા. પછી નગરમાંનું તમ
અન્ન મગાવવા કહ્યું. તેથી તે મગાવી બધા ઢગ વળાવ્યા. તે રંધાવ
તેને મુનિ ગમે તે લોકોને વ્હેંચી દેછે. એમાં ત્રીજો મહિનો ગયો. પ
કહ્યું કે, હવે તમામ લક્ષ્મી-હીરા, મોતી, માણેક, સુનું, ચાંદી, વ
ખજાનો ચોખો કરી મગાવ તથા તારો રણસંગ્રામનો રથ લાવ.
બેહુ નગ્ન બનીને તે રથને જોડાવ, અને મને બગીચામાં લઇ જાવ.
પ્રમાણે ચાલતાં તમામ ઝવેરાત બ્રાહ્મણોને આપી દીધું. ચોથો મ
પુરો થતાં જોનરાઇને જયાં ચાલેછે ત્યાં બ્રહ્મા, વિષ્ણુ, શંકર પ્ર
થઇ ગાધીને અત્યંત ધન્યવાદ આપવા લાગ્યાં. મુનિ પ્રસન્ન થયા,
બોલ્યા કે રાજન! હું ક્રોધ કરીને આવ્યો હતો, પણ તારી સેવાથી
બહુજ પ્રસન્ન થયોછું. જા, તને બ્રહ્મલોકમાં જઈ બ્રહ્માની આયુ
આપુંછું. તારાં કુળમાં મહાપરાક્રમી પુત્ર થશે, તે ક્ષત્રિઓનું એકવી
વાર નિકંદન કાઢશે. પછી યજ્ઞ થઇ ચરૂનું જળ આપતાં મા દીકરી
ફેરબદલ થઇ ગયુંછે. અને છેવટ જમદગ્નીથી પરશુરામ થયાછે તે
ક્ષત્રીનું ૨૧ વાર નિકંદન કરેલું. (ભારતમાં ખુલાસો કથા ભાગ
ત્યાં જોવું).

તાત્પર્ય કે, ચ્યવન મુનિ ૐકારની ઉપાસના કરતા હતા. એ ઉ
સનાથી હિરણ્યગર્ભ પ્રભુનું બળ તેજ ઐશ્વર્ય બધું તેનુંજ પોતાનું હે
તેમ થાયછે. નિર્ગુણ બ્રહ્મરૂપે ઉપાસેતો, (ૐને) ને મુક્ત થાયછે.

અત્રિ મુનિએ ૐનીજ ( અ, ઊ, મ, એ ત્રણુની એકત્ર ) ઉપાસના કરેલી તેથી અત્રિ નામ થયું. અને બ્રહ્મા, વિષ્ણુ, શંકર પ્રસન્ન થઇ આવેલા તેમનાથી વરદાનમાં પુત્ર માગવાથી તે ત્રણે-ત્રિમૂર્તિ દત્તાત્રય રૂપે થયાછે.

તાત્પર્ય કે, ૐકારની ઉપાસનાનું અમોઘ બળ છે. તે ઉપાસકની ગતિ બ્રહ્મલોક થાયછે, અને અંતે અભેદપામી મુક્ત થાયછે. તેમજ ગ્રહસ્થે અતિથી સત્કાર કેવી દ્દઢ શ્રદ્ધા રાખી કરવાનોછે તે અતિથી સત્કારરૂપ ગ્રહસ્થોના ધર્મનું સૂચન કરેછે. બાળકને માતાપિતા આજ્ઞા કરેછે તેમ તે કરેછે. સવારે ઉઠવું, દિશા દાતણુ કરી સ્નાનપાન કરી સૂર્યને પગે લાગવું. રમવા જવું તો સાંજ પડયા પેહેલાં ઘરમાં આવવું. જનોઇ દીધા પછી સંધ્યાવંદન કરી અર્ઘ્ય આપવા, વિદ્યાભ્યાસ કરવો, માતાપિતા ગુરૂને પગે લાગવું તથા તેમની સેવા કરી સંતોષ પમાડવો, સત્ય ભાષણુ કરવું, વગેરે શિખવે છે. પછી યુવાવસ્થામાં આવેછે ત્યારે વિચાર શક્તિ-જ્ઞાન શક્તિ ખીલે છે ત્યારે કહે છે કે, ૯૬ તારની અને ત્રણ દોરાની તથા એક બ્રહ્મગાંઠવાળી જનોઇ પેહેરવી, તે શા માટે, અમુક ધર્મ ક્રિયા કરવામાં શું હેતુ છે, તે સમજાવો? સૂર્ય જે કે જગતનું જીવન છે તે મહા પુરૂષને વિષે મહત્તા જોતાં શીખવી, તેને માનની દ્રષ્ટિથી જોવું. એ રીતે નમ્રતા આણુવા તથા મોટાને માન આપતાં શિખવી તેવું મોટાપણું પ્રાપ્ત કરવામાં ( એ સર્વ શિક્ષણુનો ) હેતુ છે. યુવામાં જેમ જેમ બુદ્ધિ ખીલેછે તેમ તેમ તેવી મહત્તા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરેછે. બાલ્યામાં કરતો તેમ યુવામાં ન થાય. સાંજ પડયાં પેહેલાં ઘરમાં આવવું, કે બહાર રમવા ન જવું-ઘરમાંજ બેસી રહેવું કે રમવું, એ રીતે યુવામાં ન થાય. યુવામાં તો ઉદ્યોગ કરવો, ઘરના નિર્વાહની સામગ્રીઓ લાવવી, વગેરે કામ માથે પડેછે તેથી તેને ઘરમાં બેસી રહેતાં ન ફાવે. બાળક અવસ્થામાં તો એટલુંજ હતું કે માબાપની આજ્ઞા માનવી; તેમ, કર્મ કાંડ પ્રમાણે પ્રથમ કરવું એ બાલ્યાવસ્થા છે. માંસાહારી પાસે તે છોડાવવું છે, પણ તે છોડી દેવાનું કહે, તો એકદમ નહીં બને-માને નહીં. તેથી કહ્યું કે, યજ્ઞ કરો અને તેમાં માંસ વાપરો. એ યુક્તિથી રોજનું છોડાવ્યું. પછી તે લોકજ કંટાળે કે યજ્ઞની કડાકુટ કોણ કરે; એમ કરી છોડતા જાય. રોજ ૧૦૦ હિંસા કરતો હોય તેને પ્રથમ કહેવું કે, હવે ૫૦ ફક્ત કરજે, પછી ૨૫, પછી એક, અને પછી કહેવું કે હિંસા કરવી સારી નથી-બહુ પાપરૂપ છે. આપણુને કોઇ મારે તો આપણુને કેવું દુઃખ

થાય છે, તેવું બીજાં પ્રાણીને દુઃખ કરવાથી તેને થાય છે માટે કોઇને દુઃખ દેવું નહીં. એ રીતે હિંસા કરવી સમુળગી છોડાવી શકાય છે. **अहिंसा परमो धर्मः** એમ કહીને પેહેલેથીજ તેને કહેવા જઇશું, તો તે અશક્ય થઇ પડશે. કેમકે તે દુર્વ્યસનની આસક્તિ અને ટેવ, એ બે જણે તે વ્યસનીને પગ તળે દાબી દીધેલો-વશ કરેલો હોય છે. તેજ રીતે- બાલ્યામાં કર્મ કાંડ છે, યુવામાં શક્તિ ખીલેછે. તેમાં સ્નાન સંધ્યા અમુક વખત સુધી કરીને ખવાય, વ્રત કરવાં, વગેરે નિયમિતપણું રહેછે, શરીર મન કેળવાય છે, તેથી જ્ઞાનશક્તિ વધેછે. તામસી લોકને માટે કહ્યું કે, આવાં ચોરી વ્યભિચાર હિંસા વગેરે પાપ કરશો તો તેલની કઢામાં તળશે, અને આવું પાપ કરશો તો અગ્નિના લોહ સ્થંભે બઝાડશે. તે સાંભળીને ભડકેછે. એવાને તામસી યજ્ઞ કરવાનું તથા ભયાનક વચનો કહીને રોકાય છે. માંસ જેમાં વાપરી શકાય એવા તે તામસી યજ્ઞ છે. રાજસી લોક માટે રોચક વચનો કહી રાજસી યજ્ઞ કરવાના કહ્યા છે. જેવા કે પુત્રેષ્ટિયાગ, વગેરે. અને સ્વર્ગના વૈભવ મળે એવા મહારૂદ્ર, વિષ્ણુયાગ, ચાતુર્માસ્યયાગ, વગેરે. અને સાત્વિક જનો માટે પ્રજાપતિ યજ્ઞ, કે જે રોજ કરાય છે અને ૩૬૫ દહાડે પુરો થાય છે. ત્રણ ઇંટનો થર, તે ઉપર કમલાકૃતિ કુંડમાં હોમ-સુવર્ણ પુરૂષ કરાય છે વગેરે: પણ પછી તેનો વિચાર કરે અને તે યજ્ઞનો હેતુ સમજાય કે, ત્રણ ભુવન ( લોક ) રૂપ આપણું શરીર છે તેમાં બુદ્ધિરૂપ કમળ છે તે કમળમાં સુવર્ણ પુરૂષરૂપ પરમાત્માને ઓળખી તેમાં અહંમમત્વનો હોમ કરી સર્વ જગત હરિમય દેખીને બીજાઓને તેવા દિવ્ય દ્રષ્ટિવાળા કરવા પ્રયત્ન કરવું. એ ઉપાસના કાંડરૂપ યુવાવસ્થા પછી વૃદ્ધાવસ્થા આવે છે, ત્યારે જનોઇ બાળી નાખેછે અને સન્યાસી થાયછે. કેમકે જગત સચ્ચિદાનંદ રૂપ છે એમ નક્કી કીધુંછે, તેથી પૂર્વની બાલ્યાવસ્થાની તથા યુવાવસ્થાની ( પૂર્વની ) બધી રીત છોડી આગળ વધેછે. બીજા લોકોને ઉપદેશ આપી ઉપર લાવેછે-ઉદ્ધારે છે. એ કામ કરેછે. ભેદ ભાવનો અભાવ થવો, એજ ખરો ધર્મછે. અઢાર પુરાણો વગેરેના સારરૂપ શ્રીવ્યાસ ભગવાને કહ્યું કે,—**परोपकार पुण्याय पापाय पर पीडनं ॥** પરોપકાર કરવો, એજ પુણ્ય છે. અને બીજાને પીડા કરવી, તે પાપ છે. એ મુખ્ય સાર છે. હરિમય દ્રષ્ટિ કરવી અને કરાવવી તે ધર્મ છે.

ભગવાં પેહેરી સન્યાસ લેવો-જ્ઞાનની ખાતર સર્વ ત્યાગ કરવો તે ખરો સન્યાસ નહિં, પણ પરોપકાર માટેજ સર્વને જતું કરવું, તેજ

ખરો સન્યાસ છે. તે ક્યારે બનેછે કે, જ્યારે દેહ વાસના, શાસ્ત્ર વાસના, અને લોક વાસના, એ ત્રણુને છોડે, અને આ સર્વ મારૂં આત્મસ્વરૂપજ છે એમ સમજી પરોપકાર એવો કરે કે અન્ય જનોને આધ્યાત્મ દ્રષ્ટિ કરાવવા પ્રયત્ન કરે. જે જ્ઞાનરૂપ દ્રષ્ટિ થતાં શોકમોહની નિવૃત્તિ થાય એવું જ્ઞાન આપવું, એ અંતિમ-સર્વોત્કૃષ્ટ ઉપકાર છે. તેજ ખરો, મુખ્ય મહા ધર્મ છે. એવા ધર્મની આવશ્યકતા છે. કેમકે-બ્રહ્માથી સ્તંબ (ક્ષુદ્ર જંતુ) પર્યંત સર્વ પ્રાણી માત્ર એમ ઇચ્છેછે કે, મને સુખ થાવ, અને દુઃખ નહીં થાવ; પરંતુ તેના ઉપાયને જાણુતા નથી. જ્ઞાનથીજ મોક્ષ થાયછે તેથી દુઃખની નિવૃત્તિ થાયછે અને પરમાનંદની પ્રાપ્તિ થાયછે, એવો વેદનો સિદ્ધાંત છે, તો પછી ધર્મની જરૂર છે? એવી શંકા થાય તો, ત્યાં કહેવાય છે કે, તે જ્ઞાનછે તે ધર્માચરણુ વગર થતું નથી, તેથી ધર્મની જરૂર છે.

શાસ્ત્રો છે તે ચાર વ્યૂહવાળાં છે. હેય, (તે હેયનો-) હેતુ, હાન, અને હાનોપાય. ચિકિત્સાશાસ્ત્ર અથવા વૈદકમાં ચાર વ્યૂહ છે. રોગ, આરોગ્ય, તે દુઃખની નિવૃત્તિ-ચિકિત્સા, અને તે રોગ મટાડવાનો ઉપાય.

દુઃખ ત્રણુ પ્રકારનાં છે. ભૂત, વર્તમાન, તથા આગમ. જે ભૂત દુઃખો છે તે તો ભોગવાઈ ગયાંછે તેને માટે તો હવે કશું કરવાનું નથી. વર્તમાન દુઃખ છે તે એક ક્ષણે જે પ્રતીતિમાં આવેછે તે બીજી ક્ષણે નાશ પામનાર છેજ, તેથી તેમાં પણુ કશું કરવાનું નથી; પણુ આગમ દુઃખ જે હવે પછી આવનાર છે તેની નિવૃત્તિ માટે ઉપાય કર્તવ્ય છે. **हेयं दुःखमनागतं** એવું કપિલમુનિનું સૂત્ર છે. એ આગમ દુઃખની નિવૃત્તિ માટેજ બધાં શાસ્ત્રો ભર્યાંછે. આગમ દુઃખ બે પ્રકારનાં છે. (૧) આ શરીરના જન્મ પછીથી તે મૃત્યુ થતાં પહેલાંનાં દુઃખ, તથા (૨) મૃત્યુ પછીનાં દુઃખ. પ્રથમનાંને માટે પ્રયત્નની જરૂર નથી, કેમકે તે પ્રારબ્ધ દુઃખની નિવૃત્તિ તો ફળભોગ પછીજ થાયછે, ભોગવ્યા વગર નથી થતી.

મરણુ કાળ વખતે પાછલા સર્વ જન્મનાં કર્મ બધાં સન્મુખ ખડાં થઇ જાયછે. તે બધાંમાં મંદ વેગવાળાં, તીવ્ર તથા તીવ્રતર વેગવાળાં અલગ રહી જઇને તીવ્રતમ વેગવાળું કર્મ આગળ આવેછે તે શીઘ્ર ફળ આપેછે. તે કર્મ જો મલીન એટલે કાંટા ભક્ષણુ કરવા જેવું ફળ દેનારૂં હોય તો, તે તે કર્મને હિસાબે, ઉંટ વગેરેનો જન્મ થાયછે, અને દિવ્ય હોય તો દિવ્ય સુખ માટે દેવ શરીર મળેછે, અને તે ફળ ભોગ-

વાઇ રહેથી શરીર પડેછે, તેને પ્રારબ્ધ કહેછે. તત્વવેત્તા જ્ઞાનીનાં સંચિત કર્મ હોય તે જ્ઞાન થવાથી બળી જાયછે, અને આગામી (ક્રિયમાણુ) સાથે સંબંધ રહેતો નથી. કેમકે **यथा पुष्करपर्णे आपो न श्लिष्यते.** જેમ કમળ પત્રને પાણી ભેદી શકતું નથી, તેમ કર્તૃત્વાભિમાન રહિત થઇ કરેછે તેથી તે સ્પર્શ કરી શકતાં નથી.

પ્રશ્ન—જ્ઞાનીનું અજ્ઞાન જો ગયું, તો તે અજ્ઞાન એટલે અવિદ્યાનું કાર્ય જે શરીર છે તે પડી જવું જોઇએ, તે શા માટે પડતું નથી, અને જ્ઞાની તો જીવતા મોજમાં ફરેછે તથા સર્વ વ્યવહાર કરેછે?

ઉત્તર—કુંભાર ચક્ર ફેરવેછે તેને વેગ આપી હાથ ખસેડી લઇ જોયા કરેછે, છતાં વેગ પુરો થતાં સુધી તે ચક્ર એની મેળે ફર્યાજ કરેછે; તેમ, અજ્ઞાન ગયા છતાં પ્રારબ્ધરૂપ વેગ પોંચતાં સુધી (પુરો થતાં સુધી) ચક્ર સ્થાનાપન્ન શરીર કાયમ રહેછે. વળી–બીજી રીતે સમાધાન એવું છે કે,–બીજાં મનુષ્યો, પશુ, પક્ષી વગેરે જીવોનાં પ્રારબ્ધ તે જ્ઞાનીનાં શરીરની સ્થિતિમાં, કારણરૂપ છે. તે જ્ઞાની મહાત્માથી જે જે વ્યક્તિને જ્ઞાનપ્રાપ્તિ થવાની છે તથા બીજાં અનેક પ્રાણીઓમાં જેને જે જે ઉપકારો વગેરે થવાના છે તે બધાંનાં તેવાં પ્રારબ્ધને લીધે, તે બધાંનાં તેટલાં તેવાં પ્રારબ્ધ કર્મની આકૃતિરૂપે હુવું તે જ્ઞાનીનું શરીર રહેછે. ઉત્તરનાં આગામી તથા પૂર્વનાં સંચિત, એ બેહુ પાપઆદિ કર્મ તો તેનાં નાશ પામેછે અથવા તેને સ્પર્શ કરતાં નથી. વળી, સિંહ જાણીને શૂરવિરે રાત્રે બાણના ભાથામાંથી એક કાઢીને છોડયું, અને તરત બીજું કાઢી સંધાન કીધું, એટલે તરત વીજળી થઇ તે પ્રકાશથી જણાયું કે તે તો ગાય છે. તેથી દલગીર થઇ તરત પેલું સાંધેલું–તાકેલું બાણ ફેંકી દીધું. અને ભાથામાંથી હતાં તેટલાં બધાં બાણો નાખી દીધાં, પણ જે છુટી ગયું તે તો લક્ષ હશે ત્યાં જઇ વેધન કરશેજ, તેમાં ઉપાય નથી. તેમ ભાથાનાં બાણુસ્થાને સંચિત અને તાકેલું છે તે રૂપ આગામી એ બે કર્મ નાશ પામશે, પણ પ્રારબ્ધ કે જે ભોગવવા આ શરીર બંધાઇ ચુકયું છે, તે તો ભોગથીજ વિરામ પામશે. વળી બીજું દૃષ્ટાંત કહેછે કે, કોઇ મનુષ્યપાસે દારૂની બાટલી છે તેમાંથી એક ગ્લાસ પાધો. બીજું ભરી પીવાના વિચારમાં છે, એટલે કોઇ સજ્જને આવી તેનો તિરસ્કાર કીધો અને એવું નિષિદ્ધ કર્મ નહીં કરવા સમજાવ્યાથી હાથમાંનું ગ્લાસ ભરેલું ફેંકી દીધું તથા ભરેલી બાટલી પણ ફેંકી દાધી;

પણ જે એક પી ગયો તેનો નિશો તો ચઢશેજ. તેમ, પ્રારબ્ધ તો ભોગથીજ નિવૃત્ત થશે. તેથી પ્રારબ્ધની નિવૃત્તિની ઇચ્છા કરવી નકામી છે. અર્થાત્ મૃત્યુ પેહેલાંનાં દુઃખની નિવૃત્તિ માટે પ્રયત્ન કર્તવ્ય નથી, પણ મૃત્યુ પછીનાં આગામી દુઃખની નિવૃત્તિ કર્તવ્ય છે. તે ક્યારે થાય કે જ્યારે આગામી જન્મની નિવૃત્તિ થાય તોજ તે જન્મથી મર્ણ સુધીનાં દુઃખની નિવૃત્તિ થઇ શકે.

એક મહાત્માએ કોઇ દુઃખીને રડતો જોઇ કહ્યું કે,–ભાઇ! દુઃખથી શું ડરેછે. શું તું ડરેછે તેથી દુઃખ તને છોડી જશે કે?! ના, છોડે તેમ તો નથી, તો પછી ડરવાની જરૂર પણ નથી, અમુક ક્ષણે તે (દુખ) આવવાનું હશે તો આમથી આવ્યું તેવુંજ કાળના પ્રવાહમાં વહીને ચાલ્યું જશે તે ક્ષણે તે દુઃખ શોધ્યું જડવાનું નથી, માટે ડર નહીં. જે પેદા નથી થયો–જન્મ્યોજ નથી તેને કશું દુખ કે ભય નથી; માટે ભાઇ બાપુરે! એવુંજ યત્ન કર, કે ફરીથી માતાના ગર્ભમાં કેદી બની આવી જન્મવુંજ નહીં પડે, તો અભય રહેશે. માટે હવે તે આગામી જન્મ થાય નહીં તેને માટે શું કરવું તે કહે છે:—

આગામી (ભાવી) જન્મ છે તે ધર્માધર્મને આધીન છે. તે ધર્માધર્મનું કારણ રાગદ્વેષ છે. રાગદ્વેષ હોય તોજ ધર્મ–અને અધર્મ થાય છે. તેથી પ્રથમ તે રાગદ્વેષની નિવૃત્તિ કરવી જરૂર છે. તે રાગદ્વેષનું કારણ અવિદ્યા–અજ્ઞાન છે, તે અજ્ઞાનની વિવૃત્તિ થાય તો રાગદ્વેષ એની મેળેજ જશે. તનુ, પ્રસુપ્ત, વિચ્છિન્ન અને ઉદાર, એ ચાર પ્રકારના રાગદ્વેષનું અવિદ્યા ક્ષેત્ર છે. માટે તે અવિદ્યાની નિવૃત્તિનો ઉપાય પ્રથમ કર્તવ્ય છે. તે અવિદ્યા બે પ્રકારની છે; માયા, અવિદ્યા. ભગવદ્‌ભક્તિથી માયાની નિવૃત્તિ થાયછે, અને જ્ઞાનથી અવિદ્યાની નીવૃત્તિ થાય છે.

**दैवी ह्येषा गुणमयी मम मायादुरत्यया ।**
**मामेव ये प्रपद्यंते मायामेतां तरंतिते ॥**

પ્રભુ કહે છેકે, મારી માયા દૈવી અને ગુણમયી છે, તે દુઃખે પણ તરવી કઠણ છે, પરંતુ જેઓ મારે શરણે આવેછે તેઓ તેને તરે છે. અને—

**येषां त्वंत गतं पापं जनानां पुण्य कर्मणां ।**
**ते द्वंद्व मोहनिर्मुक्ता भजंतेमाम् दृढव्रताः ॥**

જેનાં પાપનો અંત આવી ગયો છે તે રાગદ્વેષાદિ દ્વંદ્વ મોહથી મુક્ત થઇને દૃઢપણે મને ભજેછે. માટે જ્યાં સુધી પાપ બળ્યાં નથી ત્યાંસુધી ભક્તિ નહીં થશે. તે ભક્તિ થશે તો જ્ઞાન થશે. **ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः ॥** પાપકર્મનો ક્ષય થયેથી પુરૂષને જ્ઞાન થાય છે. તે પાપ શાથી ક્ષય થાય? **धर्मेण पापमपनुदति ॥** ધર્મથી પાપ હણાય છે. **तस्मात् धर्मं परमं वदंति ॥** માટેજ ધર્મને શ્રેષ્ઠ કહેછે. તેથી પ્રથમ ધર્માનુષ્ઠાન કરે. મોક્ષ માટે ધર્માચરણની અપેક્ષા છે. પરંતુ ધર્મનાં સ્વરૂપનું જ્ઞાન નહીં હોય તો અધર્મને ધર્મ સમજી બેસે, અને અધર્મને ધર્મ માની બેસે તો ઉલટે રસ્તે ચઢી જવાથી ઉન્નતિને બદલે અવનતિ મેળવી, અર્થાત્ ઉંચે ચઢવાને બદલે નીચે ગબડી પડી દુઃખી થાય; પછી નાહક ધર્મને વગોવે. માટે ધર્મનાં સ્વરૂપનું જ્ઞાન નહીં હોય તો તે ધર્મનું અનુષ્ટાન કરી શકશે નહીં. માટે ધર્મની આવશ્યકતા છેજ. તે કારણથી ધર્મનાં સ્વરૂપ વિષે મહાત્મા હવે પછી કહેછે:—

પ્રકૃતિ અથવા અવ્યક્તના ઉપાસકો તે પ્રકૃતિમાં લીન થાય છે, અને ત્યાં ૧૦ મન્વંતર સુધી રહેછે. પછી જે રાગદ્વેષનાં બીજ સાથે લીન થયલા તે બીજ સાથે પાછા જન્મેછે. સાધુપુરૂષના રાગદ્વેષ તનુ (સુક્ષ્મ-ક્ષીણ થતા) હોય છે.

**प्रसुप्ता तत्व लीनानां तन्नवस्था तु योगिनान् ।**
**विच्छिन्नाश्चउदाराश्च क्लेशा विषय संगिनाम् ॥**

જે વિષયો ભોગવી રહ્યા છે તેમાં જે રાગ છે તે ઉદારાવસ્થાવાળો રાગ કહેવાય છે, અને બીજા જે વિષયો હાલ નથી ભોગવતો, તેમાં જે રાગ છે તે વિચ્છિન્નાવસ્થાવાળો છે, પણ કંઇ તે વિષયોમાં વૈરાગ્ય નથી. એ બેઉ રાગ સંસારી લોકના છે. એ ચારેનું ક્ષેત્ર અવિદ્યા છે તેને પ્રથમ મટાડવી જોઇએ. એકજ માયા બે ભેદવાળી છે. સત્વવાળી શુદ્ધા તે માયા, અને રજસ્ તમસ્‌વાળી મલીન છે તે અવિદ્યા છે. માયા જેના આશ્રયે રહેછે તેને વ્યામોહ કરતી નથી. ઇંદ્રજાળી પુરૂષ ધુળને વિષે ક્ષણમાત્રમાં આંબો કરી બતાવે છે તથા તરત પાછો ફેરી તેને આવેલો દેખાડે છે. તેથી બીજા બધા લોકની દૃષ્ટિને વ્યામોહ પમાડે છે, પણ તે પુરૂષને મોહ થતો નથી. વળી તે એક બાળકને દેખાડે છે, તેના કટકા કરી નાખે છે તેથી જોનારા લોકોને ત્રાસ થાય છે, અને તરત પાછો તે કટકાનો આખો બાળક કરી દેછે, તે જોઇ

લોક ખુશી થાય છે. તેમ, એવી માયા છે તે, જીવ કે જે અજ્ઞાન સ્વભાવવાળો છે તેને મોહ પમાડેછે. દોરડીનું જેને અજ્ઞાન છે તે તો ભ્રાંતિથી સર્પ જોઇ ગિરી પડેછે અથવા ભડકી ઉઠેછે, બીજાને તેમ થતું નથી. તે માયા અવિદ્યાની નિવૃત્તિ થાય તો આગામી જન્મ દુ:ખની નિવૃત્તિ થાય; પણ તે તો ભક્તિથી થાય છે તે વિષે ઉપર કહી ગયા. દોરડીનું ખરું સ્વરૂપ જાણવાથી, તેમાં પ્રતીત થતા ભ્રાંતિજન્ય સર્પની નિવૃત્તિ જેમ થાય છે તેમ, આત્મતત્વનાં જ્ઞાનથી અવિદ્યાની નિવૃત્તિ થાય છે. પણ તે ભક્તિ ક્યારે થાય છે કે જ્યારે પાપની નિવૃત્તિ થઇ જાય ત્યારે થાય છે. ખેડુત પ્રથમ તો વૃષ્ટિને એક બે માસ બાકી હોય ત્યારનું ખેતર ખેડી જમીન સાફ (બીજ ઉગી નિકળવા જેવી) કરી મુકેછે. જો સ્વચ્છ કીધા વગર બીજ નાખે તો સડી જાય, અથવા પક્ષીઓ ખાઇ જાય. તેમ, અંત:કરણનો કચરો કાંકરા પથરા નિકળી જાય અને સ્વચ્છ થાય તો જ્ઞાનરૂપ બીજ ઉગી નિકળેછે. હવે પાપ શાથી મટે છે તે કહેછે કે, ધર્મથી પાપ મટેછે. તે ધર્મનું સ્વરૂપ જાણવું બહુ કઠણ છે; કેમકે પંચ ઇંદ્રીઓ અને છઠી ઇંદ્રી મન છે તે છનો ધર્મ છે તે અવિષય છે. યુધિષ્ઠિરે ભીષ્મને ધર્મનું સ્વરૂપ પુછેલું ત્યારે કહેલું કે, ક્ષુરધારા (તરવાર અથવા અસ્ત્રાની ધાર) ઉપર ચાલવું જેમ કઠણ છે તેવું ધર્મનું સ્વરૂપ જાણવું કઠણ છે, તે કોણ કહી શકશે?! તેથી લોકો કેટલોક જે ધર્મ સમજેછે તે અધર્મરૂપ થઇ પડેછે, અને અધર્મ તે ધર્મરૂપ થાય છે. માટે ધર્માધર્મનો નિર્ણય ૠષિઓએ સમાધિમાં કરીને. વેદદ્વારા જે નિર્ણય થયલો તે ખુલાસેથી સમજાવીને કહે છે તેથી સમજાય છે. તે સર્વ વક્તાનો તાત્પર્ય એકજ છે. અનેક રસ્તા છે પણ ગમે તે રસ્તે મુંબઇ કે સુરતમાં અવાય છે તેમ, ગમે તે સરળ રસ્તે ઇષ્ટ સ્થાનેજ અવાય છે.

**धारणात् श्रेयः आदधाति इति धर्मः ॥** જેનાં અનુષ્ઠાનથી કલ્યાણ થાય છે તે ધર્મ.

મહુ. દર્પણ, તામ્રપાત્ર, ઘરમાં સ્થાપન કરવાથી ક્લેશ ઉપદ્રવ નથી થતો. એ સ્થાપનીય (ધર્મ) છે.

**कर्कोटक नागश्च दमयंति नळस्य ।**
**ऋतुपर्ण सुदेवश्च कीर्तनं कलिनाशनं ॥**
**पुण्यश्लोको नलोराजा पुण्यश्लोको युधिष्ठिरः ।**
**पुण्यश्लोको हरिश्चंद्र पुण्यश्लोको जनार्दनः ॥**

વગેરે, કીર્તન સ્મરણ કરવું, એ કીર્તનીય ધર્મ છે.

અગ્નિચિત્ ( અગ્નિહોત્રી બ્રાહ્મણ ), કપિલા ( ગાય ), ક્ષત્રિય ( યજ્ઞકર્તા અને ધર્મજ્ઞ રાજા ), ધર્માત્મા, વૈરાગી, ભિક્ષુ, સમુદ્ર, ગંગા, નર્મદા, તાપી, ગોદાવરી, સિંધુ, દેવ, માતા, વગેરે એ બધાં દર્શન માત્રથી કલ્યાણ કરનારાં છે. માટે દર્શનીય ધર્મ છે. કેમકે, તેથી પાપની નિવૃત્તિ થાય છે. ધર્મ તેવો નથી, પણ અનુષ્ઠેય છે તે વિષે કણાદ મુનિ કહેછે કે, **યતોભ્યુદય નિઃશ્રેયસ્ સિદ્ધિઃ સધર્મઃ ॥** જેનાં અનુષ્ઠાનથી પ્રેયસ્ અને શ્રેયસ્ ( કલ્યાણ ) થાય છે, તે ધર્મ છે. જૈમિની મુનિ કહેછે કે, **નોદનાલક્ષણોઽર્થો ધર્મઃ ॥** વિધિ વાક્યથી જે જણાયો જાય છે તે ધર્મ છે. તે અપૂર્વ વિધાથી જણાય અને તે અર્થ–કલ્યાણજનક હોય ( પણ તે અનર્થજનક ન હોય ) તે ધર્મ છે.

વિધિ ત્રણ પ્રકારની છે.–પાંચ પ્રમાણો છે તેનો જે અવિષય, તેને બોધન કરનાર, તે અપૂર્વવિધિ.

નિયમવિધિ, એટલે, ભાતને પ્રોક્ષણ કરી મુશળાથી ખાંડવું, એ નિયમ છે. પછી નખથી છોલે, પથરાથી કુટે, પણ તે વિધિ નહીં. ઇત્તરની નિવૃત્તિપુર્વક મુશળાથી કુટવું, એ નિયમ કહ્યો.

પરિ સંખ્યા વિધિ.–ઋતુકાળે પત્નિનો સંગ કરે, બીજે વખતે નહીં કરે.

શત્રુના નાશ માટે શ્યેનયજ્ઞ કરવાનું જોકે વેદ બોધિત છે, પરંતુ અનર્થજનક છે તેથી તે કર્તવ્ય નથી, એ ધર્મ નથી. નારાયણ તેલથી પક્ષાઘાત સારો થશે, એમ વૈદે કહ્યું, પણ તે તેલ કાઢતાં પાપ થશે તે ચિકિત્સાશાસ્ત્ર કહી શકતું નથી. માટે જે કલ્યાણજનક હોય તે ધર્મ છે.

સનાતન ધર્મ ક્યારે થયો તેની તારીખ અથવા દહાડોવાર કદીપણ મળે તેમ નથી; કેમકે તે અનાદિ સિદ્ધ વેદોક્ત છે. બીજા મુસલમાની, ઇસ્લામી, કબીરપંથી, વલ્લભાચાર્ય વૈષ્ણવ સંપ્રદાય, આર્યસમાજી, વગેરે ધર્મપંથાદિ વિષે પુછતાં પંદરસો, તેરસો, પાંચસો, આઠ, દસ કે બારસો, પચાસ, અથવા ન્યૂનાધિક જેટલાં વર્ષ થયાં હશે તેટલાં કહેશે. સનાતન ધર્મ તો નારાયણે નારદને કહ્યો, તેજ ગીતા અધ્યાય ૪માં કૃષ્ણે અર્જુનને કહ્યું છે તે પ્રમાણે પ્રભુએ વિવસ્વાન ( સૂર્ય ) ને, સૂર્યે મનુને, મનુએ ઇક્ષ્વાકુને કહ્યો. એ રીતે પરંપરા ચાલી આવી છે. પરમેશ્વર પ્રત્યેનો ખરો

પ્રેમ જો કેથે। હોય તો તે સનાતન ધર્મમાં છે. ચકલી બચ્ચાંને માળામાં મુકીને ચારો ચરવા જાય છે તેને આવવાની વાટ જેમ બચ્ચાં જોઇ રહે છે, અને સાંજે ચકલી આવેછે કે તેમને જેવો આનંદ થાય છે, તેવો પ્રેમ પરમાત્મા પ્રત્યે ભક્તનો હોય છે. તેજ રીતે ગાય ચરવા જાય છે તે સાંજે આવતાંજ વત્સ (વાછરડાં) ને જેવો પ્રેમ ઉલટે છે તેવો પ્રેમ પ્રભુ પ્રત્યે ભક્તનો છે. વળી જેમ, એક પુરૂષે લગ્ન કીધું અને પરદેશ ગયો, સ્ત્રીનાં માબાપ મરી ગયાં તેથી સાસરે આવી રહી. સાસુ સસરા મરી ગયાં ત્યારે એકલી પડી. તે રેંટીઓ કાંતી નિર્વાહ કરેછે. બહુ દુ:ખથી જ્યારે અકળાઇ ત્યારે ઘર લગાડી મુકી બળી મરવા વિચાર્યું. બાઇ પતિવ્રતા હતી. રાત્રે ચીહા ખડકી અગ્નિ લગાડ્યો. દ્વાર બંધ કીધાં. ચીહાને ત્રણ પ્રદક્ષિણા ફરી અગ્નિની પ્રાર્થના કરી તેમાં પડવા વિચાર કરેછે એટલામાં (બાર વરસે) બારણું ઠોકાયું. તે સાંભળી વિચારે છે કે રાત્રે બાર વાગે કોણ હશે. દ્વાર ઉઘાડી જોયું તો પોતાનો સ્વામિ, અહો!! આ વખતે તે સ્ત્રીને જેવો આનંદ-પ્રેમ ઉભરાઇ નિકળે, તેવો પ્રેમ પ્રભુ તરફ હોય તો તે, ભક્તનોજ તથા તે સનાતન ધર્મમાંજ છે. શ્રાદ્ધનો અર્થ, હાલના નુતન મતાવલંબી યુવકો કેટલાક એવો કરેછે કે, **श्रद्धया यत् क्रीयते दीयतेतत श्राद्ध** એટલે શ્રદ્ધાથી જે કરાય-અપાય છે તે શ્રાદ્ધ. તેવા લોકને પુછીશું કે, લગ્નમાં હરિ કીર્તન, નાચ તાન, વરઘોડો, ન્યાતી ભોજન વગેરે, મીજલસમાં હાર કલગી પાન ગુલાબ અપાય છે, તે બધુંજ શ્રદ્ધાથી થાય છે, તો શું એ બધું તમે શ્રાદ્ધ કીધું કે? તે વખતે તો તરત કહેશે કે, એ શું બોલોછો! લગ્ન છે, અહીં શ્રાદ્ધ કેવું હોય?! અર્થાત્, ના કહેશે. મનુ મહારાજ કહેછે કે, મૃત પિતરોને ઉદ્દેશીને તર્પણ બ્રહ્મભોજન, પિંડદાન, વગેરે જે ક્રિયા શ્રદ્ધાથી કરાયછે તે શ્રાદ્ધ છે.

પ્રશ્ન:—પુત્રનું કરેલું બાપદાદાને શી રીતે મળે, અર્થાત્ એક જણ અહીં બેસી કરે તે બીજાને ગમે તે પ્રદેશાદિ સ્થાનમાં શી રીતે પ્હોંચી શકે?

ઉત્તર:—શેઠનું સીધું છે. રસોઇ તો ભટ કરેછે, અને ખાય છે બીજા બ્રાહ્મણો, સગાં, સ્નેહી, નોકર ચાકરો વગેરે. તે કરનાર ભટ છે અને બીજા જેમ ભોગ લેછે, તેમ એકનું કરેલું બીજાને મળે છે. વળી બીજું:—જ્યોર્જ રાજાએ પચાસ લાખ રૂપીઆ કેળવણી માટે આપ્યા, તેથી હજારોને કેળવણી મળેછે તેમ બીજાને પોહોંચે છે. વળી

બ્રાહ્મણો ટપાલની પેટી છે અને તારનું વીજળીવાળું યંત્ર છે. તેમાં અન્ન અને (યંત્રમાં-) કટ કટ કટ કટ એવા સંકેત ધ્વનિ પડે છે તે કાગળ અને તાર જ્યાં તે મનુષ્ય હોય ત્યાં પોંચે છે, તે રીતે પિતૃને ઉદ્દેશીને કરેલું શ્રાદ્ધ (પિંડ-બ્રહ્મભોજન-દાન વગેરે) તે તે પિતરને પ્હોંચે છે. મનીઑર્ડરનો તાર અહીં કીધો. રૂપીઆ ભર્યા તે અહીંજ પડયા છે, છતાં જેના તેને પ્હોંચી જાય છે (બીજા રૂપીયા ત્યાં અપાય છે). તેવો તાર જોઈ મૂર્ખ તકરાર કરે કે, રૂપીઆ તો અહીંજ પડયા છે ને શીરીતે પ્હોંચ્યા; તો તેને ગાંડો કહી કાઢી મુકેછે. જે પિતૃઓ બ્રહ્મનિષ્ઠ હોવાથી મોક્ષે ગયા છે તેવાને માટે તો કશું કહેવાનું નથી (કર્તાને શ્રેયસ્ મળે, તે ઠીક છે.) પણ જે દટાયલા, અગ્નિથી બળેલા, જળમાં ગયલા, રસ્તે પડેલા, એવાઓમાંથી જેઓ સ્વર્ગ, બ્રહ્મલોક, વગેરે ઉર્ધ્વ લોકમાં ગયા હોય, તેઓને તે શ્રાદ્ધનું અન્ન, અમૃતરૂપ થઇને ત્યાં પ્રાપ્ત થાય છે. મનુષ્યાદિમાં ગયા હોય તો અન્નરૂપે તેને મળે છે, અને યોન્યંતર એટલે બીજી યોનિમાં ગયા હોય તો જેનું જે અન્ન હોય તે રૂપે તેને ત્યાં મળેછે. અર્થાત્, નાગ થયા હોય તેને, વાયુ તેનું અન્ન હોવાથી વાયુરૂપે, ગાય ઘોડા વગેરેમાં હોય તો ઘાસ, ખોળ, ગોળ, ઘી, કડબ વગેરે રૂપે મળેછે. રામચંદ્ર વનમાં ગયા પછી ભરત તેને મળવા નંદી ગ્રામમાં ગયા. ત્યાં પિતા દેહ છોડી ગયાની વાત કહી, તેવા તરત રામચંદ્ર ગંગાપર જઇ સ્નાન કરી અંજલિ પ્રદાન કરીને પછી પોતાને માટે (પોતાને ખાવાનાં અન્નરૂપ) ખાવાનાં જે ફળો હતાં તે લઇ વસિષ્ઠાદિ બ્રાહ્મણોને ભોજન કરવા બોલાવ્યા. સીતાને કહી મુક્યું કે તમે જળનો ઘટ ભરી લાવી રેડતા જજો, અને હું બ્રાહ્મણનાં ચરણો ધોઇશ. તેથી સીતાજી ઘડો ભરી લાવ્યાં. બ્રાહ્મણો આવ્યા તે જોતાંજ તરત સીતાજી ઘડો નીચે મુકી દૂર ચાલ્યાં ગયાં. તેથી પછી પ્રભુ રામચંદ્રે તે ઘડો લઇ સ્વહસ્તે બ્રાહ્મણોનાં ચરણો ધોયાં. પણ પછી જ્યારે સીતાને પુછ્યું કે, તમે કેમ જતાં રહ્યાં? ત્યારે સીતાજી હાથ જોડી ક્ષમા માગી બોલ્યાં કે, પ્રભો! મારા શ્વસુર દશરથ રાજાને મેં તે બ્રાહ્મણમાં જોયા તેથી જતી રહી હતી. કેમકે જેમણે મને ઉત્તમ અલંકાર યુક્ત જોયલી તેમણે મને વલ્કલ વસ્ત્ર પેહેરેલી જોઈ તેથી પ્રાણ છોડી ગયા; અને હવે તો દીલપર મેલ ચડેલી એવી જોઇ રખેને પાછા જતા રહે, તે ભયથી ખસી ગઇ હતી, તે ક્ષમા કરો. તાત્પર્ય કે, પુત્રાદિ પ્રજા પિતૃઓને ઉદ્દેશીને શ્રદ્ધાથી જે જે કર્મ ક્રિયા કરી અંજલિપ્રદાન, પિંડદાન, અન્ન વસ્ત્ર દ્રવ્યાદિનું

દાન આપેછે તે ઉપર દર્શાવેલી રીતે તત્તત્ પિતરોને પ્હોંચે છે તેથી શ્રાદ્ધાદિ ક્રિયારૂપ નૈમિત્તિક કર્મ છે (તથા અંજલિપ્રદાન જો સંધ્યા-વંદનાદિ નિત્ય કર્મ સાથે રોજ અપાયા કરે તો તે કર્તવ્ય કર્મ છે) તે ધર્મરૂપજ છે.

વળી, આધુનિક યુવકો નૂતન મત પંથનાં મિથ્યાભિમાની બનીને કહેછે કે, ઈશ્વર નિરાકાર છે તેને અવતાર લેવાની શું જરૂર? તથા ઇશ્વર अज અજન્મા છે તેનો અવતાર-જન્મ કેમ સંભવે? એવા પ્રશ્ન કર્તાને પુછીએ છીએ કે, બાવળને કાંટા શા માટે-શું જરૂર; મુખ ઉપર મુછ-કેશ લગાવવાની શી જરૂર; સ્ત્રીને શા માટે નહીં; પ્લેગની શી જરૂર; જર્મન સંગ્રામ ચાલ્યો તેની શી જરૂર હતી; ગુલાબનાં ફુલને કાંટાની શી જરૂર? એ વગેરે હજારો લાખો બધી જરૂરીયાતની તમે ખોજ કરી? કે એ પુછોછો? જો તે બધી બતાવી નહીં શકો તો, અવતારની શું જરૂર, એ પુછવાનો તમને શું હક છે?

આ રીતે તો ઉપલકજ ઉંચકીને તેવા પુછનારને યુક્તિથી દબાવી દેંકી દીધા. હવે શિષ્યભાવે અથવા નમ્રભાવે ખાસ સમજવા ઇચ્છનાર સુજ્ઞ જન માટે ખુલાસો કરાય છે.

બાદશાહે બિરબલને એજ ઉપલો પ્રશ્ન પુછેલો ત્યારે ઉત્તર આપવા છ માસ માગ્યા. બાદશાહનો એકજ પુત્ર થોડા વખતપર જન્મેલો તેવીજ આકૃતિનો મીણનો તઇઆર કરાવ્યો. ફરવા જવાનું કહી બધી કચેરી સાથે નાવમાં બેઠા. બિરબલ પણ ખાંધ ઉપર તે કર્ત્રીમ બાળકને લઇ આવી પ્હોંચ્યો, ને કહ્યું કે કુંવર રડતા હતા તેથી લાવ્યો, પણ ઉંઘેછે. નાવમાં બધા બેસી ચલાવ્યું. થોડેક જતાં બિરબલે તે મીણનો બાળક પાણીમાં મુકી દીધો અને તરત બુમ પાડી ઉઠયો કે, હાય! અરે કુંવર ગિર ગયા. બાદશાહ તે જોતાંજ તરત પોશાક સાથે નાવમાંથી કુદી પડયા. પેલો છોકરો આગળ તરતો જાય છે તેની પાછળ બાદશાહ છે. પકડી પાડી જુવેછે તો બનાવટ-મીણનો. તરત પાછા નાવમાં આવી બેસી ક્રોધભરી આંખે બિરબલને કહે, શું મારી મશ્કરી કરી? કેવી મોટી ભુલ?! બિરબલ પણ હુરકી ઉઠી બોલ્યો કે, હજુર! આપે કેસી બડી સાહસ કીની? કેમ? મેજીસ્ટ્રેટ, જમાદાર, ફોજદાર, સીપાઇ, હમે લોક, બધા મોજુદ છતાં આપ જાનસેં કયૂં કુદ પડા? હમ કીસીકું હુકમ કયું દીયા નહીં. બાદશાહ કહે, લડકા

મેરેકું બહોત પ્યારા હૈ, ઇસસે મેરા દીલ રહા ગયા નહીં. તરત બિરબલ કહે, આપકા જવાબ હો ચુકા. એસેહી ભગવાન (ઇશ્વર) કું ભક્તરૂપ લડકા બહોત પ્યારા હૈ. તેથી અનેક નોકરો છતાં જાતે અવતાર લઇ આવી રક્ષણ કરેછે. ઇશ્વર સર્વ શક્તિમાન છે તો તે ચાહે તેવા અવતાર પણ લઇ શકે, એમાં આશ્ચર્ય નથી.

**नायमात्मा प्रवचनेन लभ्यो नमेधया न बहुनाश्रुतेन ॥** એ આત્મા બહુ વ્યાખ્યાનાદિથી, બુદ્ધિથી કે બહુ શાસ્ત્ર શ્રવણથી મળતો નથી, પણ શુદ્ધ પ્રેમ ભક્તિથી ભક્ત જો તે પરમાત્માને શરણે જાય તો પ્રાપ્ત થાયછે.

**भिद्यते हृदयग्रंथि श्छिद्यंते सर्व संशयाः।**
**क्षयिंते चास्यकर्माणि तस्मिन्दृष्टे परावरे ॥**

તે પરાવર પ્રભુને જોતાં હૃદયગ્રંથી ભેદાઇ જાયછે, સર્વ સંશયો છેદાઇ જાયછે, તેનાં કર્મ ક્ષીણ થઇ જાયછે.

**इदं विष्णुर्विचक्रमे त्रेधापदं**०××એ વેદ વચન ત્રણ પગલાંથી બધું લઇ લેવા વિષેનો વામનાવતાર કહેછે. **इन्द्रोमायाभि पुरुप ईयते**०×બ્રહ્મા કમળથી થયા. એ વગેરે વેદમાં અનેક જગે અનેક અવતાર વિષે છેજ. (વધારે ખુલાસો ભક્તિ યોગમાંથી જોઇ લેવો.) ચોરી વગેરે કરનારા ગુન્હેગારોને કેદમાં નાખેછે. ત્યાં હજાર રૂપીયાનો પગારદાર દાકતર, તે સિક પડે ત્યારે દવા કરેછે. મેજીસ્ટ્રેટ, જડજ, અને ખુદ રાજારાણી પણ જેલમાં જાયછે. શામાટે? કેદીની બરદાસ બરાબર થાયછે કે નહીં, તેની તપાસ માટે જાયછે. તે બધા જેલમાંજ ગયાછે, પણ કેદીઓ તો દળવા, ભડવા, મજુરી કરવાની સજા ભોગવવા ગયાછે. અને બીજા જે ગયા તે તેઓપર દયાથી ગયાછે. બંધનમાં તો કેદીઓજ છે, બીજા કોઇ નથી. તેમ, સંસારમાં કર્મફળ ભોગવવા આવનાર જીવોજ બંધનમાં છે. ઇશ્વર અવતાર લઇ આવેછે તેને કર્મ બંધન નથી, તે તો દયા ખાતર આવેછે. વેદ શાસ્ત્રના કાનુન તોડવાથી સજા થઇ તે તો કેદીઓનેજ ભોગવવાની હોયછે. વ્યાસ, વસિષ્ટ, શંકર વગેરે તો ઉદ્ધાર કરવાસારૂજ આવેછે. **अजो नित्यः शाश्वतो यं पुराणो**० જીવ અજ-અજન્મા છે એટલે તમે બધા અજ છો, છતાં કેમ આવાં માંસમય શરીર ધરી બેઠા છો!? તેમજ ઇશ્વર પણ અજ છતાં લીલા તનુ ધરેછે. આકાશ નિરાકારજ છે, તેનાથી વાયુ, તેનાથી તેજ, તેનાથી જળ, તેનાથી પૃથ્વી, વનસ્પતિ

પર્વતાદિ દ્રશ્ય-આકારો થયા. આકાશથી છેક પાંચમા છઠ્ઠા પૃથ્વી પથરાદિ થયું. તે પથરો મારે તો માથું ફોડે. તે નિરાકારથી કેમ થયું તે જુવો. તેજ રીતે નિરાકારથી સાકાર થયું સમજો. અગ્નિ સામાન્ય પણે બધે વ્યાપક છે તે કંઇ કાર્ય કરી શકતો નથી, પણ દીવાસળી ઘસી કે પ્રકાશ થાય છે, દીવા, રસોઇ, વગેરે થાય છે. અગ્નિ હતો તોજ પ્રકાશ (વિશેષ રૂપે) થયો. એમ નિરાકારથી આકાર થાયછે. તેમાંથી આકાર-નામરૂપ લઇલો, તો નિઃઆકાર-નિરાકાર છેજ. માટે ઇશ્વર નિરાકાર છે, સાકાર છે, નીરાકાર છે **जले विष्णु स्थले विष्णु०** વળી—**आपो नारायणः साक्षात्०** તથા પીરાકાર છે. શ્રી કૃષ્ણે ગોવર્ધન તોળ્યો તે ગોવર્ધનધર શ્રી કૃષ્ણરૂપજ-પીરરૂપેજ ત્યાંથી પ્રકટયા. તથા ચીરાકાર છે. દ્રોપદીને દુઃશાસને સભામાં આણી. ત્યાં પાંડવવીરો નીચું મુખ ઘાલી બેઠા છે તે જોઇ પ્રભુની સ્તુતિ કરી, તેથી દુષ્ટે એક વસ્ત્ર ખેંચી કાઢયું તો બીજું વસ્ત્ર અંદર પેહેરેલુંજ છે. તે ખેંચી કાઢયું તો ત્રીજું છેજ. એમ ડુંગર વળ્યો. એ રીતે ઇશ્વિર અહીં ચીરાકાર પણ બન્યા તે જુવો.

પ્રલ્હાદ કહે, મને વિષ ભલે આપો, સર્પ વળગાડો, દરીઆમાં નાખો, અગ્નિમાં નાખો, પર્વતપરથી ફેંકી દો, ચાહે તે કરો, પણ મારા ઇષ્ટ પ્રભુમાંથી મારી પ્રીતિ છોડાવો નહીં. હિરણ્યકશિપુ કહે, હે પુત્ર! તું કહેછે કે મારો પ્રભુ બધે સર્વત્ર ભરપુર છે તો મને કેમ નથી જણાતો? પ્રલ્હાદ કહે. અજ્ઞાન પડદો-પડળ જેનાં નેત્રમાં છે તેને નથી જણાતો. વિરાટ સ્વરૂપ જોવાને અર્જુનને પ્રભુએ દિવ્ય ચક્ષુ આપ્યાં ત્યારે જોઇ શક્યો હતો. હિરણ્યકશિપુ સ્થંભમાં તરવાર મારવા જાય છે કે કડકડ ચડચડ અવાજે થઇને સ્થંભ ફાટયો અને નૃસિંહાવતાર પ્રભુએ દર્શાવ્યો હતો. શામાટે? ભક્ત પ્રલ્હાદનું રક્ષણ કરવાને માટે. હે સુજ્ઞજનો! તે માટેજ તમે પણ પ્રભુના પ્યારા લાડકા પુત્ર બનો-તેનામાંજ મન રાખી, તેનાજ ભક્ત બની, તેનુંજ યજન પૂજન કરી, તે પ્રભુમાંજ નમી જઇ, તદ્રૂપ થઇ રહેવારૂપ તમારો ખરેખરો સાચો ધર્મ બજાવો; તો તે પરમ કૃપાળુ પ્રભુ પણ તમારે માટે પડતું નાખી એકદમ પ્રકટી પડી તમને સંસાર ચક્રનાં ભવાટવિ ભ્રમણથી મુક્ત કરી પોતાની છાતીએ ચાંપી અભેદ ભાવને પમાડવા પોતાનો ધર્મ બજાવવાને ચુકશે નહીંજ; તે એટલે સુધી કે તમારે સ્થાને પ્રભુજ દેખાશે. વરસાદ થાયછે ત્યારે નવાં પાણી આવેછે. તે નવું પાણી જુનાં પાણીમાં

મળવાથી વિષ પેદા થાય છે. કુવા, તળાવ, ટાંકાં, નદીઓ વગેરેમાં તે નવાં જુનાનાં મિશ્રણથી તેમાંની માછલીઓ મરી જાય છે. તેમ, અસલ જુનાં આપણાં ભારત વર્ષનાં ઉત્તમ સિદ્ધાંતોમાં પશ્ચિમના નવા વિચારોનું મિશ્રણ થવાથી બહુ હાનિ થઇ રહી છે. છતાં તે નવા સિદ્ધાંતો હાનિકારક છે. પરંતુ મનને ખેંચેછે તેથી તેની તારીફ તે લોક કરેછે તે જોઇ આપણા લોક જુનાંને છોડવા બેઠા છે.

દીવો કરવાનાં મૃત્તિકાનાં કોડીયાં તેલ દીવેલ પીને રીઢાં બની મજબુત થાયછે તેથી તે વરસ સુધી અથવા લાંબો વખત ચાલેછે. તેમાં તેલ દીવેલ પુરો તે આખી રાત રહી શકે, અને એક બે પૈસાનુંજ બળે. વળી કંજળી મુકવાથી તેનું કાજળ થાય, તેની સુંદર શાહી બને છે. તે કાજળ આંખમાં આંજવાથી તથા શાહી વાપરવાથી આંખે રોશની-તેજ આવેછે, અને ગરમી કાપેછે. મસ્તકે તે કાજળ કે શાહીનું બિંદુ કરવાથી નજર નથી લાગતી, એમ પણ મનાય છે. તે દીવાથી લખનાર વાંચનારને ગરમી નથી લાગતી. કોડીઉં પડી જાય તો તેલ માત્ર જાય, જાદે નુકશાન પણ ન થાય. અને નવું જે ચાલી રહ્યું છે તે તો તેનાથી ઉલટુંજ, એટલે હાનિકારક, ભયપ્રદ, તથા વધુ ખર્ચવાળું છે. એક લૅમ્પ (Lamp) લાવશો તો ચાર પાંચ રૂપીઆ પ્રથમજ બેસશે. રાત બધી રાખો તો અડધી બાટલી તેલ બળી જાય છે. ચીમની ફુટી જાય તો કોડીઆં કરતાં દસ વીસ ગણી કીંમતની જાય, વરસમાં વળી તેવી ચીમની ઘણી ફુટે. વળી એ દીવાથી જાળાં બાઝે, ઘરમાં કાળું કાળું થઇ જાય, રાત્રે બળતી મુકીને સુઇ ગયા તો વખતે ભડકો ઉઠી આગ લગાડે તો પુરી ફજેતી. એના દીવામાં વાંચે, ભણે, લખે તો આંખે ચશ્મા જલદી લેવા પડે. લૅમ્પ તુટી પડે ને ભાંગે તો એકદમ ૪-૫ રૂપીઆ ગયા. તે જે માલમતા તણાઇ ગોદડાંપર પડે તે બાળી મુકી ગભરાટ પેદા કરાવે. માત્ર ભભકાથી મોહગ્રસ્ત બની મન તે તરફ ખેંચાય છે. તે મોહવશ થઇ શ્રીમંતાઇનું અભિમાન પુષ્ટ થતું રહેવાથી મોટી હાની થાય છે.

સ્ત્રીની ચુડી કોમળ છે, તેથી તેને સાચવવાને સાવધાની અને કાળજી રાખવી પડેછે. તેવું પાતિવ્રત્ય કોમળ છે, તેને સાચવવાને કાળજી રાખવી પડેછે. લગ્ન થયા પછી કંકણ દોરા છોડે છે ત્યારે પત્નિ પોતાનો હાથ પતિ તરફ લંબાવી સુચવેછે કે, હું કર્મબંધનમાં જકડાઇ ગઇ છું તેમાંથી, હે પ્રભો! તમે મને એવી રીતે છોડો કે જેથી

હું મુક્ત થાઉં,–મોક્ષ પામું. એજ રીતે પતિ પણ પોતાનો દોરો છોડવા પત્નિ તરફ હાથ લંબાવી સૂચવેછે કે, હે સ્ત્રી! તારાં પાતિવ્રત ધર્મથી તું એવી સત્ય માર્ગે ચાલજે કે ત્હારા સહધર્મિણીના સંસર્ગથી આપણે બેહુ કર્મબંધથી મુક્ત થઇ પરમ ધામમાં જઇએ.

બેહુના વિચાર સિદ્ધાંત એકજ હોવા જોઇએ. બે મળીને એકજ અંગ થાય છે તેથી યજ્ઞ, હોમ વગેરે ધર્મક્રિયામાં પત્નિને સાથેજ રખાય છે. ઇશ્વરે પોતાની ડાબી બાજુથી સ્ત્રી અને જમણી બાજુથી પુરૂષ બનાવ્યા, તેથી સ્ત્રીને વામા–અર્ધાંગના કહેછે.

સ્ત્રીનો પતિ મરી જાય તો તેણે પછી શ્રી હરિનેજ પોતાનો પતિ માની તેની સેવામાં સદા સપ્રેમ લાગી રહેવું. કદાપિ ભુખે મરે તોપણ બીજો પતિ ન કરે (જો પતિવ્રતા હોય અને વેદશાસ્ત્રની આજ્ઞા પાળી સ્વધર્મે રહેવા ચાહાતી હોય તો). તે વિધવાને પુત્ર ન હોય તો માતા પિતા ગુરૂજનની આજ્ઞામાં રહી બ્રહ્મચર્ય પાળે. એવા બ્રહ્મચર્યના દૈવી પ્રભાવથી ઘણાં સ્ત્રીપુરૂષો ઉત્તમ ગતિને પામી ગયાં છે. પૂર્વનાં પાપકર્મ હોયા વગર તો દુઃખ આવતુંજ નથી. તે પાપકર્મનાં ફળરૂપ વૈધવ્ય આ જન્મમાં આવ્યું તો પ્રારબ્ધ શેષ સુધી બ્રહ્મચર્યસેવન, વ્રત, જપ, તપ, વગેરે કરતાં રહી પુણ્ય સંચય કરે તો અતઃપર ઇષ્ટ ઉત્તમ સુખ મળવાનો સંભવ છેજ.

એક જણે મુસલમાનોને કહ્યું કે, મારી પાસે ખુદ મક્કાથી ખરા પેગંબરની કિતાબ આવી છે તેમાં લખ્યું છે કે, નિમાજ નહિં પઢો. બધા કહે, એમ હોયજ નહિં. બંદગી કરવાને કદી ના પડાયજ નહિં, ત્યારે તે કહે, જુવો. એમ કહી પાસેની અડધી લીટીપર આંગળી ડાબી રાખીને બતાવે છે કે, મત પઢો નિમાજ, x x બધા તાજુબ થયા. પણ એક સુજ્ઞ બહાદુર આવ્યા તેને પણ તે રીતે બતાવ્યું. તે કહે આંગળી ખસેડો. ત્યારે બોલ્યો કે તે નહિં બને. હુજ્જત કરતાં જોરથી ખસેડી કાઢી, તો ત્યાં તે ટુકની સાથેજ લખેલું કે,—જબ કે હો નાપાક. અર્થાત્, જ્યારે અપવિત્ર હો ત્યારે નિમાજ નહિં પઢો. તેમ, હાલ નવા મત–પંથાવલંબી લોક વેદશાસ્ત્રાદિમાંથી ફાવતું આવે તે પકડી લઇ આગળ ધરેછે અને ખરૂં ડાબી દેછે, તથા અર્થ પણ મરજી પ્રમાણે કરેછે, તેથી અજ્ઞ લોક ફસાઇ અવળે રસ્તે ચઢી જાય છે. માટે તે પ્રમાણે આર્યપ્રજા ખોટે રસ્તે ચઢી ન જાય અને સનાતન ધર્મનું રહસ્ય યથાર્થ સમજી

સરળ-સવળે માર્ગે ચાલી ઉન્નતિ મેળવે તેને માટે શૈવ તથા વૈષ્ણવાદિ સંપ્રદાયના પૂજ્ય, દયાળુ, વિદ્વાન, વિવેક-સંપન્ન, શ્રી આચાર્ય પુરૂષોએ, આલસ્યવશ રહી એક સ્થાને નિરાંતે પડી ન રહેતાં, સ્વપુરૂષાર્થથી કટિબદ્ધ થઇ સતત્ પ્રયત્ન કર્તવ્ય છે; એમ પૂજ્ય પુરૂષવરો તથા સત્યશોધક વીર-જન-સમુદાય ડિંડિમ નાદથી પોકારીને કહી રહ્યા છે.

મોટાભાઇની સ્ત્રી છે તે, નાનાભાઇની માતા તુલ્ય છે. અને નાના-ભાઇની સ્ત્રી છે તે મોટાભાઇને પુત્રવધૂ જેવી છે. સીતાએ ચિત્રકુટપર પોતાના અલંકારો ફેંકી દીધેલા, તે જ્યારે રાવણને મારીને સીતા સાથે આવ્યા ત્યારે સુગ્રીવ ઓળખવા આપ્યા. તે વખતે લક્ષ્મણ કહે. કુંડલ, કંઠી, કડું કે બંગડી વગેરે બીજું તો હું કંઇ જાણતો નથી. માત્ર એ માતાજીનાં ચરણોમાં હું નમતો ત્યારે નુપૂર જોતો, તેજ ઓળખી શકું છું કે એ માતાજીનાંજ છે. જુવો, આ ધર્મનિષ્ટ દિયરની પદ્ધતિ.

એક પુત્રીનો પતિ ગુજરી ગયાનો પત્ર જોઇ તેની માતા કપાળ કુટેછે. પુત્રી આવી તેને કહેછે કે ફૂટયું. એટલે હાલના નવીન મત-વાળો બાપ આવ્યો. તે કહે, તેમાં શું. મરવા દે, છાને ગયો. બીજો પતિ થશે. કાલે મીટીંગ કરશું. બીજે દહાડે મીટીંગ ભરી. વરમાળ લઇને છોકરીને બોલાવેછે પણ તે આવતી નથી. તેડવા મોકલી ના રડેછે. બાપ ગયો અને લાત મારી ઉઠાડી. માળા લઇ સભામાં આવી બધે ફરી વળી. બાપ કહે, કેમ ? ગમે તે વર પ્રસન્ન કર, અને તેને પહેરાવી દે. બીજી વાર પણ ફરીને આવી ઉભી. ફરી બાપે ધુસ્સો કરી કહ્યું. ત્યારે ત્રીજી વાર ફરી આવી તરત બાપની ડોકમાં નાખી દીધી. બાપ બુમ પાડી ઉઠયો કે, હાં હાં, એ શું કરેછે, હું તો તારો બાપ છું. છોકરી કહે, બાળક વયમાં બાપે ગુહ્યસ્થાન જોયું હોય, કે પછી યુવાના પ્રારંભથી પતિ જોઇ શકે, ત્રીજો કોઇ જોઇ ન શકે, તેથી આપ વગર બીજો ઉપાય નથી. વિદ્વાનો પણ સભામાં પ્રેક્ષકરૂપે હાજર હોવાથી બાપનું મુખ નિસ્તેજ થઇ ગયું. અને ખરા ધર્મવીર પ્રેક્ષકોએ, તે બાપને તિરસ્કારના પોકારથી ધુળ કાંકરારૂપ શબ્દોવડે વધાવી લઇ, તે પુત્રીને અતિ પ્રેમ ભર્યાં ધન્યવાદના મહા દિવ્ય ઘોષ ગર્જનારૂપ પુષ્પોની વૃષ્ટિથી વધાવી લઇ, ધન્ય એવી ભારતની પતિવ્રતા દેવી, તારો જય થાવ, જય થાવ, એવા આનંદ ઘોષ કરતા સ્વસ્થાને જવા પ્રવૃત્તિ કરી.

પતિનાં ચરણની સેવા એજ સ્ત્રીને માટે તો કર્તવ્ય છે. તેણે તો એમજ જોવું કે, મારો પતિ છે તેજ એક પુરૂષ આ જગતમાં છે,

બાકી બધી સ્ત્રીઓજ છે. એ રીતે અનસુયા માતાએ સીતાજીને શિખામણ આપતાં કહ્યું છે. એનાથી ઉતરતી પંકિતની બીજા નંબરની સ્ત્રી હોય તેણે એમ જોવું કે, મોટા પુરૂષો તે બાપ તુલ્ય અને ભાઇ તુલ્ય છે અને નાના હોય તે બધા બચ્ચાં-બાળક તુલ્ય છે. સ્ત્રી જો અન્ય પુરૂષનો સંગ સેવેછે તો વિધવા થાય છે.

પૂર્વના પાપરૂપ પ્રતિબંધથી વિધવા થઇ હોય તેણે શ્રી હરિનેજ એક પુરૂષ, આ જગતમાં જોવા, બાકી બધાંને સ્ત્રીરૂપે જોવું તો તે તપ પ્રભાવે ભાવિ જન્મમાં ઉત્તમ પતિની પ્રાપ્તિ સાથે શ્રેષ્ઠ વૈભવ સુખ મળવા સંભવ છે.

પાશ્ચિમાત્ય મતાવલંબી મૂર્ખ લોક કહેછે કે, સ્ત્રી પુરૂષનો સરખો હક છે. પુરૂષ ચાર સ્ત્રી પરણી શકે તો સ્ત્રી શા માટે બીજા પતિ ન કરે? તેવા લોકને મહાત્મા ધર્મજ્ઞ પુરૂષ ઉત્તર આપેછે કેઃ-મરઘા ( નર ) ને કલગી હોય છે, મરઘીઓને નથી. પુરૂષોને મુછ હોય છે, સ્ત્રીઓને નથી. ગાય ગરીબ નરમ છે, બળદ જોરાવર છે તે ભાર વહન કરેછે. સ્ત્રી નવ માસ ગર્ભ ધારણ કરેછે, પુરૂપ બે માસ પણ ગર્ભ ધારણ કરી શકે તેવો જડતો નથી. શેઠ અગર રાજા ઘોડા ઉપર છ માસ સ્વારી કરેછે, પછી ઘોડો તે શેઠ કે રાજા ઉપર છ માસ બેસવા માગે તો તે બનતું નથી. ત્યારે સરખો હક કહેનાર કેટલી ભારે ભુલ કરેછે તે સહેજ સમજાય તેવું છે.

યોગીને સંયમથી જે શકિત-બળ આવેછે તે પતિવ્રતાને માત્ર પતિ સેવા પરાયણ રહેવાથી આવેછે. એક સ્ત્રીના ખોળામાં પતિ સુતા છે. બાળક પુત્ર રમતો રમતો આવ્યો તે યજ્ઞકુંડમાં પડવાની તઇઆરી છે તે સ્ત્રી નજરે જોઇ રહીછે, પણ પતિની નિદ્રાનો ભંગ કરી દુઃખ ન આપવું, એ પોતાનો ધર્મ છે તે સતિ જાણેછે તેથી ઉઠી શકતી નથી. પુત્ર એકદમ અગ્નિકુંડમાં પડયો. પરંતુ સતિના શાપના ભયથી અગ્નિની મગદુર નહીં કે દઝાડે. તેથી પુત્ર તે કુંડમાં પડ્યો રમેછે. **हुताशनश्चंदन पंक शीतलः** અગ્નિ છે તે શીતળ ચંદન જેવો બની રહ્યો. પુત્ર સલામત રહ્યો. પતિ ઉઠયા પછી તેને ઉઠાવી લીધો. એ પતિવ્રતાનો પ્રતાપ છે.

ધર્મ રાજા સત્યવકતા હતા. તેથી શરીરને વજ્ર જેવું શી રીતે કરવું તે ઉપાય દુર્યોધને પુછવાથી કહેલું કે, સતિ ગાંધારી-તારી માતા નેત્રપરનો પાટો છોડી તને નગ્ન સ્થિતીમાં જોશે તો વજ્રવત્ થશે. તે

રીતે બનીને માતા પાસે જતાં શ્રી કૃષ્ણે રસ્તે મળીને સમજાવ્યો કે શરમ નથી આવતી કે? છેવટ ફુલનો તંગીઓ પેહેરીને ગયો. તેને માતાએ જોઈ કહ્યું કે, રસ્તે કૃષ્ણ મળેલા કે? દુર્યોધન કહે, હા માતા. ઠીક, જા, આ તંગીઆથી ઢંકાયલી જગે તારૂં મરણ છે. તરત પાટો બાંધી દીધો. ફરીથી નગ્ન આવવા પુછ્યું તો કહે, ના, વાત ગઈ. પણ તે કૃષ્ણે મારા ૧૦૦ પુત્રોને મરાવ્યા માટે શાપ દીધો કે છપન કોટી જાદવ બધાએ માંહોમાંહે કપાઇ નાશ પામશે. આવું બળ શ્રી કૃષ્ણને પણ શાપ આપવાનું તે કોનું? પતિવ્રતા સ્ત્રીનું હતું. ધન્ય એવી માતાને!!

અસભ્ય જેવા કેટલાક પુછેછે કે, પુરાણો અરાડ શા માટે? તેવાને સંત મહાત્મા ઉત્તર આપેછે કે, પાંચ કે દશ પુરાણ કરતે તો પણ પ્રશ્ન તેવો કરતે. પચીસ કીધાં હોતે તો પચીસ શા માટે, એમ પુછતે. જે કહીશું તેમાં "કેમ" તો ઉભુંજ રહેશે. તો તેમ ૧૮ છે. હવે સભ્યજનો માટે ૧૮ હોવાનું કારણ કહેછે. ગીતાના અધ્યાય ૧૮ છે. ભારતનાં પર્વ ૧૮ છે, અને પુરાણ પણ ૧૮ છે. કેમકે દસ ઇંદ્રી, પંચ પ્રાણ, મન, બુદ્ધિ, અહંકાર, મળી ૧૮ છે તેનાથી થતાં પાપનો નાશ કરવાને પુરાણ, પર્વ, ગીતા અધ્યાય, વગેરેની સંખ્યા ૧૮ની છે. તે બધાંમાં ધર્મ વિષે સવિસ્તર કહેલું છે તેનું રહસ્ય સમજી ધર્મ પરાયણ થવું.

પિતા, રાજા, અને ગુરૂ, એ ત્રણ ઇશ્વરરૂપ છે અને તે રક્ષક છે. બ્રહ્મા, વિષ્ણુ, શિવ (રૂદ્ર) રૂપે તે ત્રણ છે. ઉત્પન્નકર્તા પિતા હોવાથી તે બ્રહ્મા રૂપ છે. **नाविष्णुः पृथ्वी पतिः** વિષ્ણુના અંશ વગર રાજા થતો નથી, તેથી રાજા છે તે વિષ્ણુરૂપ હોઇને પ્રજાનું પાલન કરેછે. તે વિષ્ણુ ક્ષીર સમુદ્રમાં રહી ક્ષીર–દુધને માતા, ગૌ, વગેરેનાં સ્તનમાં અર્પેછે તેથી બાળકનું–જગતનું પોષણ થાય છે. ગુરૂ છે તે બ્રહ્મવિદ્યાનું પ્રદાન કરી તે દ્વારા જન્મમરણનો–અહં-મમત્વનો–દેહાત્મ બુદ્ધિનો સંહાર કરી અભય–અમૃતત્વ આપેછે તેથી ગુરૂ છે તે શંકર–શિવરૂપ છે.

થર્ડ કલાસની ટીકીટ કરાવીને ફર્સ્ટ કલાસના ડબામાં બેસી જાય છે તેને ગાર્ડ, પોલીસ, વગેરે ધક્કો મારી ઉતારી પાડેછે, ને ગુન્હેગાર ઠરાવી સજા કરાવે છે. તેમ, જેઓ શુદ્રમાં જન્મીને બ્રાહ્મણ બની બેસે છે તેની તેવીજ દુર્દશા થવા સંભવ છે. ગધેડી ગૌ નથી બનતી. ઉંટનો

અશ્વ કે હાથી ન બને. બધી મનુષ્યજાતિ એક છે ખરી, પણ તેમાં અવાંતર ચાર વર્ણરૂપ જાતિ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર. વૃક્ષજાતિ બધી એક છે ખરી, પણ અવાંતર જાતિ અનેક છે. આંબો છે તે લીમડો ન બને, બાવળ કદી આંબો કે કેળ ન બને. તે જાતિ જે હોય છે તે બદલાતી નથી, તેમ બ્રાહ્મણ વગેરે જે જાત હોય તે બદલાતી નથી. પશુમાં પણ બધાંની પશુજાત એક ખરી, પણ ગધેડા, ઘોડા, ખચ્ચર, ટટ્ટુ, ગાય, ભેંસ, વગેરે અવાંતર જાતિ ઘણી છે. પક્ષીજાતિમાં પણ તેમજ છે. પોપટ કદી કાગડો નહીં થશે કે કાગડા, ચકલાં, કબુતર છે તે બદલાઇ પોપટ હંસાદિ નહિં થશે. પત્થરની જાત પણ બદલાતી નથી. બધા હીરા નથી થતા. બ્રાહ્મણ જાતિ છે તે ચમારને ત્યાં ખાવાથી ભ્રષ્ટ થશે ખરો, પણ જાત કંઇ બદલાશે નહિં. ઉન્નતિ કરવી એટલે નીચેથી ઉપર લઇ જવું. તે ઉન્નતિ કરે એવું શું છે? ધર્મ. અર્જુન યુદ્ધ માટે શ્રીકૃષ્ણને તેડવા ગયલા ત્યારે પગ આગળ બેસીને, સેના વગેરે કશું નહિં માગતાં વગર હથિયારવાળા પ્રભુનેજ ઇચ્છી કહ્યું કે, મારે આપનીજ જરૂર છે. હારીશ તો આપની અપકીર્તિ થશે, ને જીતીશ તો મારી સુકીર્તિ થશે (આપની સહાયરૂપ યશને અવલંબીને). તેમ, આપણે દશે ઇંદ્રિની દોર–લગામ પ્રભુને હાથ સોંપી દો, પછી જય ન થાય તો તેને નામોશી છે. જય થશે તો આપણી ઉન્નતિ છે.

યુદ્ધ પ્રસંગે ભીષ્મે દુર્યોધનને કહેલું કે, ભીષ્મ જો ધુસ્સે થઇ પોતાનું તેજ સંભારે તો એક દિવસમાં ૧૮ અક્ષોહિણી સૈન્ય નાશ કરે. દ્રોણ પણ એક દિવસમાં, દ્રૌણી (અશ્વત્થામા) ત્રણ કલાકમાં, અને અર્જુન ક્રોધમાં આવે તો એકજ બાણથી નાશ કરે. ભીષ્મે અર્જુનને ખૂબ ગભરાવી મુર્છા પમાડયો, ત્યારે હનુમાનજી ધ્વજાથી ઉતરી મોટો પર્વત ઉપાડી લાવ્યા તે ભીષ્મે જોયું કે કૌરવ સૈન્ય બધું ચુરી નાખવા આવ્યો છે. તરત એક બાણથી તે પર્વતની ભુરચી કરી નાખી અધર કયાં ઉડાવી દીધી તે જોતાં મારૂતીને હાથ કટકી પણ જડી નહિં. અને મારૂતીને ફેંકયા સમુદ્ર તટ ઉપર. શસ્ત્ર નહિં ધરવાની પ્રતિજ્ઞા છતાં કૃષ્ણ જ્યારે રથથી ઉતરી ચક્ર (પૈડું) પકડી ભીષ્મ સામે દોડયા ત્યારે હાહાકાર થઇ ગયો. ભીષ્મ હસ્યા અને કહેછે કે, છોડો પ્રભો! હવે જુવો શું? તે વખતે કૃષ્ણે ભીષ્મની બહુ સ્તુતિ કરીછે, કે શાબાસ–ધન્ય છે, ધન્ય છે, તાત્પર્ય કે, જો કાંઇ કામ કીધું છે તો old Fashion જુની ઢબના

પુરૂષોએજ કીધું છે. એવા અનેક રાજાએ ધર્મ રાખ્યો છે. નવી ફેશનથી ધર્મને ધક્કો Shock લાગે તે જુના સહન કરી શકતા નથી.

શૂદ્રની ઉત્પત્તિ થઇ, એમ સાંભળીને તેવા આધુનિક શૂદ્રો બડબડી ઉઠેછે કે શું હમે જુતી પહેરવાનાં ચરણથી થયા અને બ્રાહ્મણ મુખમાંથી થયા કે?! પરંતુ શૂદ્રને તો ચરણથી થવામાં ધન્યવાદ ઘટેછે; અને વળી બ્રાહ્મણ જેવી સંધ્યા વેદાધ્યયનાદિ કર્મકાંડની ઉપાધિરૂપ ખટાટોપની પીડા નથી તેથી બ્રાહ્મણ કરતાં ભાગ્યશાળી કેમ નહિં કહી શકાય કે? શ્રીહરિનાં ચરણ સ્પર્શ માટે તો બ્રહ્મા, ઋષિમુનિ, ભક્તજનો વગેરે મહા પુરૂષો ઇચ્છા કરેછે. વળી ખુદ લક્ષ્મિજી તો અહર્નિશ ચરણનીજ સેવા કરતાં રહેછે. તેથી ચરણનું મહાત્મ્ય તો ઘણુંજ અવર્ણનિય હોવાથી ત્યાંથી થનાર પણ શું ઓછા પ્રસંશાપાત્ર હોય કે? નહિંજ. તો બબડવાનું કારણ નથી પણ ખુશી થવાનું કારણ છે, એમ માનવું તેઓને સંભવેછે.

એકજ શરીર છે તેમાં કંઈ વિભાગ નથી. પગમાં કાંટો વાગ્યો હોય તો નીચો વળી આંખ માથું હાથ તે ઉપર કામે લાગી જાય છે. પગ નીચા છે તો હાથ, માથું, આંખને તેની શી ગરજ! પરંતુ એકજ શરીર છે. એમ છતાં બ્રાહ્મણ થવાનીજ ઉત્કટ ઇચ્છા હોય તો વિશ્વામિત્રના જેવું પુરૂષાર્થ કરો. નાની ઝુંપડીવાળા વસિષ્ઠે વિશ્વામિત્ર રાજાને બધી કેટલાક લક્ષ સેના સાથે નિમંત્રણ કરી ભાવતાં ભોજન જે ગઉમાતાના પ્રતાપે આપ્યાં તે ગાય લઇ જવાને બળ વાપરવા ગયા, ત્યારે તેમાંથી અનેક યોદ્ધાઓ નિકળીને સેનાનો નાશ કીધો. તે વખતે તેની ખાત્રી થઇ કે ક્ષત્રીનાં બળ કરતાં બ્રહ્મબળ અપાર છે, કે જેને સેનાની જરૂર નથી, માત્ર સંકલ્પ બળથી બધું મેળવેછે, માટે બ્રહ્મતેજ મેળવવું. તે ઉપરથી અનેક હજાર વર્ષ તપ કરી છેવટ રાજર્ષિ પદમાંથી નમ્રત્વ આવતાં બ્રહ્મર્ષિ થવાનો વખત આવ્યો.

અન્ન જેવું હોય તેવું મન થાય છે. માટે સાત્વિક અન્ન લેવું, તથા સાત્વિક મનુષ્યનું અન્ન લેવું, તો મન સાત્વિક થાયછે.

જનોઇના ૯૬ તાર થાયછે, કારણકે વેદના ૧ લક્ષ મંત્ર છે. તેમાં કર્મ કાંડના ૮૦ હજાર, ઉપાસના કાંડના ૧૬ હજાર મંત્ર છે. તે મળી ૯૬ હજાર મંત્ર ૯૬ તારમાં પ્રોવાયલા છે. અને સંધ્યોપાસના વેદાધ્યયનાદિ ઉપાસનામાં પરિપક્વ થયા પછી એટલે સ્વવર્ણાશ્રમોચિત

સ્વધર્મ પાલન પૂર્વક બ્રહ્મચર્ય પાળી ગ્રહસ્થાશ્રમ ભોગવીને વાનપ્રસ્થાશ્રમ સેવે. ત્યાર પછી ચતુર્થાશ્રમ (સન્યાસ) સ્વિકારે તે વખતે જનોઇનો ત્યાગ કરે. ત્યાર પછી તેણે બાકી રહેલા ૪૦૦૦ મંત્ર જે જ્ઞાનકાંડના છે તેનું શ્રવણ મનન અધ્યયન કરે.

પવિત્ર બ્રાહ્મણે કપાસમાંથી રૂ કાઢીને સ્વહસ્તે કાંતીને વિધી-પૂર્વક તાર કરીને જનોઇ બનાવ્યું હોય તે શ્રેષ્ઠ કહેવાય છે, તે ૯૬ તારના વણીને ૩૨ બત્રીસના ત્રણ કરેછે. તે બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્રરૂપ ત્રણ કહેવાય છે. તેમાં બ્રહ્મગાંઠ આવેછે. ટૂંકમાં કહીએ તો એવું જનોઇ છે તે ૐકારરૂપ છે. તે ૐ બ્રહ્મની ઉપાસના માટે સંકેત છે.

શંખ અને લિખિત બે ભાઈ હતા. એક દિવસ બાગમાં એક સુંદર મોટું ગુલાબનું ફુલ હતું તે દેવને માટે નાનો ભાઈ લાવેલો. તે છાબમાં પડેલું. મોટા ભાઇએ સંધ્યા વખતે સૂર્યને અર્ધ્ય આપવા લીધું. પછી નાનાએ આવી જોયું તો પુષ્પ કોઇ ચોરી ગયલું જણયું. તેથી તેણે ઠરાવ્યું કે આ ચોરને યોગ્ય સજા કરવી. શાળામાં બે ભાઇ મળ્યા, ત્યાં મોટાએ નાનાને કહ્યું કે, ભાઇ! આજે મેં તમારો અપરાધ કીધો છે તેની ક્ષમા આપજો. પુષ્પ સુંદર હતું તે મેં અર્ધ્યમાં લીધું હતું. હવે પેલાએ તો સજા કરવા ઠરાવેલું, તેથી ગુંચવાયા. તરત મોટા ભાઇ કહે, બહુ, સારૂં થયું. મારે ભારે દંડ ભોગવવો પડે તે કરતાં અહીંજ સજા ભોગવી લેવી તે સારૂં છે. વાર નહીં કરો. શાસ્ત્રાજ્ઞા પ્રમાણે કાંડાં કાપી નાખ્યાં. બીજે દહાડે અર્ધ્ય આપવા જતાં હાથનાં કાંડાં નથી તેથી સૂર્ય સામું ઉભા રહી પ્રાર્થના કરી કે, પ્રભો! લાચાર છું. પણ મારાં નેત્રમાંથી અશ્રુ પડેછે તે અર્ધ્યરૂપે માની લેશો. એટલે તો કાંડાં ફુટી નિકળ્યાં અને હતા તેવા હાથ થયા તેથી અર્ધ્ય રીતસર આપ્યા. તાત્પર્ય કે, શુદ્ધ પ્રેમ અને સત્યતાથી સંકલ્પ બળ એવું થઇ ઇષ્ટ સિદ્ધિ થાય છેજ, તેમાં આશ્ચર્ય જેવું નથી.

એક બ્રાહ્મણ વનમાં ઝુંપડીમાં રહી અધ્યયન કર્યા કરે. એક દિવસ ત્યાંથી રાજા જતો હતો તે અશ્વથી ઉતરી તેની પાસે સામો આવી બેઠો, તે વખતે પાનું લઇ તેમાં એવો પ્રેમરસમાં ડુબેલો હતો કે તેણે રાજા સામું જોયું પણ નહીં. પણ તે બ્રાહ્મણની સ્ત્રીએ વિવેક કરી બહુ માનપાન આપ્યું. રાજાએ પેલા બ્રાહ્મણને કહ્યું કે હું દાન આપવા આવ્યો છું, માટે આપ માગો. પેલાએ પાનું આપી કહ્યું કે,

આટલી પંક્તિ લગાવી દો. રાજા કહે, એ હું નથી જાણતો, તમે કંઇ દ્રવ્ય માગો. બ્રાહ્મણ કહે, મને રોજ બપોરે, આ પતિન છે તે, ચોખા-દાળ તઈઆર આપેછે. વનમાં બહુ ફળ ફુલ વગેરે છે, એટલે દ્રવ્યને મારે શું કરવું છે? એવા ઇચ્છા રહિત નિર્લોભી બ્રાહ્મણ પૂજ્યત્વ સહિત ધન્યવાદને પાત્ર છે.

પ્રેમ અને સંપ છે ત્યાં લક્ષ્મી છે. પુત્રો આજ્ઞા પ્રમાણે વર્તનારા છે ત્યાં લક્ષ્મી છે; કુસંપ અને ઇર્ષા છે ત્યાં નથી. એક કુટુંબને કોઇ પક્ષીએ બતાવ્યાથી દ્રવ્ય મળ્યું. તે કુટુંબ પ્રેમી, સંપીલું, અને વડીલની આજ્ઞા પાલક હતું. તેને શ્રીમંત થયલું જોઇ તેના પડોસીએ હકીકત જાણી લઇ તેજ વડતળે મુકામ નાખ્યો અને પક્ષીને કહ્યું કે, બતાવ, નહીં તો તને મારીશું, પણ એ કુટુંબ કુસંપવાળું હતું. લોટ લાવવા બાપે આજ્ઞા કરી ત્યારે છોકરો કહે, તમે લાવો. તમે થાક્યા તેવો હું થાકયો છું. બીજાને કહ્યું તો તે કહે તમારા પગ છે કે નહીં? આવી બેઅદબી સાથે કુસંપ જોઇને પક્ષી કહે, જાવ, જાવ, તેતો મને મારનારા ગયા. તમે જશો નહિં તો તમેજ મરાઇ જશો–ખાવાનું ભુલી જશો તમેજ ખવાઇ જશો. તાત્પર્ય કે, આજ્ઞા થતાંજ પ્રેમથી ઉઠાવી લેનાર–સ્વધર્મપરાયણ પુત્ર, પુત્રી અને સ્ત્રી હોય તો તે કુટંબ સુખી થાય છે.

વેદોક્ત જે સનાતન ધર્મ છે તે રૂપ એક વર છે અને બ્રહ્મવિદ્યા-રૂપ કન્યા છે. તે એનું લગ્ન થાય છે તે વખતે પ્રેમરૂપ સુંદર પકવાન્ન ખાવા માટે હોય છે. તે ખાધા પછી મંગળ ગીતો ગવાય છે. તે, હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે; હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે. એ નામ સ્મર્ણ કિર્તન ભજન ગાવાં, એ ગીત વાજીંત્રાદિ સમજો. **रमंते योगिनो अस्मिन्** જેને વિષે યોગીઓ રમણ કર્યા કરેછે તે રામ. વળી **रमंते सर्वाणिभूतानि अस्मिन् सरामः ॥** જે સર્વત્ર વ્યાપક રામમાં બધાં પ્રાણીમાત્ર રમી રહ્યાં છે, એવા રામનું ખરૂં સ્વરૂપ પોતાના આત્મત્વે ઓળખ્યું છે જેણે તે બધુંજ કરી ચુકયો છે.

**स्नातं तेन समस्त तीर्थे सलिलं दत्तापि सर्वाऽवनीम् ।**
**यज्ञानांच कृतं सहस्रमखिलां देवाश्च संपूजिताः ॥**
**संसाराश्च समुधृता स्वपितरः त्रैलोक्यपूज्यो असौ ।**
**यस्य ब्रह्म विचारणे क्षणमपिस्थैर्यं मनः प्राप्नुयात् ॥**

કૃષ્ણ શબ્દનો અર્થ સત્‌ચિદાનંદ સ્વરૂપ છે, તથા બીજી રીતે **कर्षति अरीन् शत्रून् सकृष्णः ॥** બહારના અને અંતરના કામ, ક્રોધ, લોભ, મોહાદિ શત્રુઓના તાપ-દુઃખ મટાડેછે-કૃષ્ણ નામ સ્મરણથી તે શત્રુ-ઓના તાપ મટેછે. હવે હરિ શબ્દાર્થ કહેછે. **हरति सर्वाणि पापानि** સર્વ પાપને હરિ લેછે તે હરિ-સર્વ પાપમાત્ર હરાઇ જવાથી પોતે નિષ્પાપ-જ્ઞાનસ્વરૂપ થયો. તે જ્ઞાનરૂપ શ્રીહરિજ હોવાથી હરિરૂપજ રહ્યો. એટલે પાપને હરી લઇને પોતારૂપજ કરેછે, એ અર્થ નિકળ્યો. એ રીતે રામ-કૃષ્ણ-હરિનાં નામોચ્ચારથી પણ એક અપૂર્વ ઉત્પન્ન થાય છે. તે નામ લેવું, એ પણ એક ધર્મ છે. સુખનું જે કારણ છે તે ધર્મ. **सुखं सहेतुकं.** સ્થંભરૂપે રહી જગતને ધરી રાખે છે તે ધર્મ. **धरति विश्वं धर्मः** જેણે કરીને જગત ધારણ કરાઇ રહ્યું છે તે ધર્મ. **धार्यते जगत्अनेन ॥**

વિશ્વામિત્રે વસિષ્ઠના ૧૦૦ પુત્રો માર્યા છતાં તેને બ્રહ્મર્ષિની પદ્ધિ, સત્યવકતા વસિષ્ઠે નહિં આપી તેથી ગુસ્સે થઇ તેમને મારવા વસિષ્ઠના આશ્રમ પાછળ એક રાત્રે આવી છુપાયા હતા. તે વખતે ચાંદનીમાં અરૂંધતીજીએ વસિષ્ઠને પુછ્યું કે, ચાંદની કેવી સુંદર ખીલી રહી છે? ત્યારે મુનિએ કહ્યું કે, વિશ્વામિત્રની તપશ્ચર્યા જેવી. તેનું તપ પણ એવુંજ પ્રકાશવાળું છે. જેણે વૈભવોવાળાં મોટાં રાજ્યની સ્પૃહા ન કરતાં ઉગ્ર તપ આદર્યું. તે સાંભળી તરત ગલવાઈ જઇ હથિઆરને દૂર નાખી દઇ સામા આવી પગે લાગ્યા. તેજ વખતે વસિષ્ઠે કહ્યું, અહો, આવો બ્રહ્મર્ષિ! વિશ્વામિત્ર બહુ પ્રસન્ન થયા અને ક્ષમા માગી. ત્યારે વસિષ્ઠે કહ્યું, તેમાં શું? જ્યાંસુધી ક્ષત્રિય સ્વભાવમાં હતા-હથિઆર સંયુક્ત હતા ત્યાંસુધી તમે રાજર્ષિ કહેવાયા. આજે હથિઆર છોડી નમ્ર થયા છો તો બ્રહ્મર્ષિ થયા છો. હું પ્રસન્ન છું તેથી તમને ક્ષણ માત્ર સત્સંગનું ફળ આપું છું. વિશ્વામિત્રે ૧૫ હજાર વર્ષનું તપ આપ્યું પણ ક્રોધ આવ્યો કે ક્ષણમાત્રનું સત્સંગનું ફળ આપીને મારી મશ્કરી કરી. ત્યારે પુછ્યાં મુનિ કહે મારે મુખે કહેવું ઠીક નથી. તેથી ઇંદ્ર પાસે ગયા, ત્યાંથી બ્રહ્મા પાસે, ત્યાંથી વિષ્ણુ પાસે ગયા. તેણે પણ કહ્યું કે, હું તો અનેક અવતારો લઇ થાકી ગયો છું. તેથી શંકર પાસે ગયા. તેણે પણ કહ્યું કે, હું તે કહેવા સમર્થ નથી, ત્યારે શેષભગવાન પાસે આવ્યા. તેમણે કહ્યું કે, તમે બે વૃદ્ધ પુરૂષો બેઠાછો. તેમાં બેહુની દાઢી અકસ્માત સળગી ગઇ, તો પ્રથમ પોતાની ઓલવશો કે પાસેના બીજાની ઓલવવા જશો? જરૂર, પ્રથમ પોતાનીજ ઓલવવા મંડી પડશો. તેમ, હે મહાપુરૂષો! મારાં માથાંપર પૃથ્વિનો ભાર છે

તે થોડીવાર ઝીલી રાખનાર કોઇ હોય તો હું કહું. તે સાંભળી વિશ્વામિત્રે ૧૫ હજાર વર્ષનું તપ મુક્યું કે એને આધારે પૃથ્વી અધર સ્થિત રહો. ત્યારે માત્ર એક વ્હેંત પૃથ્વી ઉંચી થઈ. કેમકે તે તપરૂપ પણ ધર્મ છે-સ્થંભ છે. ધર્મ છે તેજ સ્થંભછે તે આ પ્રત્યક્ષ જુવો. પછી વસિષ્ઠે ક્ષણ માત્ર સત્સંગનું બળ મુક્યું ત્યારે પૃથ્વી અધર સ્થિત થઇ. ત્યારે વિશ્વામિત્ર કહે, હવે ઉત્તર આપો. શેષ કહે, આ પ્રત્યક્ષ ઉત્તર અપાઇજ ગયો છે, કે ક્ષણ સત્સંગ બળથી પૃથ્વી ઝીલી શકાઇ. તેથી તે ૧૫ હજાર વર્ષનાં તપ કરતાં કેટલું ભારે મહત્તા-પ્રતાપ-સામર્થ્યવાળું છે તે આ પ્રત્યક્ષ પુરાવાજ છે.

પ્રત્યક્ષ પ્રમાણથી જણાતું જે સર્વ છે તે તો બધાનેજ જાણીતું છે. જે નથી જાણી શકાતું તે વેદના શબ્દ પ્રમાણથી જાણવાનું છે. વેદાનુકુલ સ્મૃતિ છે તે પણ પ્રમાણ છે. કેમકે વેદમાં ગુહ્ય ગંભીર અર્થને જણાવનારાં વાક્ય શબ્દ શ્રુતિ કંઈ ક્યાં તો કોઇ ક્યાં હોવાથી અગાધ બુદ્ધિ વગર સમજાય નહીં; તેથી તેવા અર્થોને ભેગા કરીને સ્મૃતિમાં ખુલાસે સમજાવેલું હોય છે. શિષ્ટાચાર પણ પ્રમાણરૂપ છે. કેમકે શિષ્ટ પુરૂષો વેદાજ્ઞાને અનુસરીને ચાલનાર હતા અને હોય છે. તેથી વેદાનુકુલ શિષ્ટાચાર હોય તે પણ પ્રમાણરૂપ છે.

શાસ્ત્રોનું પરિશોધન કરીને નવનીત જેમણે તાણી લીધું છે તે મુનિ છે. જગત છેજ નહીં, એ સિદ્ધાંત છે. અને આ દેખાય તો છે, તો તે પોતાનાં અજ્ઞાનથીજ નિખિલ પ્રપંચ પેદા કરી લીધો છે તે મિથ્યાત્વેન (મિથ્યાપણાંએ કરીને દેખાય છે). ઘેટાંમાં ભટકતાં સિંહનાં બચ્ચાંને પોતાનાં સિંહ સ્વરૂપનું ભાન થયું ત્યારે ઘેટું ખાઇ ગયો. તેમ, પોતાનાં બ્રહ્મસ્વરૂપનું ભાન થતાં અજ્ઞાનરૂપ ઘેટું છે તેને ખાઇ જાય છે. તે જ્ઞાન શાથી થાય? ધર્મથી.

સભામાં રાજાએ પુછ્યું કે, સુગંધી કઇ સારી? કોઈ કહે ગુલાબની, કોઇ કહે મોગરાની, કેવડાની, વગેરે. પણ વજીરે કહ્યું કે, આપણે ઘેર પરદેશી અતિથી આવે તેનો સત્કાર કરવાથી દેશાંતરોમાં જે સુગંધ ફેલાય છે તેવી બીજી નથી. એ અતિથી સત્કારરૂપ ધર્મ છે.

એક રૂષિએ પ્રતિજ્ઞા કરેલી કે અતિથી સત્કાર કીધા વગર મારે અન્ન લેવું નહીં. તે ઉંચ્છ વ્રતથી દાણા વીણીલાવી નિર્વાહ કરતા. સ્ત્રી પુત્ર અને પોતે સાથે ત્રણ હતાં. સ્વર્ગ સુધી તેની કીર્તિ ફેલાઈ, ત્યારે

દુર્વાસા તેની પરીક્ષા લેવા આવ્યા. તે વખતે આઠ દિવસના અપવાસ થયલા. આઠમે દહાડે કંઇ મળેલું તે અન્ન તઇઆર કરીને ભોજન માટે બેસેછે તેજ વખતે દુર્વાસા આવ્યા. અતિથી આવી ચડવાથી બહુજ ખુશી થઇ રાંધેલું ધરી દીધું. તે જમી ગયા અને કહે ભુખ્યોજ છું, તું દરિદ્રી છે, પુરૂં ખવાડતો પણ નથી. રૂષિ કહે, મહારાજ! ફરી આઠમે દહાડે પધારજો. વળી આવી જમી ગયા પણ ભુખ્યા રહ્યા તેથી ફરી આઠમે દહાડે બોલાવ્યા. તે રીતે આવી જમ્યા. ત્રણ જણને ૨૪ અપવાસ થયા છતાં પ્રસન્ન મુખ જોઇ દુર્વાસાએ કહ્યું વર માગ. રૂષિ કહે, કાંઈ ઇચ્છા નથી. બહુ વાર આગ્રહ કરવાથી માગ્યું કે, હવે કળિ આવેછે માટે આવી રીતે હવેથી કોઇને આમ સતાવશો નહીં. કળિમાં ધર્મનો એકજ પગ છે. અસ્તુ, કહેતાં વૈકુંઠથી વૈમાન આવ્યું સ્વર્ગલોક, ચંદ્રલોક, બ્રહ્મલોકથી પણ આવ્યાં. રૂષિએ ઇચ્છાજ નહીં કરી. બહુ સ્તુતિ થાય છે ત્યારે કહેછે કે દોષ પણ છે કે છેજ નહીં? સત્યયુગમાં લોકો આત્મજ્ઞાની, ત્રેતામાં યજ્ઞ યાગાદિ ધર્મ, દ્વાપરમાં પૂજાદાન ધર્મ, અન્નદાન, કળીમાં નામ સ્મર્ણરૂપ ધર્મ પ્રધાન છે.

એક રાજાએ વજીરને કહ્યું કે ત્રણ જન્મનો સુખી અને ત્રણ જન્મનો દુખી બતાવ. બેઉ ફરવા નિકળ્યા. એક મહાશય ભારે શ્રીમાન હતા તેનાં મકાનને ચાર દરવાજા. દરેક દરવાજે ઉદાર માણસો રાખેલાં તે અથવા શેઠ જાતે, જે આવે તેને દાન આપ્યાજ કરેછે. ભગવાન તેની પરીક્ષા લેવા સાધુવેષે એક દરવાજે આવી ઉભા, અને કહ્યું, ભવતિ ભિક્ષાન્દેહિ. તરત ખોબા ભરી ભરીને તેને આપ્યું. નીચું જોઇને આપ્યાજ જાય છે. બીજે દરવાજે જઇ ઉભા. ત્યાં પણ ભરપટ્ટે આપ્યું. તેજ રીતે ત્રીજે અને ચોથેથી પણ મળ્યું. પ્રથમ દરવાજે પ્રભુ કહે, ઉદાર છે. બીજે ગયા ત્યાં કહ્યું કે ખુબ ઉદાર છે. ત્રીજે ગયા ત્યાં પરમ ઉદાર, અને ચોથે દરવાજે ગયા ત્યાં ઉત્તમોત્તમ ઉદાર છે એમ કહ્યું. અને પુછયું કે, હે ભાઇ શેઠ! દાનદાતા! તમે કોઇ મારા તરફ તો જોતાજ નથી, નીચું જોઇ આપ્યાજ જાવ છો, લક્ષ્મી લુટાવ્યાજ જાવછો. શેઠ કહે, પ્રભો! દેને લેનેવાલા કોણછે? તેથી નયન નીચાં કીધાં છે. અર્થાત્ કોઇ આપતું નથી, કોઇ લેતું નથી, શ્રી હરિજ એક પૂર્ણ છે. લેનાર ઉંચું જુવે તે ઠીક છે, પણ દેનારેતો નીચુંજ જોવું જોઇએ.

હાલ તેનાથી ઉલટુંજ છે. યાચક આવ્યો કે દાતા તેની સામું ઉંચું જોશે, અને કહેશે કે, મહારાજ, સાધુ કેમ થવું પડયું, મજુરી

કરો. બહુ આવેછે, ચાલ્યા જાવ. યાચક તો દાનદાતાનું મુખ જોઇને ઉંચું જુવેજ, તેના જેવા દાતા થાયછે. તે ધર્મનિષ્ટ સુજ્ઞજન માટે ઉચિત નથી. દાતાએ તો નીચું જોઇને આપ્યાજ કરવું યોગ્ય છે.

ધર્મથીજ ઐહિક પારમાર્થિક સુખ મળેછે. પૂર્વ જન્મે દીધું છે તો આ જન્મે મળ્યું છે. અને આ જન્મમાં પરમ ઉદારતાથી કરેલાં પુણ્યદાનાદિ કર્મ પ્રભાવે સ્વર્ગે જશે ત્યાં સુખ ભોગવશે. ત્યાંથી ક્ષીણે પુન્યે મર્ત્ય લોકમાં પાછો આવશે ત્યારે પણ ધનવાનને ઘેરજ જન્મશે. ઘીના માલપુડા, સીરો કે બીરંજનું તપેલું ખાલી થાય તોપણ ઘીની ચીકાશવાળું તપેલું રહેછેજ, તેમ, સ્વર્ગમાં પુણ્ય ખાઇ જાય તો પણ બાકી રહે તે પાછું શ્રીમાન થઇ ભોગવેછે. આ જન્મમાં સુખી છે, સ્વર્ગમાં દેવત્વ પામીને સુખ ભોગવેછે, અને ત્રીજો જન્મ તે પાછો અહીં આવેછે ત્યારે પણ સુખ ભોગવેછે. એ રીતે, હે રાજન્! તેવો છે તે ત્રણ જન્મનો સુખી છે.

પાપી માણસ આ જન્મે દારિદ્ર વગેરે દુઃખથી દુઃખી હોય, મુવા પછી નર્ક વગેરેમાં જાય ત્યાં દુઃખી, અને પાછો જન્મે ત્યાં પણ દરિદ્રી રહી દુઃખ ભોગવેછે.

ધર્મ ગમે તે પ્રમાણે ગમ્ય હોય, પરંતુ ધર્મથી સુખ થાય છે. પાપરૂપ મોટું લાકડું હોય, છતાં જો તેને પુણ્યરૂપ ઉધાઇ લાગે તો બધું લાકડું કોતરી ખવાઇ સળી જઇ તુટી ભાંગી ચૂર્ણ બની રહેછે. (જેમ વલ્મિક ઉધાઇનું ઘર હોય છે તેમ).

સ્ત્રી, પુત્ર, સગાં, મિત્ર વગેરે બધાં દેખઇતાં સહાયકારી છે, પરંતુ પડયો કે બધાં ઉલટાઇ જાયછે અને કહેછે કે જલદી બાળી આવો. તે વખતે તો ધર્મજ એક સહાયકારી છે.

**अहिंसा परमो धर्मः** ॥ અહિંસા છે તે પરમ ધર્મ છે. એક ઋષિને કોઇએ પુછ્યું કે ધર્મ શું? ઋષિ કહે, **सत्यंवद, सत्यान्नास्ति परो धर्मः** ॥ સત્યથી મોટો બીજો ધર્મ નથી. એમ કહી તપ કરવા બેઠા. ત્યાં એક હિંસક ગૌ શોધતો આવ્યો. ઋષિને પુછ્યું કે મારી ગાય જોઇછે? હવે ઋષિએ તે જોઇ હતી કે અમુક દીશા તરફ ભાગી ગઇ છે પણ જો સત્ય કહેછે તો ગૌવધ થાયછે, અને અસત્ય બોલે તો પાપ થાયછે. ત્યારે ઉત્તર આપવાનું પ્રભુ કૃપાથી સ્ફૂર્યું ને જવાબ દીધો કે, મૂઢ! પુછ પુછ

શું કરેછે? જે દેખે છે તે બોલતો નથી અને જે બોલે છે તે દેખતો નથી. પેલા હિંસકે તેને ગાંડો ગણી કાઢી ચાલવા માંડયું. ઋષિએ તો સત્યજ કહ્યું કે, ચક્ષુ જે દેખેછે તે બોલી શકતાં નથી, અને જીભ જે બોલેછે તે જોઈ શકતી નથી. ગમે તેમ હોય પણ આવો હિંસા થવાનો પ્રસંગ આવી પડયો હોય અને તે વખતે અસત્ય બોલવાથી તે પ્રાણીનો બચાવ થતો હોય તો અસત્ય બોલવું તે ધર્મરૂપજ જાણવું.

પાપ અને પુણ્ય એ બેહુ બંધ છે. તેથી શ્રી કૃષ્ણે કહ્યું કે, **सर्वे धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ॥** કેમકે પરમાત્મ શર્ણુ થઇ રહેવું, એ સર્વોત્કૃષ્ટ ધર્મ છે. જેવા જેવા અધિકારી હોય તેવા તેવા સર્વને માટે શાસ્ત્ર અને શિષ્ટો રસ્તા બતાવી રહ્યા છે.

ભિક્ષુ સન્યાસી બનીને ભિક્ષા માગવા આવે, ત્યાં બોલે કે, માતા ભિક્ષા આપો, તો ખુશીથી આપશે. પણ એમ બોલે કે, હમારા બાપની બાયડી! લાવ ભિક્ષા આપ, તો લાકડું લઇ મારવા ઉઠશે અને ગાળ દેશે. તે યદ્યપિ ખરૂં છે તોપણ વિવેકયુક્ત મધુર વાણી ન હોવાથી માર પડેછે. તેમ મૂર્તિ છે તે પાષાણ છે, એમ નહીં કહો, માર પડશે; પણ જે દેવની જે પ્રતિમા હોય તેનાં નામથી પ્રેમપૂર્વક વંદન કરશો તો ભાવના પ્રમાણે કાર્ય થશે.

ન્યાતમાં અનેક મીઠાઇ, ભજીઆં, શાક, મઠો વગેરે પદાર્થો હોય છે પણ જેની જે ઉપર રૂચિ જેવી હોય તે રીતે તે ખાય છે. રૂચિઓ ભિન્ન ભિન્ન છે. તેમ, અધિકાર પ્રમાણે રૂચિને અનુસાર ક્રમથી ઉચ્ચ ગતિ થવા સારૂ ઋષિ મુનિ અને વેદ શાસ્ત્રોએ શ્રેણી બાંધી છે તેનો તિરસ્કાર કરવાથી તેવા નિંદકને માટે નર્ક શિવાય બીજી ગતિ નથી. ચિત્તની એકાગ્રતા માટે અનેક માર્ગો છે તેમાં મૂર્તિપૂજા પણ એક સ્થૂળ અથવા પ્રાથમિક માર્ગ છે, તે પણ ધર્મરૂપ છે. પુરૂષે જન્મ પર્યંત એક પત્નિવ્રત પાળી, સ્વસ્ત્રીમાંજ રતિ કરવી, એ પુરૂષ માટે પ્રશંસનીય ધર્મછે. એવા નરને બ્રહ્મચારી ગણવાનું શાસ્ત્ર શિષ્ટાદિ કહેછે. ઉર્વશી અપ્સરાએ બહુ હાવભાવ કટાક્ષ કરી અર્જુનને મોહ પમાડવા યત્ન કીધું, ત્યારે અર્જુને કહ્યું કે, મારે પરસ્ત્રી હોય તે માતા તુલ્ય છે. તમારી કાયા મલીન નથી, પણ સુવર્ણમય છે તથા કસ્તુરી બરાસની સુગંધવાળી છે એમ તમે કહોછો તો હવે શું કરૂં? મને પ્રથમથી ખબર હોતે તો કુંતા માતાને પેટે જન્મ નહીં લેતાં તમારે પેટે લેતે. આવું

સાંભળી આખરે શાપ આપ્યો કે, તું ષંઢ થજે. અર્જુને કહ્યું કે, પરસ્ત્રી સંગ કરીને નરકમાં જવું તે કરતાં ષંઢ રહેવું બહુ સારૂં છે.

સ્ત્રીએ સ્વપતિમાંજ ઇશ્વર ભાવ રાખી પતિવ્રતા થવું, એ તેને માટે ઉત્તમ લોક પ્રાપ્તિ કરનારો ઉત્તમ એવો સેવ્ય ધર્મ છે. પૂર્વનાં કર્મને લીધે કોઇ સ્ત્રી વૈધવ્ય પામી હોય તો જાણવું કે, એનાં કર્મને અનુસાર એને માટે પરમાત્માએ એજ કાનુન ઠરાવી હતી; તો તે ફળ ભોગવી લેવું.

સન્યાસી માટે રૂલ-આજ્ઞા છે કે, જો સ્ત્રી ભોગવે તો નર્ક જાય; તેજ રીતે વિધવા પણ બીજો પતિ (વ્યભિચાર) કરે તો નર્ક તેને માટે પણ છેજ. ત્રિવર્ણ માટે તો તેમ કરવાનું નથી, પતિ મરી જાય તો બ્રહ્મચર્ય પાળે. **चोदना लक्षणोऽर्थो धर्मः** ક્રિયામાં વર્તન કરાવે તે ધર્મ. સત્યુગમાં પ્રજા બધી સાત્વિક હતી તેથી તેને કહ્યું કે તમે બ્રાહ્મણનાં કર્મ કરો. રાજસ પ્રધાનવાળીને ક્ષત્રીનાં કર્મ કરવા કહ્યું. સત્વગૌણ એવી રાજસ તામસ પ્રધાનવાળી વ્યાપારાદિમાં રૂચિવાળીને વૈશ કર્મ કરવા કહ્યું; અને અત્યંત મલીન બુદ્ધિવાળાંને કહ્યું કે તમે શદ્રો પરિચર્યા કરો. એવો શાસ્ત્રાજ્ઞારૂપ કાયદો બાંધ્યો. તે પ્રમાણે વર્તનાર ક્રમથી ચઢતે ચઢતે ઉત્તમ પદિ પામશે. તેથી **स्त्री शूद्रौ**. એટલે શૂદ્ર અને તેની સ્ત્રીને વેદમાં અધિકાર નથી એમ કહ્યું. ત્રણ વર્ણની સ્ત્રીને તો અધિકાર છે. તેને જનોઈ નથી પણ તેના પતિને છે તેથી તેનું અર્ધું થયું. પરણી એટલે પુરો અધિકાર થયો.

એક ગામમાં એક પટેલની ભેંસને રાત્રે ચોર ચોરી ગયો. સવારે પટેલે તેની ખરી-પગલાંને આધારે ચાલ્યો અને ચોરનાં ઘર સુધી પ્હોંચી ઘરમાંથી પકડી. પગલાં ખોટાં છે તોપણ તેને અવલંબીને-તે આધારે ચાલતાં સાચી ભેંસ મળી. તેમ, મૂર્તિમાં તે દેવની ભાવના, શ્રદ્ધા પ્રેમથી રાખતાં, છેવટ સત્ય પરમાત્મા સુધી પ્હોંચાય છે. ભેંસ મળ્યા પછી તેનાં પગલાંની, તેનો આધાર લેવાની, કે તે જોયા કરવાની જરૂર નથી. તેમ સ્વરૂપનું જ્ઞાન થયા પછી સાધનોની જરૂર નથી, છતાં લોક સંગ્રહાર્થ કરે, તો ભલે કરે.

એક ઋષિના આશ્રમ આગળ એક ઉંદર હતો. તેને ચીલે પકડ્યો, પણ પડી ગયો. ઋષિએ તેને બીલાડી બનાવ્યો, તે કુતરાથી નાઠી તે જોઇ કુતરો બનાવ્યો. તે વાઘથી ડરતો જોઇ વાઘ બનાવ્યો અને છેવટ

સિંહ (વનનો રાજા) બનાવ્યો. ત્યારે તેજ ઋષિને ખાવા આવ્યો. તે જોઈ ઋષિ બોલ્યા કે, જા-હરામખોર! પાછો ઉંદર થઇ જા. તરત મહા પદ્ધિ છુટી તુચ્છ ઉંદરડો બની ગયો. તેમ, મનુષ્ય શરીર જે સર્વથા ઉત્તમ તનુ છે ત્યાંસુધી પ્રભુ તમને લાવ્યા. હવે નિંદા કરશો, અધર્મ કરશો, હિંસાદિ નિષિદ્ધ કર્મ કરશો તો પાછા ગબડી પડશો. અર્થાત, પરમાત્માને પીઠ કરીને વિષયોમાંજ મગ્ન રહેશો તો પાછા અધોગતિએ જઇ પડશો.

માતા કરતાં નિંદક સારો છે. માતાએ તો હાથેવતી હમારાં મળ-મૂત્ર ધોયાં, અને નિંદક તો જીભથી ધુવેછે. માટે અન્યનાં પાપ ધોઇ પોતાના તરફ ખેંચી લેનારા નિંદક કોઇ બનશો નહીં; તો તે પણ ધર્મ છે. સુખનું જે અસાધારણ કર્મ છે તે ધર્મ છે, એમ પણ કહેછે. વેદ શાસ્ત્રસંમત જ્ઞાનપૂર્વક જે અનુષ્ટેય હોય, તે ધર્મ છે. **यतो धर्मस्ततो जयः ॥**

પાપની નિવૃત્તિ ધર્માચરણથી થાયછે. અજ્ઞાત પાપ માટે સાધારણ પ્રાયશ્ચિત કરવાનું છે. અને જ્ઞાત-જાણીને કરેલાં પાપ માટે અસાધારણ પ્રાયશ્ચિત્ત છે. દુઃખ, જન્મ, પ્રવૃત્તિ, દોષ, અને મિથ્યા જ્ઞાન એ પાંચમાં મિથ્યાજ્ઞાન નાશ થવાથી દોષ નાશ પામે, દોષ નાશ થવાથી પ્રવૃત્તિ અટકે, પ્રવૃત્તિ બંધ થવાથી જન્મ અટકે, અને જન્મ ન થાય તો દુઃખ નહીં થવાનું, એટલે મોક્ષ છેજ.

ઉન્નતિનાં કારણને સંપાદન કરો તો ઉન્નતિ થાય. કોઇની ઉપેક્ષા નહીં કરો. કોઇનાં ઘરમાં આગ લાગી જાણીને પોતે ચાદર ઓઢી નિરાંતે સુવે છે, પણ વાયુના ઝપાટાથી ત્હારાં ઘર ઉપર તે આગ કેમ નહિં આવશે? માટે ઉપેક્ષા કર્તવ્ય નથી. અને તે રીતે દુઃખીનું દુઃખ દૂર કરવા પ્રયત્નશીલ બન્યા રહો. ભીષ્મે યુધિષ્ઠિરને કહેલું કે ધર્મ નિરવયવ હોવાથી શી રીતે નિરૂપણ કરાય? ક્ષુર ધારાવત્ ધર્મનું તત્વ છે. કોઈ વખતે બ્રહ્મચર્યાવસ્થામાં ભિક્ષા માગવી, એ ધર્મ છે: તો કોઇ વખતે ગ્રહસ્થાવસ્થામાં અયાચક રહેનારને ભિક્ષા માગવી, એ ધર્મ છે. ધર્મનું સૂત્ર છે કે,—**धारणात् श्रेयः आदधाति** જેનું અનુષ્ઠાન કરવાથી કલ્યાણ પ્રાપ્તિ કરાવે છે તે ધર્મ. ધર્મ છે તે દર્શનીય, કીર્તનીય, અને સ્થાપનીય નથી, પણ અનુષ્ટેય છે, કેમકે અમૂર્ત છે. કણાદમુની કહેછે કે, **यतोऽभ्युदयनिःश्रेयससिद्धि ॥** જઇમિની કહેછે કે, **नोदना लक्षणोऽर्थोधर्मः ॥** એટલે વિધિ વાક્યથી જાણ્યું જાય, ને કલ્યાણનું સાધક હોય તે ધર્મ. વેદમાં ત્રણ

છે-વિધી, અર્થવાદ, મંત્ર. તે અપૂર્વવિધી નિયમવિધી, પરિસંખ્યાવિધી, એવી વિધીથી જે જણાય અને અનર્થનું સાધક ન હોય તે ધર્મ. અશુદ્ધ અન્ન લેનારે તે દોષ મટાડવાને ઉપાસના કરવી જોઇએ. **अन्नमब्रह्मेति उपासीत** અન્નને બ્રહ્મરૂપે ઉપાસે-જાણે, તો **सर्वे अस्य अन्नं भवति** સર્વ અન્ન તેનું થાયછે-બ્રહ્મરૂપ થાયછે.

અગસ્ત્ય મુનિના આશ્રમમાં સિંહનું બચ્ચું મૃગલીને ધાવેછે, મૃગલું સિંહણનાં બચ્ચાં સાથે રમેછે. અર્થાત્ પરસ્પર વિરોધ નથી. તેનું કારણકે ત્યાં અહિંસા સિદ્ધ થયલી છે.

**अहिंसा प्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ॥**

સુવર્ણને અગ્નિમાં નાખવાથી મેલ બળી જાયછે, તેમ પ્રાણાયામથી પાપ અને રોગની નિવૃત્તિ થાયછે, અને આયુષ્ય વધેછે. બાર દીન કુંભક રાખે તો તે સમાધિ છે. તે કરનારને વૃદ્ધાવસ્થા આવી શકતી નથી. **विद्वद्भिर्सेवितः सद्भिः** વિદ્વાનો અને સત્પુરૂષોથી જે સેવન કરાય છે તે ધર્મ.

**वेदोऽखिलं धर्ममूलं स्मृतिशीले च तद्विदां ॥**

વેદો છે તે ધર્મ મૂળ છે. મન્વાદિ ઋષિઓની સ્મૃતિઓ છે તે ધર્મ મૂળ દર્શક છે.

**आचारश्चैव साधुनाम् आत्मनस्तुष्टि रेवच ॥**

સાધુજનોના આચાર વિચાર છે તે ધર્મદર્શક છે, તેમાં આપણને સંતોષ થાય-પ્રસન્ન આવે તે ધર્મ જાણવો. શિષ્ટો **ધર્મ બુદ્ધીથી** જેનું આચરણ કરેછે તે ધર્મ-તેજ પ્રમાણ છે.

**शिष्टैर्धर्म बुध्या आचरितं शिष्टाचारः ॥**

માતાની આજ્ઞા થવાથી નિરૂપાયે (વંશનો ઉચ્છેદ થઇ જતો અટકાવવાને) વિચિત્ર વીર્યની પત્નિ સાથે (તે મુવા પછી તેની વિધવામાં) નિયોગ કરેલો જેથી પુત્રોત્પત્તિ થયલી. તેમાં વ્યાસે મૈથુનરૂપ સંયોગ કર્યો નથી-સંકલ્પમાત્ર-દ્રષ્ટિમાત્રથી-ગર્ભાધાન કરેલું હતું, છતાં સ્ત્રી સાથે સંબંધ થયલો માનો તોપણ તે બીજાનાં દ્રષ્ટાંતથી અધર્મ પકડી લેવાનો નથી. શિષ્ટાચારમાં અનેક પ્રકારની વિપ્રતિપત્તિ છે. જે કરવાથી પાછળથી પસ્તાવો નથી થતો તે શિષ્ટાચાર છે. વ્યાસે માતાની આજ્ઞા થવાને લીધે નિયોગ કરેલો તો પણ બહુ શોક થયો હતો તેથી બદ્રીકાશ્રમ જઇ

તપશ્ચર્યા કરી છે. તેથી એ નિશ્ચય થયો કે તે કૃત્ય ધર્મ બુધ્યા કરાયલું નહીં હતું એમ વ્યાસ જાણતા હતા. **सत्य प्रतिष्ठायां क्रिया फलाश्रयत्वं ॥** જો સત્યને સિદ્ધ કીધું હોય તો, જાંબુનાં વૃક્ષને આમ્રવૃક્ષ બોલાઇ જાય તો તે આંબોજ થઇ જાય છે. એવા સત્યને સિદ્ધ કરનાર હાલ જણાતાજ નથી તેથી સંકલ્પની સિદ્ધિ થતી નથી. વ્યાસાદિમાં તે સિદ્ધિ હતી તેથી તેના સંકલ્પ સિદ્ધ થતા હતા.

ભાગવતમાં છે કે, જરત્કારૂ હતો તે લગ્ન નહીં કરતાં સમાધિના અભ્યાસમાં લાગ્યો. વનમાં. સમાધિમાંથી જાગી જ્યારે નેત્ર ખોલી જોયું ત્યારે ઝાડ ઉપર ઉંધે માથે લટકતાં વનવાગડાં જોયાં. તેને કહે, અહો દેવતા, તમે આમ કેમ લટકો છો? તે બોલ્યાં કે હમે તમારા પિતૃ દેવતા છીએ. તમે પિતૃ રૂણની નિવૃત્તિ કરી નથી, એટલે લગ્ન કરી પુત્રાદિ પ્રજા ઉત્પન્ન કરી નથી તેથી હમારી આવી ગતિ થઇ છે. તેથી ધર્મપત્નિ કરી તેમાં પ્રજા ઉત્પન્ન કરો તો હમારી ગતિ થાય. અર્જુને પણ યુદ્ધની તઇયારી વખતે એજ કહેલું હતું કે લુપ્ત પિંડ થવાથી (બધાને મારવાથી) પિતરો નર્કે જશે. અને તેથીજ **अपुत्रस्यगतिर्नास्ति स्वर्गेनैव च नैव च ॥** એમ કહેલું છે. પણ એમજ હોય તો ભીષ્મ, શુકદેવ, વગેરે મહાત્મા અખંડ બ્રહ્મચારીજ હતા, તો શું તેવા સમર્થ મહાત્માની ગતિ નહીં થઇ કે? તેમની તો થઇજ છે. એવા બ્રહ્મનિષ્ટ મહાપુરૂષો માટે જુદો નિર્ણય છે.

જરત્કારૂ પરણવા કબુલ થયો, પણ જરત્કારૂ નામનીજ કન્યા મળે તો પરણવા ઠરાવ્યું. છેવટ મળી છે અને પછી સમજ્યો છે કે આ રીતે સમાધિમાંથી જાગતાંજ જે વનવાગડાં જોયાં અને જવાબ દીધો, એ બધું દેવતાનું ચરિત-કાર્ય છે. ભલે; દેવતા આવ્યા, લગ્ન કરાવ્યું. તે સ્ત્રીને ફક્ત એકજ વ્રત હતું કે પતિનીજ સેવા કરવી. એક દિવસ સ્ત્રીના ખોળામાં માથું મુકી સુતો છે. સૂર્ય અસ્ત થવા આવ્યો. તે સ્ત્રીએ વિચાર્યું કે, અર્ધ્ય આપવાનો વખત જતો રહે છે-એ ધર્મ જાયછે; અને જો ઉઠાડું છું તો પોતે ક્રોધ કરી મને શાપ આપેછે, માટે શું કરૂં? છેવટ મનથી બોલી કે, મને શાપ આપશે તો સહન કરીશ પણ ધર્મ નહીં જવા દેવો. એમ વિચારી ઉઠાડયા. અને કેમ ઉઠાડયો એમ પુછતાં સત્ય હતું તેવું કહ્યું, ને ક્ષમા માગી. તે પતિ બોલ્યા કે હું અર્ધ્ય નહીં આપું ત્યાંસુધી સુર્ય અસ્તજ નહીં થાવ. એવી સત્ય સિદ્ધિથી સત્ય સંકલ્પવાળો તે હતો. તેણે સંધ્યા કરી, પછી સુર્ય

અસ્ત થયો. રાત્રે આનંદમાં બેઉ બેઠાં છે ત્યારે પ્રસન્ન થઇને બોલ્યો કે, હે પ્રિયે! હું પ્રસન્ન છું, તું વર માગ. સ્ત્રી બોલી કે, હે પ્રભો! આપ પ્રસન્ન થયા, એજ વર મળ્યો. છતાં ફરી આગ્રહ કરી કહેતાં બોલી કે, આપનાં યોગ બળથી આપજ જાણીલો. પતિએ જોયું કે પુત્રની ઇચ્છા રાખેછે, તેથી તે સ્ત્રીના પેટ ઉપર પતિએ હાથ રાખી, **अस्ति, अस्ति, अस्ति,** એવો શબ્દોચ્ચાર માત્ર કરવાથી ગર્ભાધાન રહ્યું. તેથી પુત્ર થયો તેનું નામ **आस्तिक** પડ્યું. તેજ રીતે વ્યાસના સંકલ્પથી (નિયોગ) થયલો, તેમાં અસંભવ જેવું કશું નથી. છતાં કોઇ માને તો તેની બુદ્ધિજ મંદ છે.

દ્રોપદીએ પાંચ પતિ-પાંડવ કીધા છે. તેનું કારણ માર્કંડેય પુરાણમાં મુનીએ જઇમીની પ્રત્યે કહ્યું છે. ઇંદ્રે બૃહસ્પતિનું અપમાન કરવાથી તે રીસાઇ ગયલા, તે તક જોઇ દૈતે દેવોની સાથે લડી હરાવ્યા ત્યારે ઇંદ્ર ગુફામાં જઇ સંતાયો. વિશ્વરૂપને પુરોહિત કીધા. તેની માતા દૈતની કન્યા હતી. તેથી ગુપ્ત રીતે દૈતની વૃદ્ધિ થવા આહુતિ આપતાં ઇંદ્રે શિરચ્છેદ કીધો. તેથી તેના બાપત્વષ્ટાએ યજ્ઞ કરતાં વૃત્રાસુર પ્રકટયો તેણે ઐરાવત સહિત ઇંદ્રને ભક્ષણ કીધો, પણ બ્રહ્માદિ દેવોની પ્રાર્થનાથી બહાર કાઢયો. પછી ઇંદ્રે વૃત્રાસુરને માર્યો. તેથી બે બ્રહ્મહત્યા થઇ. તેથી ઇંદ્રમાંથી ધર્મ અંશ ગયો તે ધર્મમાં જઇ યુધિષ્ઠિર થયા. બળ ગયું તે વાયુમાં જઇ તેનાથી ભીમ થયા. તેજ (વીર્ય) ગયું તે ઇંદ્રથીજ અર્જુન થયા, અને રૂપ લાવણ્ય અશ્વિનીકુમારમાં જઈ તેનાથી નકુળ સહદેવ થયા. ઘણે કાળે ઇંદ્રને ગુફામાંથી દેવોએ શોધી કાઢયો. બ્રહ્મહત્યાના ચાર ભાગ કીધા. પૃથ્વીને એક ભાગ આપ્યો-ઉશર ભૂમિમાં શુભ કર્મ ન થાય, તેમાં કંઇ બીજ ઉગે નહીં. ૧ ભાગ વૃક્ષને-ગુંદર (લાલ) છે તે દોષ છે, તેવોજ રસ હિંગ છે તેથી કેટલાક હિંગ નથી ખાતા. ૧ ભાગ સ્ત્રીને આપ્યો. અને ૧ ભાગ જળને-તે ધોબી વસ્ત્ર ધુવેછે ત્યાં. એ રીતે બ્રહ્મહત્યા ગઇ ત્યારે ઇંદ્ર શુદ્ધ થયો. એકલો ઇંદ્ર પંચધા (પાંચ પાંડવરૂપે) થયલો જોઇને ઇંદ્રાણી દ્રોપદીરૂપે પ્રકટ થઇ. તે અયોનિજ જોઇને મચ્છવેધની ભારે પ્રતિજ્ઞા કરી (દ્રુપદે). જેથી દેવ અંશ હશે તે નિકળી આવશે. પછી અર્જુને મચ્છવેધ કરી લગ્ન કીધું છે. તેથી તેમાં શિષ્ટાચારનો નિર્ણય થયો છે.

શાસ્ત્ર બે પ્રકારનાં છે. પ્રભુશાસ્ત્ર, મિત્રશાસ્ત્ર. વેદશાસ્ત્ર પુરાણો છે તે પ્રભુશાસ્ત્ર આજ્ઞા કરેછે. તે સ્વામિ-પ્રભુનો હુકમ ન માને તો સજા

થાય, માટે પાળવોજ. અને ચિકિત્સાશાસ્ત્ર, નીતિશાસ્ત્ર છે તે મિત્ર તુલ્ય શિખામણ આપે છેકે, વાછરડાંનું દોરડું ઓળંગવું નહીં, વૃષ્ટીમાં દોડશો નહીં (પડશો તો વાગશે), રાત્રે દહીં ખાશો નહીં (કફ વધશે તો રોગ થશે) વગેરે, એમ મિત્ર ભાવ દર્શાવેછે.

અર્થવાદ ઘણા પ્રકારના છે તે સ્તુતિ પરત્વે છે, જેથી વિધિસાથે એક વાક્યના છે, તેથી તે પણ પ્રમાણ છે. મંત્ર છે તે વિધાયક નથી, સ્મારક છે–તે વેદ મંત્ર દેવોનું સ્મર્ણ કરાવનાર છે, તે પણ વિધીનું અંગ છે. **अनंता वै वेदाः** વેદનો અંત નથી. તેનો પાર–અંત કાઢવા આકાંક્ષા રાખવી તે મૂર્ખતા છે. વેદની ૧૧૩૧ શાખામાં ૩૧ પણ પુરી મળતી નથી. બીજું કશુંજ નથી, પરમાત્માજ સર્વરૂપે છે તેનીજ પૂજા કરાય છે. ઋષિઓ વેદ ભણીને સમાધિ લગાવી, જગત ઉપર કૃપાથી વેદનું યથાર્થ રહસ્ય જાણવાસારૂ, તે સમાધિમાંથી ખરો ભાવ જાણી લેતા, ત્યારે ઋતંભરા પ્રજ્ઞા કહેવાતી. જે સત્ય પદાર્થને ગ્રહણ કરે તે બુદ્ધિને ઋતંભરા કહેછે. તે દ્વારા વેદના યથાર્થ અર્થને સમજી શિષ્યને ભણાવતા. માટે મહર્ષિ મનુ મહારાજે કૃપા કરી સ્મૃતિ કરી તે પ્રમાણ છે.

ધર્મના અધિકારી કોણ છે તે તથા દેશ વિષે જોઇએ–ફળ સિદ્ધિ છે તે અધિકારીની અપેક્ષા વિશેષ કરેછે.

**गर्भादि स्मशानांताः मंत्रैर्यस्योदितं विधिं ॥** ગર્ભાધાનથી સ્મશાન સુધી વેદ સંસ્કારો વિહિત કર્મનો કોને અધિકાર છે. ત્યાં કહેછે કે, બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ, એ ત્રણ જે દ્વિજ કહેવાય છે તેઓની યોગ્યતા છે. **अर्थ कामे सुसक्तानां धर्म ज्ञानं विधीयते ॥** વળી મનુ મહર્ષિ કહેછે કે, જેની આસક્તિ અર્થ અને કામમાં નથી, એટલે કામથી વ્યાકુળ જેનું ચિત્ત નથી તેનો ધર્મમાં અધિકાર છે. **धर्म जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥** ધર્મ જીજ્ઞાસુઓને માટે શ્રુતિ છે તે ઉત્તમ પ્રમાણ છે. હવે દેશ કયા તે કહેછેઃ—સરસ્વતિ અને દ્રશદ્વતિ એ દેવ નદી છે તે એની મધ્યભાગનો દેશ છે તે બ્રહ્માવર્ત કહેવાય છે તે, કુરૂક્ષેત્ર, મત્સ્ય દેશ, પાંચાલ (પંજાબ), મથુરાં પ્રાંત, એ બ્રહ્મર્ષિ દેશ છે, તે બ્રહ્માવર્તથી કંઇક ન્યૂન પવિત્ર છે તે, હિમાલય અને વિંધ્ય પર્વતની મધ્યમાંના દેશ, તથા સરસ્વતિ જ્યાં અંતર્ધ્યાન થઇ છે તેથી પૂર્વે અને પ્રયાગથી પશ્ચિમે મધ્યદેશ, તથા આર્યાવર્ત એટલે પૂર્વ સમુદ્ર અને પશ્ચિમ સમુદ્રની મધ્યના ગિરીના અંતરાયના દેશો છે; જેમાં જગન્નાથ, દ્વારકાં, બદ્રીકેદારેશ્વર,

રામેશ્વર, એ ચારે ધામ આવી જાય છે, તે દેશો પવિત્ર છે. **एतत् देश प्रसूतस्य सकाशादग्र जन्मनः ॥** એટલા દેશમાં જન્મેલા તેમાં મુખ્ય (અગ્રે) બ્રાહ્મણો અને બીજાં પૃથ્વીનાં બધાં મનુષ્ય કુલાચાર ધર્મથી શિક્ષા લે. **स्वं स्वं चरितं शिक्षेरन् पृथिव्यां सर्वे मानवाः ॥** દ્વિજાતિઓ છે તે એ ઉપર કહેલા દેશનો આશ્રય લે, અને શૂદ્રોને જ્યાં જવું હોય ત્યાં જઇ રહે–ગમે ત્યાં રહી નિર્વાહ કરે.

એ દેશોમાં છ ૠતુ નિયમિત છે તેથી વખતો વખત તેવા સંકલ્પ કરાય છે, તે પ્રમાણે હવા, ટાઢ, તડકો, વૃષ્ટિ, વસંત વગેરે અનુભવાય છે. એ દેશમાંજ વર્ણ વિભાગ છે.

ધર્મના બે રૂપ, સ્થૂળ અથવા સાધારણ, અને બીજું સૂક્ષ્મ અથવા અસાધારણ. સાધારણ ધર્મના અધિકારી બીજા બધા દેશના હોઇ શકે છે. બીજા દેશમાં ભગવાનના દસ કે ચોવીસ એવા અવતાર નથી, તથા ત્યાં ઋષિ મુનિ નથી. વર્ણાશ્રમને ઉદ્દેશીને જે ધર્મ, તે અસાધારણ ધર્મ છે. તે વર્ણાશ્રમના અધિકારાનુસાર કર્મ કરતે કરતે મુકામે–એટલે અંતિમ પ્રાપ્તવ્ય સ્થાને પહોંચે છે. કાંઇ બ્રાહ્મણજ પેહેલા પ્હોંચી જાય એમ નથી. તે વિષે ભારતમાં દ્રષ્ટાંત છે કે, જાજલી મુનિ સમાધિ કરવા ગયા. તેની જટામાં પક્ષીએ માળો બાંધેલો. જાગ્યા ત્યારે તે જોઇને અભિમાન થયું કે મારૂં તપ બહુ કાળનું થયું. ઉપરથી કાગડે અઘાર નાખી. ક્રોધથી ઉંચુ જોયું તેથી તે તરફડી પડી મુવો. તે જોઇ બહુ બળ આવ્યું માની અભિમાન પુષ્ટ થયું. ઉઠીને ભિક્ષા માટે ચાલ્યો. વૈશની પતિવ્રતા સ્ત્રીએ ભિક્ષા ઘણી વાર લગાડીને આપી તેથી ક્રોધ કરી જુવેછે ત્યાં તે બોલી કે, પતિની સેવામાં હતી તેથી વાર લાગી તે ક્ષમા કરો; હું કંઇ વનનો કાગડો નથી કે તફડી પડીશ. 'તમે કેમ જાણ્યું' એમ પુછવાથી તે સ્ત્રીએ ધર્મ વ્યાધ પાસે જવા સુચવ્યું. ત્યાં ગયો તેવો તે વ્યાધ કહે 'બાઇએ મોકલ્યા તેજ તમે છો, પણ દૂર ઉભા રહો; પરવારી આવી કહુંછું.' તે બહુ આશ્ચર્ય પામ્યો કે, આ નીચ કર્મ કરનાર ધર્મ વ્યાધ કહેવાય છે અને વળી એ શું જાણે?! પછી તે વ્યાધે કહ્યું કે, મારાં માતા પિતાની સેવા અને વર્ણાશ્રમ પ્રમાણે ધર્મ પાળવાથી મને એવું જ્ઞાન થયું છે. એમ કહી બધો ધર્મ સમજાવી તેને પોતાને ઘેર માબાપની સેવા કરી તેમનાં રૂણથી છુટી સ્વધર્મ કર્મ પ્રમાણે વર્તવા સારૂ મોકલ્યો છે. **स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवाः ॥** સ્વધામમાં જવાને માત્ર

આગ્રહ છે. ગમે તે દરવાજે અથવા ચાહે તે રસ્તે આવે, તેમાં આગ્રહ નથી. અનેક રસ્તા છે. સર્વ કોઇ પરમ પદ્નિા અધિકારી છે.

દેવલ મુનિએ આઠ પ્રકારના સાધારણ ધર્મ કહ્યાછે, તે કહેછે. દયા, ક્ષમા, શૌચ, અકાર્પણ્ય, અનાયાસ, મંગલ, અસ્પૃહા, અનસૂયા. એ આઠ ધર્મ વિષે સ્પષ્ટિકરણ કરાય છે.

દયાઃ—સંબંધી, ઉદાસીન, બંધુ, મિત્ર, શત્રુ, ગમે તે હોય છતાં શરણે આવે ત્યારે ઉદાર થઇને તેનાં રક્ષણમાં, અથવા તેના અપરાધ હોય તો તે ક્ષમા કરી તેને અભય આપવામાં તત્પર રહેવું-થવું તે, અર્થાત્ તેની વિપત્તિ હટાવવા યત્ન કરવું તે, દયા સમજવી.

ક્ષમાઃ—બાહ્યથી કોઇ તરવાર મારે અગર જખમ કરે તથા મર્મનાં કટુ વચન કહીને અંતરની લાગણી દુખાવે, તે બાહારની તથા અંતરની વ્યથા છે. તેવે પ્રસંગે ગમ ખાઇ જવી, તેને ક્ષમા કહેછે. એટલે, તે જખમમાં કે ગાળ દે તેવે વખતે કોપ ન કરવો તે ક્ષમા છે. જો એવો વિચાર કરવામાં આવે, કે કોઇની પણ સુખ કે દુઃખ દેવાની શક્તિ નથી. સઉ આપણાં અદ્રષ્ટ-પ્રારબ્ધવશાત્ અમુક તત્તત્ વ્યક્તિદ્વારા આપણાંજ કર્મનું ફળ મળેછે; તો, ક્ષમા સેહેજેજ રહેશે.

**सुखस्य दुःखस्य न कोपिदाता परोददातीति कुबुद्धिरेषा ।**
**अहं करोमीति वृथाभिमानं स्वकर्म सूत्रैः ग्रथितोहि लोकाः ॥**

ત્યાં દ્રષ્ટાંત કહેવાય છે. એકનો એક પુત્ર છે. કરોડ રૂપીઆની પુંજી છે. પુત્રને વ્યાધિ થયોછે તેથી બહુ કષ્ટ થાયછે. તેથી લાખો રૂપીઆ અકારા કરી તેને સુખરૂપ આરોગ્ય મળવાને ખરચી નાંખેછે છતાં સારૂં નથી થતું અને નાશ પણ પામી જાયછે. હવે જો કોઇથી પણ દુઃખ મીટાવી શકાતું હોતે તો બધાં વૈદ, દાક્તરો, માતા, પિતા, સ્ત્રી, સગાં, સ્નેહી, મિત્રાદિમાંથી કેમ કોઇપણ મીટાવી શકયું નહીં. તેથી તાત્પર્ય એજ કે, હમારૂં કોઇ દુષ્ટ અદ્રષ્ટ છે, એ દુઃખ દેનારો અથવા દેનારી તો તે (અદ્રષ્ટ)નું નિમિત્ત માત્ર છે. તેજ રીતે અનુકુળ પ્રારબ્ધ હોય તો, દુઃખ આપનાર હજારો શત્રુ આવી ઘેરી લઇ યત્ન કરે છતાં નિર્વિઘ્ને સુખમાંજ રહેછે અને શત્રુદળ કોઇ અદ્રષ્ટ આપત્તિથી નાશ પામે અગર ભાગી જાયછે. **साधुभिः पूज्यमानोपि पीड्यमानोपि दुर्जनैः॥** સારા પુરૂષોથી પૂજાય અથવા દુર્જનથી પીડા પામે તોપણ એક સરખો જે રહેછે તો

તેની તે ક્ષમા કહેવાય છે. એટલે કૂટસ્થવત નિર્વિકાર રહેછે તેજ ક્ષમાવાન છે. એવી ક્ષમા હાલ તો કોઇ જોવામાં આવતી નથી. એવી ક્ષમા મુડદામાં માત્ર દેખાય છે. તેથી કોઇ શંકા કરશે કે, એવી ક્ષમા તે કંઇ રાખી શકાય કે ? તો તેને કહેવું જરૂર છે કે, હાલ તો બધી વંઝાઓજ બેઠેલી છે, તે પ્રસૂતિ સ્ત્રીની વેદના શું જાણે ? ! નહીં જાણી શકે. તેમ, એવી ક્ષમા રાખનાર મહામુનિઓ-મહાપુરૂષો જોયા કે સાંભળ્યા પણ નથી, તો અનુભવ તો હોયજ શાનો ? નહીંજ હોય. તેથી એવા બધા લોક છે તે એવી ક્ષમા હોવી અશક્ય માને તો સંભવિત છે. જોકે એવી ક્ષમા અસાધ્ય તો નથી, પણ દુઃસાધ્ય એટલે કષ્ટે કરીને સાધ્ય થાય એવી છે. તેથી ધીરજથી અભ્યાસ કર્તવ્ય છે.

**शनैः शनैरुपरमेत् बुद्ध्याधृति गृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥**

મરણ વખતે અજામીલ સ્હેજમાં પુત્રને નારાયણ નામથી બોલાવ્યાથી તરી ગયો, એમ લોક કહેછે, પણ ખાસ તેમ નથી તેણે અનેક જન્મોમાં બહુ બહુ ભક્તિ અનુષ્ટાનો કરેલાં હતાં, પણ કોઇ દુષ્ટ કર્મ પ્રતિબંધક રહી ગયલું તેથી વેશ્યા ગામી થયો હતો. પરંતુ તે પૂર્વનાં બધાં શુભ કર્મ પ્રભાવથી નારાયણ એવું નામ રાખ્યું. અને અંત વખતે તેને તેજ નામથી બોલાવવાનો યોગ પણ તેજ શુભ કર્મોએ આણી આપ્યો. આવો પાપી મનાયા છતાં કંઇ એકજ જન્મમાં તરી ગયો એમ ન સમજે. **बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ॥** છતાં પણ જો તીવ્ર પુરૂષાર્થ હોય તો એકજ જન્મમાં પણ તરી જાય-મોક્ષ મેળવી શકેછે. પરીક્ષિતે સાત દિવસમાં કલ્યાણ કરી લીધું તો એક આખો જન્મ જો કરવા ઇચ્છે તો, વગર તકરારે જે ઇચ્છે તે થવા અનુકુળ છે. પરીક્ષિતે કહ્યું કે, મને મરણનું જરા કષ્ટ નથી, તક્ષક નાગ કે-સર્પાદિનો મને જરા ભય નથી, પરંતુ મનુષ્ય જન્મ કર્તવ્ય સિદ્ધ કરી લેવાનો મળ્યોછે તેમાં ફક્ત સાત દિવસમાંજ કરવું, એ શી રીતે થશે, એજ માત્ર શોક થાયછે. ત્યારે મહાત્માઓએ કહ્યું કે, રાજન્ ! એનાથી પણ અલ્પ સમયમાં કેટલાક વીર તીવ્ર પુરૂષાર્થીઓએ કર્તવ્ય કરી લીધું છે, તો તમારે તો આખા સાત દિવસ છે. તે પછી ચિત્ત ચોંટાડીને પરિક્ષિતે શ્રી શુકાચાર્યથી ભાગવત જ્ઞાન સાંભળ્યું. તે પ્રસંગે પરિક્ષિતે કહેલું કે, ક્ષુધા-પિપાસા મને જરાપણ બાધ કરતા નથી, મન તૃપ્ત થઇ રહ્યું છે. તે સત્ય છે, કેમકે જો મન તે ઈષ્ટ કલ્યાણકારી વિષયમાંજ તલ્લીન થઇ રહે, તો ક્ષુધા, તૃષા,

માલમ પડતી નથી. એવી દશામાં સાત દિવસ તો શું, **પણ સાત ઘડીમાં, અરે સાત ક્ષણમાં કલ્યાણ–મોક્ષ થઇ જાય છે. મન અને દેહના સંબંધથી દુઃખ છે.** તરવારનો જખમ થાય કે વ્યાધિ હોય, કે પુત્રનો શોક હોય, તોપણ નિદ્રામાં કંઇ નથી. કેમકે ઉંઘમાં મનનો દેહ સાથે સંબંધ નથી. સુષુપ્તિમાં લીન થયલું હોય છે. તેથી જાગ્રતમાં જે રડતો બરાડતો તે કશું ત્યાં રહેતું નથી. તે રીતે મન છે તે પ્રભુનાં જ્ઞાન, ધ્યાન, કથા વગેરેનાં શ્રવણમાં તે આકારે બની રહ્યું હોય તો ભુખ, તૃષા, નહિંજ બાધ કરે. અંતે આખરે પણ એજ અવસ્થા મેળવવી છે–એજ પ્રાપ્તવ્ય છે; પછી ગમે તો આજેજ મેળવો કે હજાર લાખ જન્મ સુધી દુઃખી થઈ અટવાઇને મેળવો.

હવે ત્રીજો ધર્મ અનસૂયા–ગુણમાં દોષારોપ કરવો, તેને અસૂયા કહેછે: તેનો અભાવ હોવો તે અનસૂયા છે.

**नगुणान् गुणिनोहंति स्तौति मंदगुणानपि ॥**
**नान्य दोषेषुरमते सानुसृया प्रकीर्तिता ॥**

વળી શ્રી ભગવાન કહેછે કે, **सर्वारंभाहि दोषेण धूमेनाग्निरिवा वृताः ॥** જીવમાત્ર બધામાં કંઇ કંઇ પણ દોષ છે. કેવળ નિર્દોષ તો પરબ્રહ્મ છે. **निर्दोषं हि समं ब्रह्म तस्मात् ब्रह्मणि ते स्थिताः ॥** સર્વ આરંભ, એટલે ઉત્પત્તિવાળા પદાર્થ જીવમાત્રમાં દોષ છે તે દોષમાં નજર નહિં કરો. દોષ જોવાથી દુષ્ટ સંસ્કાર પડી અંતઃકરણને કલુષિત કરેછે, તેથી તે નહિં કરો. માત્ર જેના તેનામાંથી ગુણ લઈ લો.

સમુદ્ર મંથન વખતે પ્રથમજ હલાહલ વિષ નિકળ્યું તે ઉંચે ચઢવા માંડતાં વિષ્ણુએ જાણ્યું કે બ્રહ્માંડને બાળી મુકશે, તેથી શિવની પ્રાર્થના કરી કે, પ્રભો! પ્રથમ આપની પૂજા કરવી જોઇએ તેમાં પ્રથમ આ વિષ નિકળ્યું તે આપ લઇ લો, તો તો બ્રહ્માંડ બળતું બચે. શંકરે પ્યાલો લઇ પી લીધો, પણ તેને પેટમાં જવા દીધું નહિં, તેમ પાછું વમન પણ (Vomit) કરી નહિં નાખ્યું, કેમકે વમન કરે તો બ્રહ્માંડને બાળે: તેથી કંઠદેશમાંજ રાખ્યું, તેને લીધે નીલકંઠ થઇ જવાથી નીલકંઠ કહેવાયા. તેમ, તાત્પર્ય એ છે કે, મહાપુરૂષ પરોપકાર–દાનમાં ઉદાર હોય છે. કંઇ દોષ આવી પડે તો તેને ભીતર જવા દેતા નથી–અંતરમાં લઇ જતા નથી, પણ ત્યાંજ તે દોષને સડી બળી અસ્ત થઇ જવા દેછે. ચારણી છે તે સારમાત્રને નીચે કાઢી નાંખી અસાર-થુલું સંગ્રહીને પોતામાં

રાખેછે; અને સુપડું તો અસારમાત્રને કાઢી-ઉડાવી દઇ સારમાત્ર પોતામાં રાખેછે. તે રીતે સુપડાંને ગુરૂ કરો-તેના ગુણ પકડી લો.

હવે ચોથું तिर्थानुसरणं दमः એટલે તીર્થસેવન રૂપ દમ.

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वंगनागमः ।
महंति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥

એ બધાં મહાપાપ કહેવાય છે (બ્રહ્મહત્યા, સુરાપાન, બ્રાહ્મણનાં સુવર્ણની ચોરી, ગુરૂપત્નિ સહગમન). અને એવા પાપીનો સંસર્ગ કરનારા પણ તેવાજ મહાપાપી થાય છે. તે બધાને માટે અસાધારણ પ્રાયશ્ચિત્ત જે કે જ્ઞાતપાપને માટે છે તે છે. અજ્ઞાતપાપ માટે સાધારણ પ્રાયશ્ચિત્ત છે. આ જન્મે તો કદાપિ જ્ઞાતપાપ હોય, પણ પાછલા જન્મોમાં કેવાં પાપ કરેલાં તે કંઇ કોઇને જાણવામાં હોતું નથી, તેથી તેને માટે તથા સાધારણ પાપ માટે શ્રીહરિનાં નામસ્મરણ, તીર્થસ્નાન, દાન, ધ્યાન વગેરે છે. તેમાં તીર્થ છે, તેનાં સેવનથી પાપ મટેછે.

નાસ્તિક લોક કહેછે કે, હમે ગંગામાં નાહ્યા પણ હમને લેવા સારૂ સ્વર્ગથી વિમાન આવેલું તો જોયું નહિં, અથવા હમારી બુદ્ધિમાં કાંઇ વિલક્ષણતા જણાઇ નહિં ? એવાઓને ઉત્તરરૂપે કહેવાય છે કે,—પૃથ્વીમાં, જળમાં વિલક્ષણતાતો દેખાય છેજ. કાસ્મીર તરફની કોઇ જમીનમાં કેસર થાયછે, ત્યાંથી એક બે હાથ છેટે જુવાર થાયછે. ત્યાંના કાસ્મીરી લોક કહેછે કે, એ જમીનમાં કેસર નહી થાય તેથી જુવાર કરીછે. આ દેશમાં પણ ભાતનું તુલ કરનાર ખેડુત કહેછે કે એ જમીનમાં જુવાર નહીં થાય. એનો પરિચય ખેડુતને છે. જ્યારે જમીનમાં એવી વિલક્ષણતા છે તો કોઇ ભૂમિમાં પાપ હરવાની શક્તિ હોવી, એ કબુલ કરવું પડશે. અંગદેશમાં, શિવે કામને બાળી નાખ્યો છે. વળી તાટકા વધ થયો છે. બંગદેશ, કલીંગ, મગધ, એ દેશોમાં જઇ આવે તો પ્રાયશ્ચિત્ત કરીને સ્વદેશમાં પ્રવેશ કરવાનું કહ્યું છે.

गंडकी बाहु तरणात् करतोयाविलंघनात् ।
कर्मनाशा जलस्पर्शात् धर्मः क्षरति कीर्तनात् ॥

ગંડકી નદી જયાંથી શાલિગ્રામ નિકળેછે તે નદીમાં બે હાથે તરવું નહીં, તરવાથી પાપી થવાય છે. કરતોયા નદીને પેલે પાર-ઉલ્લંઘીને જવું નહીં. કર્મનાશા નદીનાં જળને સ્પર્શ કરવાથી પાપી થવાય છે. એનું કીર્તન કરવાથી ધર્મ નાશ પામે છે. તેજ રીતે કીર્તનથી એટલે કરેલું પાપ કહી દેવાથી પણ પાપ નાશ પામેછે.

**नाभेरूर्ध्वं मेध्यतरं** ॥ નાભિથી ઉપરનો ભાગ પવિત્ર છે. એમ આ સ્થૂળભૌતિક શરીરમાં પણ અપવિત્ર, પવિત્ર, પવિત્રતર, વગેરે, એટલે ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ વગેરે છે, તો તેજ રીતે વિરાટ શરીરમાં પણ ઉત્તમ મધ્યમાદિ માનવુંજ પડશે જેથી જળમાં પૃથ્વીમાં ઉત્તમ, મધ્યમ, કનિષ્ટાદિ માનવુંજ પડશે. જેના હાથ પગ અને મનનો સંયમ હોય તેને તીર્થનું ફળ મળેછે. શ્રદ્ધા વગરનાને મળતું નથી. યાત્રા ગયા પેહેલાં બધાં સગાં સ્નેહીને પ્રણામ કરી અપરાધોની ક્ષમા માગવી ઘર દ્રવ્યાદિ પુત્ર મિત્રને સોંપવું. રસ્તે જે જે તીર્થો આવતાં હોય તે બધાં કરતા જવું ત્યાં મુંડન, અપવાસ, અને તીર્થ શ્રાદ્ધ કરવાં. જેમ, સુરતથી નિકળે તો પ્રથમ તાપી તીર્થથી શરૂ કરવું. બધાં તીર્થમાં વિધિપૂર્વક સ્નાન કરવું. કોઇ પાસે કંઈ પરિગ્રહ કરવો નહીં—કોઇનું ખાવું, પીવું કે લેવું નહીં. અરણ્યમાં અનેક ફળ ફુલ હોયછે તે બધું ગમે તે લઇલો. ખાવ પીઓ તો તે ચોરી નથી. પણ જેના ઉપર કોઇનું મમત્વનું અભિમાન છે તે, તેની રજા વગર ન લેવું. **दृष्टि पूतं न्यसेत्पादं** જોઇ જોઇને પગ મુકવો, કે પગ તળે કંઇ અપવિત્ર—નઠારૂં ચંપાય નહીં, તેમ ક્ષુદ્ર કીડી વગેરે જીવોની હિંસા ન થાય અને મનની એકાગ્રતા રાખવી જેને મનનો સંયમ કહેછે.

ગંગા આદિ તીર્થો લાંબા કાળથી છે, તેની ખાત્રી કિષ્કિંધામાં તામ્રપત્ર છે તથા બદ્રીનાથને રસ્તે એક મંદીર છે ત્યાં પાંડવ વખતનો તામ્રલેખ છે. તથા વેદમાં ગંગા વગેરે વિષે **सिता सिते सरिते०** એ મંત્રથી શ્વેત સ્યામ એટલે ગંગા યમુના નદીનાં સંગમમાં સ્નાનથી પવિત્ર થવાશે, એમ લખેલું છે તો એથી લાંબા કાળની સિદ્ધજ છે.

**यत्र गंगा च यमुना यत्र प्राची सरस्वती ।**
**यत्र सोमेश्वरो देवः तत्र माममृतं कृधि ॥**

જ્યાં ગંગા, યમુના અને પ્રાચી સરસ્વતિ છે, જ્યાં દેવ સોમેશ્વર છે, ત્યાં મને અમૃત કર. એવી રોજ પ્રાર્થના કરવી, એમ વેદશાસ્ત્ર ઉપદેશેછે. વેદના બે ભાગ છે. બ્રાહ્મણ ભાગ અને મંત્ર ભાગ. તેમાં મંત્ર ભાગમાં મંત્ર છે કે, **अदोयद्दारुप्लवते०** એ જગદીશની મૂર્તિ વિષે છે. એ દારૂ (કાષ્ટ) ની મૂર્તિની ભીતર અંગુષ્ટમાત્ર અપૌરૂષેય મૂર્તિ છે. જેને રેશમ વગેરેનું વસ્ત્ર વીંટીને અંદર મુકેછે, તેને ભેટવાથી અપાર પુણ્ય (અમૃત) થાયછે. રથ જાત્રાને દહાડે રથમાં બેસેછે ત્યારે

બધાને ભેટવા દેછે, એટલું હવે હાલ દેખાય છે. તે વિષે પણ કહ્યું કે, **यत्रदेवो जगन्नाथ तत्रमाममृतं कृधि ॥** જ્યાં જગન્નાથ દેવ છે ત્યાં મને અમૃત કરો. એજ રીતે કુરૂક્ષેત્ર, કાશી, ત્રિવેણી સંગમે પ્રયાગક્ષેત્રમાં શરીર છોડશે તે અમૃતને પામશે, એવા મંત્રો છે. એવાં તીર્થોમાં વિધિથી સ્નાન કદી ન થાય તો એમજ સ્નાન માત્ર કરવાથી કંઇપણ પુણ્ય શ્રેય તો થશેજ.

પાંચમું શૌચ, એટલે શુદ્ધિઃ—**भस्मना शुध्यते कांसं ताम्रमम्लेन शुध्यति ॥** કાંસાનાં વાસણ ભસ્મથી શુદ્ધ થાયછે, આમલી ખટાસથી તામ્રપાત્રો શુદ્ધ થાયછે, મૃત્તિકાથી શરીર શુદ્ધિ થાયછે અને વેગથી નદી શુદ્ધ થાયછે: તથા ચેતનરૂપે અવસ્થિત થવું, તે જીવની શુદ્ધિ છે. શરીર શુદ્ધિને ક્ષેત્ર શૌચ કહેછે, અને જીવની શુદ્ધિને ક્ષેત્રજ્ઞ શૌચ કહેછે. દેવલ મુનિએ શૌચ બે પ્રકારનું કહ્યુંછે **शौचंहि द्विविधंप्रोक्तं बाह्याभ्यंतर मेवच ॥** બાહ્ય અને અંતર શૌચ. તેમાં મૃત્તિકા જળથી બાહ્ય શુદ્ધિ થાયછે અને શુભ ભાવનાથી અંતર શુદ્ધિ થાયછે.

**मृज्जलाभ्यां शुध्यते बाह्यं भावशुद्धिस्तथांतरं ॥**

બધી ક્રિયાનાં બે ફળ છે, દ્રષ્ટ અને અદ્રષ્ટ. સ્નાનથી દ્રષ્ટ ફળ એ છે કે, મલીનતા જાય, સુસ્તિ જાય, દીલ સ્વચ્છ થાય, તથા ચિત્ત સ્વસ્થ થાયછે, વગેરે. અને અદ્રષ્ટ ફળ એ છે કે, ચિત્ત સ્વસ્થ થવાથી આયુ પ્રાપ્તિ, ધર્મ પ્રાપ્તિ, વગેરે. શૌચ ( દિશા—જંગલ ), દંતધાવન, રતિ, સ્નાન, ભોજન, જળપાન, એ છ પ્રસંગમાં મૌન ધારણ કરવું. સ્નાન વખતે બોલવાથી વરૂણ દેવતા શક્તિ હરિ લઇ જાયછે. ભોજન વખતે મૌન રાખવાથી પિતૃદેવ સાથે રહેછે, અને બોલવાથી ચાલ્યા જાયછે. અને અદ્રષ્ટ ફળ એ થાય છે કે, એક કોઇ અદ્રષ્ટની ઉત્પત્તિ થાયછે. સૂર્યોદય પેહેલાં જાગ્રત થઇ ઉઠવું. સૂર્યના ઉદય વખતે અને અસ્ત વખતે નિદ્રાવશ રહેવાથી પતીત થવાય છે ( પાપ થાય છે ) તેથી તે વખતે નિદ્રા ન હોવી જોઇએ. **प्रातः स्नानं प्रशंसंति दृष्टादृष्ट फलंहितत् ॥** પ્રાતઃકાળે સૂર્યોદય પેહેલાં સ્નાન કરી ઉદય થઇ રહ્યો કે દર્શન કરી અર્ઘ્ય આપવા. એ રીતે બ્રાહ્મમૂહૂર્તમાં ઉઠવાથી આયુ તથા ધર્મ પ્રાપ્તિ થાયછે. તથા વખત મળવાથી બીજાં કામ થાય, બળ, બુદ્ધિ, તેજ, ધન, વધેછે, ભુખ લાગેછે, શાંતિ થાયછે.

અંતઃકરણને, કાળાસ—મેસ—ધુમાડાવાળું મલીન કરનારાં, છ કાલુષ્ય છે. રાગ, દ્વેષ, ઇર્ષા, અસૂયા, પરોપકાર ચિકીર્ષા અને અમર્ષ. **सुखानु**

**शयी रागः ॥ दुःखानुशयी द्वेषः ॥** મને અમુક સુખ નિરંતર બન્યું રહે, એવી ઇચ્છા છે તે રાગ. જેનાથી દુઃખ થાય તેના નાશની ઇચ્છા, તે દ્વેષ (તામસ વૃત્તિ). તેને અને સર્વને જે થવાનું હશે તે તો તેના પ્રારબ્ધાનુસાર થવાનું છે; તે છતાં તેવાં જ્ઞાનના અભાવે તે કોઇના નાશની ઇચ્છા થવી તે દ્વેષ છે. બીજાનું ઐશ્વર્ય જોઇ ચિત્તમાં બળાપો કરવો, તેને ઇર્ષા કહેછે. ગુણમાં દોષનો આરોપ કરવો, તે અસૂયા. કોઇએ કંઇ આપણા વિરૂદ્ધ-પ્રતિકુળ કીધું હોય તો તેનો બદલો લેવાની ઇચ્છા કરવી તે, અમર્ષ કહેવાય છે. બીજાંને દુઃખી કરવાની ઇચ્છા થવી, તે પરોપકાર ચિકીર્ષા છે. એ અંતરના કાલુષ્ય મટાડવા સારૂ ચાર ઉપાય કહેછે. મૈત્રી, કરૂણા, મુદિતા, અને ઉપેક્ષા. અને પુરૂષો ચાર પ્રકારના છે. સુખી, દુઃખી, પાપી અને ધર્માત્મા. એ ચારે પ્રત્યે ચાર પ્રકારની ભાવનાથી **चित्तप्रसादनं भवति** ચિત્ત પ્રસન્ન થાયછે. સુખી-શ્રીમંતને જોઇ તેમનામાં મિત્ર ભાવના કરવી; એટલે, એ સુખ-શ્રીમંતાઇ મારા મિત્રની છે એટલે મારીજ-મનેજ છે. મિત્ર સમજીને તેની સાથે સ્નેહ કરવો, એમ કહેવાનો હેતુ નથી; કેમકે કોઇની સાથે પણ સ્નેહ કરવો, તે દુઃખનો હેતુ છે. માટે સ્નેહ-પ્રીતિ કર્તવ્ય નથી. સ્નેહાસ્પદ પદાર્થના વિયોગથી દુઃખ થાયછે, માટે સ્નેહ કોઇપણ પ્રાણી પદાર્થમાં બાંધવો નહીં. જેટલો સ્નેહ કરેછે તેટલોજ શોક શંકુ (ખીલો) અંતરમાં ઠોકી બેસાડે છે. કેમકે **अद्य वा अब्दशतांते वा मृत्युर्वै प्राणिनां ध्रुवः** આજે અગર સો વરસે પણ પ્રાણીનું મૃત્યુ તો છેજ, એ સિદ્ધ છે. તેથી તેના વિયોગથી શોક થાયછે. જેનો સંયોગ તેનો વિયોગ સંભવેજ છે. તે વ્યાકુળ કરી ખેદ પમાડશે, એ અભિપ્રાયથી સ્નેહ કંયે પણ બાંધવો યોગ્ય નથી. તમારાથી ભિન્ન પદાર્થોમાં સ્નેહ ન કરો. જેનો કદી વિયોગ થતોજ નથી એવા ઇશ્વર અથવા તમારાં આત્મસ્વરૂપમાંજ સ્નેહ કરો.

મૈત્રીથી રાગ નિવૃત્તિ તેમજ ઇર્ષાની નિવૃત્તિ થાયછે. આપણને રાજની ઇચ્છા છે, પણ પુત્રને રાજ મળે તો તેથી પણ આપણી રાજની ઇચ્છા મટેછે. કેમકે પુત્રમાં મમત્વ બુદ્ધિ છે. તેમ મિત્રનું સુખ છે, તે મારૂંજ છે, એમ સમજવાથી રાગ અને ઇર્ષા મટેછે. હવે **दुःखीषु करुणां भावयेत् ॥** દુઃખીને જોઇ તે ઉપર કરૂણાની ભાવના કરવી, અને તે દુઃખ પોતાને પણ સમજી, તેનું તે દુઃખ મટાડવા યત્ન કરવું. **आत्मौपम्येन सर्वत्र दयां कुर्वंति साधवः ॥** કરૂણા ભાવનાથી ચિત્ત કોમળ થાય છે. એવી કૃપા ભાવનાથી અમર્ષ પણ મટશે, અને પરોપકાર ચિકીર્ષા

પણ મટશે. ધર્માત્મામાં મુદિતા ભાવના કરવી ( તેને જોઇને પ્રસન્ન થવું), તેના વખાણુ કરવાં, તેથી અસૂયા મટશે. અને પાપીની ઉપેક્ષા કરવી. એ રીતે ચાર જાતના પુરૂષોમાં ઉપર પ્રમાણે ચાર જાતની ભાવનાથી અંતરના છ દોષ-કાલુષ્ય મટી જશે. **शौचात् स्वांग जुगुप्सा.** સ્નાન કરી શુદ્ધ થવાથી આનંદ લાગશે, શરીરથી કોઇને સ્પર્શ કરવા સંકોચ થશે, અને બીજાના સંસર્ગનો અભાવ થશે. એ એક સાધન, પરમપદ પ્રાપ્તિ માટે આવ્યું સમજો.

**અનાયાસ:**—શુભ કર્મ કરતા હોઇએ છતાં તેનાં અતિ અનુષ્ઠાનથી બહુ કષ્ટ થાય તેમ છે, તેથી તે અતિ ન કરવું. સાધારણ માત્ર કરવું. શરીરમાં જ્વર (તાવ) અથવા કંઇ કષ્ટ છે, અગર કષ્ટ થવા જેવું છે, તો તેવે વખતે સ્નાન કરવું નહીં, પણ ભસ્મ સ્નાન કરવું, અથવા **वायव्यं गोरजस्पृशं** વાયુ માત્રનું, ગોરજ સ્પર્શરૂપ સ્નાન, અથવા બાળક પુત્ર રમતો હોય તેને દીલે ધુળ લાગેલી હોય તે પુત્રને પોતાને અંગે લગાવે-તેજ સ્નાનરૂપ ગણવું.

**મંગળ:**—**प्रशस्ताचरणं नित्यं** હંમેશ શાસ્ત્ર પ્રતિપાદિત સારાં આચરણ કરવાં, અને **अप्रशस्तविवर्जनं** નબળાં આચરણ છોડી દેવાં. **एतद्धि मंगलं प्रोक्तं** એને મંગલ કહેછે.

**અકાર્પણ્ય**—કૃપણતાનો અભાવ. દીનતા છોડી દઈ પાત્રને દાન કરવું તે. **धनिकं च अदातारं दरिद्रं च०** ધનવાન છતાં કંઇ આપતો નહીં હોય એવાને, અને દરિદ્રીને-પૈસા છતાં ભીખ માગનારને કુવા, નદી કે દરીઆમાં નાખી દેવા, એમ શાસ્ત્રકાર વિદ્વાનો કહેછે.

દાનના બે હેતુ છે, છ અધિષ્ઠાન છે, છ અંગ છે, છ વિપાક છે, ત્રણ વિધી છે, ચાર પ્રકાર છે, અને ત્રણ નાદ છે.

દાન છે તે યજ્ઞનું રક્ષક છે, એથી વિઘ્નો દૂર થાય છે. દ્વેષીઓ હોય તે મિત્ર બનેછે. **दाने सर्वं प्रतिष्ठितं तस्मात् दानं परमं वदंति ॥** એ વેદનો મંત્ર છે. પરંતુ તે દાન પાત્રને કરવું. વિદ્વાન હોય છતાં તેનામાં પાત્રતા-પાત્રનાં લક્ષણ નહીં હોય તો તે પાત્ર નથી. તે પાત્ર એટલે સ્વયંદાતા હોવો જોઇએ. શાંત, દાંત, ક્ષમાશીળ, હોવો જોઇએ. દાન આપીને પોતાનાં મુખથી કીર્તન કરવું નહીં, કે અમુક મેં આપ્યું. પોતાની શક્તિ છતાં, કોઇ આપત્તિમાં આવી પડેલો, દેશ, સ્ત્રી, છોકરાં

છોડીને માગવા આવ્યો હોય તેને નહીં આપે તો પાપી થાય છે. સદાચારી, કુલીન, રૂપવાન, પ્રીયવાણી બોલનાર, બહુ શ્રુત, ધર્મજ્ઞ, એવો છતાં તે ભીખ કેમ માગેછે? કારણકે, પૂર્વે તેણે દાન કીધું નથી તેનું ફળ ભોગવેછે. માગનાર **देहि देहि** એમ બે બોલ બોલેછે, તેને "નથી નથી (ચલે જાવ)" એવા બે બોલ કહેવાનો અભ્યાસ કરેલો તેનેજ હવે **देहि देहि** કરવું પડેછે. દાતા અને લેનારમાં દેખાતો ખુલ્લો ભેદ છે કે દાતાનો હાથ ઉંચો રહેછે, અને લેનારનો હાથ નીચો રહેછે તેવો તે નીચો છેજ. ગઉપ્રતિપાલક, બ્રાહ્મણ અને હોમ યજ્ઞ કરનારને "નહીં આપો" એમ કહેનાર તીર્યક ચાંડાલ થાય છે.

દાનના બે હેતુ છે. થોડું અલ્પ આપવું અગર ઘણું આપવું, એ કાંઇ કલ્યાણ સાધક નથી, પણ શ્રદ્ધા ભક્તિજ હેતુ છે. ગરીબની પાસે એક પૈસો અને અલ્પ વસ્ત્ર છે તેજ તેનું શક્તિ પ્રમાણ છે, તે દાન આપી દે, અને શ્રીમંત લક્ષ કોટિ દ્રવ્ય સાથે લુગડાંનાં થાન-તાકાઓ આપી દે, તે તેનું શક્તિ પ્રમાણ છે. તે બેહુ સરખુંજ છે, છતાં શ્રદ્ધા ભક્તિથી ગરીબ અલ્પમાત્ર આપેછે તે પેલા શ્રીમંત કરતાં અનંત ગુણ અધિક થાય છે.

દાનના ૭ અધિષ્ઠાન છે. ધર્મ, અર્થ, કામ, લજ્જા, હર્ષ, ભય. પ્રયોજનથી શૂન્ય રહી એટલે ફળના ઉદ્દેશ વગર પાત્રને આપો તે ધર્મ છે. પ્રયોજનને લઇને-કંઇ કામ કરેલું હોય કે કરાવવાની મતલબ હોવાથી આપવું, તે અર્થદાન છે. તેનું ફક્ત આ લોકમાંજ ફળ છે. સ્ત્રી, શિકાર, દ્યુતપ્રસંગ, નાટક, ભવાઇ વગેરેમાં વાહવાહ કરાવવાને અથવા કીર્તિ ગવડાવવાને માટે આપવું તે, કામદાન છે. સભામાં શેઠ બેઠા છે ત્યાં આવી તેની સ્તુતિ વખાણ કરીને માગ્યું એટલે (ન છુટકે પણ) આપવુંજ પડેછે તે આબરૂ રાખવાને લજ્જાથી આપેછે, તે લજ્જાદાન છે. પુત્ર આવ્યાની ખુશાલીથી અથવા પુત્રનો વિવાહ થયો તેની ખુશાલીમાં, અથવા વેપારમાં ખૂબ નફો થયાનો કે નોકરીમાં સારૂં પ્રોમોશન મળ્યાનો તાર અથવા કાગળ આવ્યાથી દાન કરાય છે તે હર્ષદાન છે. અને પોતે અપરાધ કીધો હોય તે છુપાવવાને માટે કોઈ દુષ્ટને (પોતાનો ગુન્હો પ્રકટ ન કરે એવા હેતુથી) જે લાંચ રૂશ્વતરૂપે આપવું તેને ભયદાન કહેછે.

દાનના ૭ અંગ કહેવાય છે. દાતા, લેનાર, શ્રદ્ધા, દેયપદાર્થ, (આપવાનું દ્રવ્યાદિ જે હોય તે) દેશ અને કાળ.

દાતા કેવો હોવો જોઇએ:–અપાપરોગી, ધર્માત્મા, દેવાની ઇચ્છાવાળો, કામજ તથા ક્રોધજ વ્યસનો રહિત, પ્રસન્નાત્મા, અને પવિત્રાત્મા; એ છ ગુણવાળો દાતા જોઇએ.

શિકાર અને દ્યૂત ખેલનાર, સાયંકાળે ઉંઘનાર, નિંદક, સ્ત્રીમાં આસક્ત, મદ્યપીનાર, ગાવા બજાવવાનું કરનાર, વૃથા રખડનાર, એવા જે હોય તે કામજ વ્યસની છે; અને ચુગલી, સાહસ, મોહ, ઇર્ષા, અસૂયા, ક્રુર, એવાં વ્યસનવાળો ક્રોધજ વ્યસની છે. પવિત્રાત્મા, તથા અનિંદનીય કર્મવાળો, મીઠું અને ચામડાંનો નીચ વ્યાપાર કરતો ન હોય, એવો તે ઉત્તમ દાતા છે.

પાત્ર એટલે શુદ્ધ. માબાપ ગુરૂની શિક્ષાથી શુદ્ધ, શુકલવૃત્તિવાળો, દયાળુ, સંયતેંદ્રિય, એવો હોય તે પાત્ર છે. ભિક્ષુને જોઇ પ્રસન્ન થાય, પવિત્ર થઇને તેને આપેછે તે દાતા સારો સમજવો. દ્રવ્ય ઉપાર્જનમાં ધર્મ હાનિ ન થવા દઇને ન્યાયથી મેળવેલું દ્રવ્ય, ભલે થોડું હોય તોપણ તે દ્રવ્ય આપવા યોગ્ય છે. જે દેશમાં જે કાળે જે દુર્લભ હોય તે વખતે ત્યાં તે આપે.

હવે દાનના છ વિપાક કહેછે. નાસ્તિક, ચોર, હિંસક, વ્યભિચારી, ચુગલ, દુષ્ટ, એવાને આપવાથી દુષ્ટ ફળ થાયછે. તેથી તેવા લોક દાન લેવા લાયક નથી, અર્થાત્ તેવાને આપવું યોગ્ય નથી. ભારે દાન આપે, પરંતુ શ્રદ્ધા ન હોય તો નકામા જેવું છે. પુત્ર, સ્ત્રી વગેરેને દુઃખમાં નાખી–કકળાવીને કલેશ કરીને આપે તેનું પણ ફળ નથી. દયાથી દાન આપે તો અક્ષય ફળ થાયછે.

દાનના ચાર પ્રકાર કહેછે.–ધ્રુવ, કામ્ય, આજસ્રીક, દૈવીક. પરબ મંડાવવી, લોકોનાંજ સુખ માટે બગીચો, તળાવ, કુવા, વાવ કરાવવાં, તે ધ્રુવ. પુત્ર માટે તથા સ્ત્રી પરણવા માટે જે દાન આપવું તે કામ્યદાન છે. રોજ જે દાન અપાય (ગોર–ગુરૂ બ્રાહ્મણને અન્નદાન, ગાયને, શ્વાન, કાક વગેરેને) તે આજસ્રીક. કાળ, ક્રિયા, અર્થની અપેક્ષાથી દેવાય તે નૈમિત્તિક દાન છે. અન્ન, વિદ્યા, કન્યા, વસ્ત્ર, ગાય, પૃથ્વી, સુવર્ણ, હાથી વગેરે દાન છે તે ઉત્તમ દાન છે. વસ્ત્ર, ભોગ્યપદાર્થ, ઔષધી, એ મધ્યમ દાન છે. જોડા, છત્ર, પાત્ર, દીપ, કાષ્ટ, ફળ, ચર્મ, એ કનિષ્ટ એટલે અધમ દાન છે. **विद्यायुक्तः धर्मशीलो प्रशांतः** વિદ્વાન, ધર્મશીલ, પ્રશાંત, તેમજ ગૌરક્ષા કરનાર, યજ્ઞ કરનાર, એવાને પાત્ર સમજવો. **पात्रानामपि**

**तत्पात्रं शूद्रान्नं यस्य नोदरे ॥** જેના પેટમાં શૂદ્રનું અન્ન નથી તે પાત્રોમાં પણ પાત્ર છે. **पतनात् रक्षतीति पात्रः** પતનથી જે રક્ષે તે પાત્ર. મોટું ધન-વધારે દાન હોય તો ગુરૂને, તેની સ્ત્રીને અગર તેના પુત્રને આપે.

માતા, પિતા, ભાઇ, બ્હેન, પુત્રી (કન્યા), સ્ત્રી, પુત્ર, એટલાંને દાન આપવું તે અનિંદ્ય છે, તેનું ફળ સ્વર્ગ પ્રાપ્તિ છે. પિતાને આપવાથી ૧૦૦ ગણું થાયછે, માતાને આપવાથી ૧૦૦૦ (હજાર) ગણું થાયછે. પુત્રીને આપવાથી અનંત ગણું થાયછે. ભાઇ (સહોદર) ને આપવાથી અક્ષય પુણ્ય થાયછે. બ્રાહ્મણનેજ દાન અપાય એવો કશો પ્રતિબંધ છેજ નહીં. બ્હેનને, ભાણેજને, દરિદ્રીને, બાપની બેનને, આપવાથી કોટિગણું પુણ્ય થાયછે. સ્ત્રી, પુત્ર, ઘર બહાર દેશ છોકરાં છોડીને કંગાલ હાલતને લીધે, જે ભિક્ષા માટે પરદેશમાં નિકળી આવ્યો છે તેવા બ્રાહ્મણને આપવાથી બહુ પુણ્ય થાયછે.

આતિથ્ય અને શ્રાદ્ધ એ બે પણ સાધારણ ધર્મ છે. શ્રાદ્ધ એટલે શું ?

**देशे काले च पात्रेच श्रद्धयाविधिना च यत् ।**
**पितृनुद्दिश्य पात्रेभ्यो दत्तं श्राद्ध मुदाहृतं ॥**

શ્રાદ્ધ માટે ભૂમિ કેવી જોઇએ ? દક્ષિણે નીચી અને ઉત્તરે ઉંચી ભૂમિ હોવી અથવા કરવી જોઇએ. કુતુપ કાળ એટલે ચોથો પ્રહર જોઇએ. શ્રાદ્ધમાં ત્રણ પવિત્ર છે. દૌહીત્ર (પુત્રીનો પુત્ર), ચોથો પ્રહર, અને તલ. માટે ઉત્તમ દેશ કાળમાં વિધિપૂર્વક પિતૃને ઉદ્દેશીને પાત્ર બ્રાહ્મણને અપાય, તે શ્રાદ્ધ.

શબ્દના અર્થ ત્રણ રીતે થઇ શકેછે. અક્ષર પ્રમાણે થાય તે યૌગિક અર્થ છે. રૂઢ અને યોગારૂઢ. પંકજ એટલે કાદવમાંથી થાય તે. એવુ તો ઘાસ પણ છે, પણ યોગારૂઢ અર્થ હોવાથી પંકજ એટલે કમલ, એ અર્થમાંજ શક્તિ છે. પારિભાષિક અથવા સાંકેતિક શબ્દ છે, તેવો શ્રાદ્ધ છે.

**अकाल मृत्यु हरणं सर्व व्याधि विनाशनं ॥**
**विष्णोः पादोदकं तीर्थं जठरे धारयाम्यहं ॥**

એ રીતે વિષ્ણુનાં ચરણામૃતનું મહાત્મ્ય કહ્યું છે. ત્યાં શંકા કરાય છે કે, **नाकाले म्रीयते जंतु प्राप्ते कालेन जीवति ॥** કોઇ જીવ અકાળે તો મરતોજ નથી, તેમ કાળ આવ્યો કે તે જીવતો નથી, તો અકાળ મૃત્યુ તે (તીર્થ) શી રીતે હરેછે ? અહીં અકાળ મૃત્યુ એ સાંકેતિક શબ્દ

છે. મૃત્યુકાળ એવી રીતે લખ્યો છે કે તીર્થનાં અથવા એવાં બીજાં ઉત્તમ જળથી સ્નાન કરાવે, **गोमयेन भूमिं उपलिप्य** ગાયનાં છાણથી જમીન લીપીને તે ઉપર કુશ (દર્ભ) નાખી કામળ નાખી સુવાડે, પાસે ગુરૂ બેસીને ઘટમાં દીપ કરે, તુલસી સુવર્ણ મુકે. બીજા બ્રાહ્મણાદિ વિદ્વાનો ગીતા ઉપનિષદાદિના પાઠ મોટે સ્વરે વાંચે, કે જેથી સ્ત્રી પુત્રાદિનાં રૂદનનો અવાજ તે મરનારને કાને નહિં સંભળાય, તથા તે મરનારને સર્વ કામના તથા સર્વ પ્રાણી પદાર્થ માંહેનો સ્નેહ છોડી દેવાનો ઉપદેશ કરે, અને શ્રી હરિગુરૂનું સ્મર્ણ કરવાનું કહે, એવી બધી અનુકૂળતામાં જે મર્ણ થવું તેને મર્ણકાળ કહેછે. એ બધું ન હોય તેને અકાળ કહેછે; તેવું અકાળ મૃત્યુ ન થાય, એમ કહ્યું છે.

**પ્રશ્ન**—પુત્રાદિ પ્રજા શ્રાદ્ધ, દાન, તર્પણ, બ્રહ્મભોજન, હોમ વગેરે જે કંઇ પિતૃને ઉદ્દેશીને અહીં કરેછે તે, પિત્રુઓ જે સિંહ, પશુ પક્ષી, દેવ, અગર કોઇ ગમે ત્યાં મનુષ્યાદિમાં ગયાં હોય તેમને તે જગે શી રીતે પ્હોંચેછે?

**ઉત્તર**—સામાન્ય અને વિશેષ એ પ્રકારનાં વચન છે. જેમ, દશ બ્રાહ્મણ આવ્યા તેઓને દહીં આપો, એમ કહ્યું તો તે સામાન્યવચન થયું; પણ તરત કહ્યું કે, કૌડિન્ય ગોત્રવાળા ૭ કે ૮ હોય તેમને તક્ર આપજો, એ વિશેષ વચનથી દશને દહીં આપવાનું બાધ પામી જાઇ, જેઓને તક્ર ( મહો–છાશ ) અપાય તે શિવાયનાને દહીં આપવાનું સમજાતાં સામાન્ય વચન બાધ પામ્યું. તેમ, પિંડ પિતૃયજ્ઞાદિથી પિતૃની તૃપ્તિ થાય છે. જેના ઉદ્દેશથી જે કર્મ કરાય છે તે કર્મ તેને ફળજનક થાય છે. બ્રાહ્મણનો કોઇએ વધ કીધો, તો તેની સાથે બોલનાર, બેસનાર, વ્યવહાર કરનાર, જમનાર, તેને કન્યા આપનાર, એ બધા તે બ્રહ્મહત્યાજન્ય પાપના ભાગી થાય છે. તે વધ કરનારે કંઇ, મારા તે બધા સંસર્ગી જનો મારાં પાપના ભાગી થશે એ અભિપ્રાયથી વધ કીધો નથી. વેદમાં છે કે, **वैश्वानरं द्वादश कपालं निर्वपेत् पुत्रेजाते ॥** પુત્ર જન્મે ત્યારે ઠીકરાં કંઈ બહાર ફેંકેછે અને ક્ષીર પકાવેછે, વગેરે. તેને વૈશ્વાનર ઇષ્ટિ કહેછે. તેથી બાળક પવિત્ર થાય છે તથા મેધાવી પશુવાન સુખી થાય છે ત્યારે તે કરનારાં બૈરાં અગર બાપને તે ફળ થશે કે પુત્રને? જૈમિની મુનિ કહેછે કે, પુત્રનેજ થાય છે; કેમકે પુત્રને ઉદ્દેશીને કરાય છે. જેની ઉત્પત્તિમાં તે થાય છે તેનેજ થાય છે. તેજ રીતે પિતરો દેવલોકમાં ગયા હશે તો પુત્રદત્ત પિંડ, અન્ન, વસ્ત્ર, યજ્ઞ વગેરે દાન હશે તે અમૃતરૂપે,

ત્યાં તેઓને પ્રાપ્ત થશે, પશુમાં હશે તો ઘાસ, ખોળ, ગોળ વગેરે રૂપે, પક્ષીમાં હશે તો ફળ, પુષ્પ, અન્નાદિ રૂપે, અને એ રીતેજ જ્યાં જેનું જે અન્ન હશે ત્યાં તેને તે રૂપે તૃપ્તિ થશે. જ્ઞાની પાસે ત્રણ પદાર્થ છે. ધન છે તે પુત્રને, સેવા કરનારને પુણ્ય કૃત્ય. **द्विषंतं पापकृत्यं** દ્વેષ કરનારને પાપ-કૃત્ય મળે છે. તે જ્ઞાનીએ પણ કાંઇ એવા ઉદ્દેશથી પાપપુણ્ય નથી કીધું કે મારી સેવા કરનાર અને દ્વેષી લઇ જશે. માટે વેદમાં કહેલું જેમ છે તેમજ માનવું પડશે.

પિતા છે તેજ પુત્રરૂપે થાય છે, તેથી પણ તે પોતે પોતાનેજ માટે શ્રાદ્ધ કરેછે તે પોતાને પ્રાપ્ત થાયજ, એ પણ એક વિચાર છે. પુત્ર થવાથી પિતૃઋણની નિવૃત્તિ થાય છે, એટલુંજ માત્ર નહિં પણ સંપત્તિ કર્મ કરવાનું છે; એટલે પુત્રને પાટલે બેસાડીને પિતા છે તે પુત્રનું પૂજન કરી કહેછે કે **त्वं स्वधा, त्वं वषट्कार, त्वं यज्ञ, त्वं ब्रह्म, त्वं लोकः** ત્યાર પછી પુત્ર બોલેછે કે, ૐ (એટલે કબુલ–Accepted). એમ લોકહિત માટે થવા સારૂ તેને અનુશાસન કરેછે.

વળી બીજો પ્રકાર કહેછે. કોઇને સર્પનું વિષ ચડેછે ત્યારે મંત્રનો પ્રયોગ કરનાર જાંગુલી મંત્ર બોલેછે, અને વિષ પેલા બીજા શખસનું ઉતરેછે; તે રીતે પુત્ર જે શ્રાદ્ધાદિ કરેછે તે પિતરોને પ્હોંચેછે. દરેક મનુષ્યનું નામ રાખવામાં આવે છે. વિષ્ણુ, શર્મા, નારાયણ, ગોવિંદ, મનુભાઇ, વગેરે નામ કલ્પેછે તે શરીરનું નથી, તેમ અસંગ આત્માનું પણ નથી; પરંતુ શરીર વિશિષ્ટ જીવાત્માનું કહી શકાય. આજાન પિતરો છે તેમને સર્વજ્ઞતા પ્રાપ્ત છે. અને બીજા જે મૃત પિતરો છે તેના બે ભેદ છે. અધમ ગતિવાળા તથા ઉત્તમ ગતિવાળા. જે ઉત્તમ ગતિવાળા છે તે શ્રાદ્ધનો દ્રવ્યસાર લઇ જાય છે. અને મંદ ગતિવાળાને આજાન પિતરો તરફથી ઘાસ, વાયુ, માંસ, અન્ન કે અમૃત, જે જે શરીર ધરેલાં હોય તેમાં તૃપ્તિ માટે જેનું જે ભક્ષ્ય હોય તે તે રૂપે પ્હોંચાડવામાં આવે છે. બ્રાહ્મણને પાયસ પુરી વગેરે ભોજન કરાવ્યું હોય તેનું તે રીતે ભક્ષ્ય જેનું જે હોય તે રૂપે કરી પ્હોંચાડેછે. કુતરો રાજાના સિંહાસને રાજાના ખોળામાં બેસેછે તથા સાથે જમેછે, એ રીતે શ્વાન છતાં અદ્રષ્ટ ભોગવેછે.

ભીષ્મે જ્યારે પિતા શંતનુ રાજાનું શ્રાદ્ધ કીધું હતું ત્યારે પિતાએ પ્રત્યક્ષ ભૂમિ ભેદીને હાથ કાઢી પિંડ માગ્યો. તે વખતે ભીષ્મે તેમના હાથમાં પિંડ નહિં આપ્યો, પણ અટકી રહી વિચાર કીધો કે વેદની

આજ્ઞા તો દર્ભના ચટ ઉપર મુકવાની છે અને પોતે આ પ્રત્યક્ષ માગેછે (પિતાનોજ હાથ છે તે ભીષ્મે ઓળખી લીધો). હવે શું કરવું ! છેવટ મનમાં ઠરાવ્યું કે પિતા પણ વેદની આજ્ઞા માનનારા હતા, તો મારે પણ વેદ આજ્ઞા પ્રમાણેજ કરવું જોઇએ. એમ ઠરાવી દર્ભ ઉપરજ મુકયો. તેથી પિતા પ્રસન્ન થયા, અને કહ્યું કે, ભાઇ! મેં તારી પરિક્ષા માટેજ ભૂમિ ભેદન કરી પિંડ પ્રાર્થના કરેલી પણ તેં યથાર્થ કીધું છે, માટે વર માગ. ભીષ્મે કહ્યું કે, આપ પ્રસન્ન થયા છો એજ મને વર મળ્યો; પણ એટલું પુછુંછું કે, શ્રાદ્ધથી પિતૃની તૃપ્તિ શી રીતે થાય છે તે કહો? તેનું સમાધાન આપ્યું તે ઉપર કહી ગયા તેજ રીતે છે. પછી પિતાએ પુનઃ કહ્યું કે, મારૂં દર્શન તથા આવેલું સફળ થવા હુંજ તને વર આપું છું કે, તારૂં મૃત્યુ તારી ઇચ્છામાં આવે ત્યારે થશે. તારા પ્રભાવથી હું દેવયોનિમાં છું.

વિશેષ ખુલાસો કરાય છે કે, મનીઑર્ડર Money Order કરવામાં આવે છે તે રૂપીઆ તમે અહિંઆજ આપો છો. તેજ રૂ. વિલાયતમાં, કાશીમાં, કે હરદ્વાર, દ્વારકાં, રામેશ્વરાદિમાં જેને મળવાના તેને મળતા નથી; તે રૂપીઆ તો તમે જ્યાં આપ્યા ત્યાંજ રહેછે, પણ તમો જ્યાં હોવ છો ત્યાંના જે સિક્કા હોય તે તમને મળેછે. તેમ અહીં બ્રાહ્મણાદિ જે અન્નથી તૃપ્ત થાય છે તેજ ત્યાં પિત્રુને મળતું નથી, પણ જે શરીરમાં તે હોય છે તેને યોગ્ય જે હોય તે ત્યાં મળેછે. રીત એવી છે કે શ્રાદ્ધને આગલે દહાડે દાતણ લઇને, જે બ્રાહ્મણને નિમંત્રણ કરવું હોય તેને ત્યાં જવું, અને કહેવું કે કાલે શ્રાદ્ધમાં ભોજન માટે પધારજો તે બ્રાહ્મણ કહે કે, ॐ, એટલે આપણી સાથે લાવેલા તે દાતણ તે બ્રાહ્મણને આપી દેવું. તે વખતથી આપણા પિતર તે બ્રાહ્મણમાં આવી રહેછે, તેથી આપણે તે વખતથી બ્રહ્મચર્ય રાખવું. રાત્રે ભૂમિપર કામળ પાથરી સુવું. શ્રી રામચંદ્રે એક વખત પિતાનું તીર્થશ્રાદ્ધ કીધું હતું તે વખતે બ્રાહ્મણો જમવા બેઠા હતા ત્યાં આજ્ઞા થવાથી સીતા પીરસવા આવ્યાં પીરસતાં તો બ્રાહ્મણના શરીરમાં પોતાના સસરા દશરથ, અજ, રઘુ, વગેરેને જોતાંજ લજ્જા તાણી પાછાં ગયાં. રામે પુછ્યું ત્યારે સીતાએ એજ કારણ કહી બતાવ્યું હતું.

ગર્ભિણી સ્ત્રીને પતિએ પુછવું કે, શું ઇચ્છા છે? પછી સ્ત્રી જે માગે તે પતિએ બનતાં સુધી ગમે ત્યાંથી લાવી આપવા પ્રયત્ન કર્તવ્ય છે, તેથી સંતાન ઉત્તમ થાય છે; નહિં તો જોઇએ તેવું તે બાળક હોઇ શકતું

નથી. એને દોહદ કહેછે. તેથી સ્ત્રીની તથા ગર્ભની એયની તૃપ્તિ થાય છે. તેમ, ગર્ભરૂપે પિત્રુઓ બ્રાહ્મણુમાં રહેછે.

શ્રાદ્ધમાં ત્રણ પિંડ અપાય છે. પિતા, પિતામહ, અને પ્રપિતામહનો. તેમાંથી મધ્યમાંનો પિંડ જો કોઇ રોગીને ખવાડે તો તેનો રોગ મટી જાય છે, જેને પુત્ર ન હોય તેને પુત્ર થાય છે. યજુર્વેદમાં મંત્ર છે તે ભણીને ખાય તો, યજમાન પત્નિને પુત્ર થાય; પરંતુ બરાબર વિધિથી શ્રાદ્ધ થવું જોઇએ.

જે લોકો શ્રાદ્ધને માનતા નહિં હોય તેમણે જાણવું કે, એ પ્રમાણે કરી જોવું; વિધિથી બરાબર શ્રાદ્ધ કર્યા છતાં રોગ ન જાય અને પુત્ર ન થાય તો ખોટું ભલે માનો. અને તે વાત ખરી પડે તો કાન પકડી કબુલ કરો. ત્યાંસુધી ખોટું કહેવાનો હક્ક નથી—મૂર્ખાઇજ છે.

આ વિશ્વમાં બે જણનાં સદાવ્રત ચાલેછે. પરીક્ષિત તરફનું ભાગવત, અને ભગીરથ રાજાએ ગંગા આણી તે, એ બેહુ છે તે સર્વનાં કલ્યાણ માટેછે.

**उद्धरेदात्मनात्मानं०** પોતે પોતાનો ઉદ્ધાર કરી લે. પરમાત્મા સર્વમાં સમ છે, તો બીજાનો તિરસ્કાર કરવો તે પ્રભુનોજ છે અથવા પોતાનોજ છે. શ્રીહરિ કહેછે કે પ્રત્યેક શરીર ક્ષેત્રમાં ક્ષેત્રજ્ઞ હુંજ છું. અને **अहमात्मागुडाकेश सर्व भूताशयास्थितः ॥** દરેક પ્રાણીમાં રહેલો આત્મા હું છું, એમ પણ પ્રભુએ કહેલ છે. અર્થાત્ પરમાત્મા આપણાથી ભિન્ન નથી. તેથી કોઇનો તિરસ્કાર કરવો તે આપણોજ થવા જેવું છે અથવા પ્રભુનોજ થાયછે. આપણાંજ મુખમાં આપણે હાથે થાપટ મારવા જેવું છે. તેથી તેમ ન કરવા સાવચેતી રાખવી.

શ્રેય અને પ્રેય બેહુ પાસે પડયાંછે, તેમાંથી વિવેકી છે તે વિચાર કરીને શ્રેયને પકડેછે. પ્રેયને ઇચ્છનારાં મંદ છે, તેમને કલેશ છે. **इच्छाहि सर्वथा त्याज्य०** ઇચ્છા તો સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે તોપણ **मोक्षेतु इच्छा कर्तव्या०** મોક્ષ માટે તો ઇચ્છા કરવી યોગ્ય છે.

**संगोहि सर्वथा त्याज्य सचेत् कर्तु न शक्यसे ।**
**सद्भिरेव स कर्तव्यः साधोः संगस्तुभेषजं ॥**

સંગ તો સર્વથા ત્યાજ્ય છે—નિઃસંગ રહેવું ઉત્તમ છે, પણ જો તે નહીં બની શકે તો સાધુ મહાત્માનો સંગ કરવો. તે સંતના સંગે

અસંગ બ્રહ્મરૂપે સ્થિત થવાય પછી કંઇ કર્તવ્ય નથી રહેતું. માટે એવની ઇચ્છા કર્તવ્ય છે. કર્મ બે પ્રકારનાં છે. ઇષ્ટ અને પૂર્ત. અને ઉપાસના બે પ્રકારની છે. અહંગ્રહ અને પ્રતીક. તે એકની અથવા બધાંની ઇચ્છા માત્રથી કંઇ થતું નથી. શ્રીકૃષ્ણે ઉદ્ધવને કહ્યુંછે કે, જ્ઞાન, કર્મ, અને ભક્તિ માટે સાધન કરવાં. કર્મથી ચિત્તશુદ્ધિ થશે, ઉપાસનાથી વિક્ષેપ જશે, અને જ્ઞાનથી અવિદ્યા આવરણ નષ્ટ થશે. તેનું કારણ મનછે. માટે શબ્દ શ્રવણ કરી મનની સહાયતાવડે મનન નિદિધ્યાસ કરી દ્રઢ અપરોક્ષ સિદ્ધ કરી લઇ મનુષ્ય જન્મ સફળ કરવો, એ યથાર્થ–ખરો સ્વધર્મ છે.

ધર્મનાં સાધારણ લક્ષણ પૂર્વે આઠ પ્રકારનાં કહી ગયા તે સાથે બીજાં છ છે. તેમાં શ્રાદ્ધ વિષે તો પુષ્કળ રીતે કહી ગયા. હવે અતિથીપૂજન (સત્કાર), દેવ તથા બ્રાહ્મણ પૂજન છે. તેમાં દેવ–ઇશ્વરનું પૂજન તે ઇશ્વરને જાણ્યા શિવાય શી રીતે થાય, એમ ધારી ઇશ્વરનું સ્વરૂપ કહેવાય છે. છ દર્શન આસ્તિકોનાં છે અને છ નાસ્તિકોનાં છે. સાંખ્ય, યોગ, ન્યાય, પૂર્વ અને ઉત્તર મીમાંસા, તથા વેદાંત. તેમાં સાંખ્ય બે છે. પતંજલિ મુનિ પ્રણીત સેશ્વર સાંખ્ય, અને બીજો નિરીશ્વર સાંખ્ય છે તે કપિલમુનિ પ્રણીત છે. પતંજલિએ કહ્યુંછે કે, **तत्र निरतिशयं सर्वज्ञ बीजं.** ઇશ્વરમાં નિરવધિ જ્ઞાન છે, એટલે ઇયતાથી શૂન્યછે (આટલું જ્ઞાન, એમ કહી શકાય નહીં.) બળ, વીર્ય (તેજ), જ્ઞાન, વૈરાગ્ય, યશ, ઐશ્વર્ય, એ છ વાનાં (૬) કોઇમાં ન્યૂન અને કોઇમાં વધારે હોય છે. પણ તે બધાં જે જગોએ જઇને નિરતિશયતાને પામેછે તે જગો–તેનો એક આશ્રય તો ઇશ્વર છે. જીવોમાં સંભવતો દેખાતો નથી. માત્ર આત્મામાંજ જ્ઞાન હોઇ શકેછે. આત્મા છે તે જ્ઞાનનું અધિકરણ છે; નિરતિશય જ્ઞાનનો આશ્રય ઇશ્વર છે. **क्लेश कर्म विपाकाशैरपरामृष्टः पुरुष विशेषः ईश्वरः ॥** પાંચ પ્રકારના કલેશ (અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ), ચાર પ્રકારનાં કર્મ (શુકલ, કૃષ્ણ, શુકલ કૃષ્ણ, અને કૃષ્ણ શુકલ), ત્રણ પ્રકારના વિપાક,* અને અનેક પ્રકારની (અનંત) વાસના; એ બધું જીવોમાં છે તેની અપેક્ષાથી ઉત્કૃષ્ટ ચેતન છે તે, એ કલેશ, કર્મ, વિપાકાદિથી રહિત છે તે ઇશ્વર છે. તે ઇશ્વર આ જગતનાં અભિન્ન નિમિત્તોપાદાન કારણ રૂપેછે. **जन्माद्यस्ययतो०** (ભાગવતમાં પ્રથમ શ્લોક જુવો). આ જગતનો જન્મ, સ્થિતિ, અને લય, જેમાં થાયછે તે પર-

*(જાતિ, આયુ, ભોગ.)

આત્મા છે. જેમ, ઘટની ઉત્પત્તિ મૃતિકાથી છે, સ્થિતિ પણ મટોડીમાંજ (ઘટ એવાં નામરૂપથી પ્રતીત ભલે થાયછે પણ એ મૃતિકાજ છે, બીજું કશું નથી), અને લય પણ મૃતિકા-પૃથ્વીમાંજ છે (ઉપાદાન કારણ-માંજ થાયછે). કારણ છે તે કાર્યને કદી છોડતું નથી. ઘટ, ગાગેર, કોઠી વગેરે કાર્યને છોડીને મૃતિકા કદી રહી શકતીજ નથી. તેમ, આત્મા છે તે જગતને છોડીને રહેતોજ નથી, અર્થાત્ આત્મામાં વસ્તુ પરિચ્છેદ નથી. અખંડ, એકરસ, સદા, સર્વકાળ, આદિ અનાદિ રહિત, સનાતન આત્મા અચળ કાયમજ છે તેથી એવા આત્મામાં કાળ પરિચ્છેદ પણ નથી. આત્મા-ઈશ્વર તો કાશી દ્વારકાંઆદિ અમુક દેશમાં છે અને અમુક દેશમાં નથી, એવું કશું નથી, પણ સર્વ દેશમાં સર્વત્ર પૂર્ણ છે, તેથી દેશ પરિચ્છેદ પણ તેમાં નથી. તે આત્મા-સાક્ષી-સચ્ચિદાનંદ તત્વ છે તે પરમસુખ-આનંદસ્વરૂપ છે. તેનાથી ભિન્ન જે કાંઈ છે-હોય, તેમાં સુખ નથી. **यो वै भूमातत्सुखं नाल्पे सुखमस्ति**. તે છતાં તે પરિચ્છિન-અલ્પમાં સુખ માનવું, તે અવિદ્યા છે. શેઠ નાટકમાં બેઠા છે, ત્યાંથી ઉઠી સુવા ગયા. કેમકે નિદ્રામાં સુખ છે (નિદ્રામાં સુખરૂપ પરમાત્મા સાથે એકતા પામે છે તેથી) ત્યાં કંઈજ કામના-ઈચ્છા નથી. તાત્પર્ય કે, પદાર્થોમાં સુખ નથીજ. આત્મસુખની ઉપલબ્ધિ થઈ રહી છે. ત્યારે પ્રશ્ન થાય છે કે, તો તે હમણાં (જાગ્રતમાં) કેમ નથી થતી? ઉત્તર કહેછે કે,-ચિત્તની ત્રણ અવસ્થા (સ્થિતી) છે. ક્ષિપ્ત, મૂઢ અને એકાગ્ર અથવા નિરૂદ્ધ એ ત્રણ ભૂમિકા છે. કટોરામાં ભરેલું પાણી હાલ્યા કરે છે ત્યાં સુધી તેમાં આકાશ, સૂર્ય, ચંદ્રાદિનું પ્રતિબિંબ પડેલું છેજ તે છતાં સ્પષ્ટ થતું નથી. તેમ, ચિત્ત એકાગ્ર-સ્થિર થાય ત્યારે તેમાં આત્માનાં પ્રતિબિંબની સ્પષ્ટ પ્રતીતિ થાય છે-આનંદ સુખનું ભાન થાય છે. જ્યાં સુધી હાલતાં જળની માફક કંપતા રહેવાય એટલે ચિત્તમાં અનેક વિચાર-તરંગ-વાસના ગુંચ ચાલી રહે છે, ત્યાં સુધી ચિત્ત ચંચળ-ક્ષિપ્ત હોવાથી આત્મસુખની ઉપલબ્ધિ જણાતી નથી.

શ્વાન જેમ હાડકાં લઈ કરડે છે તેથી તેનાજ દાંત ભાંગીને કે મુખમાં વાગવાથી લોહી નિકળે છે, તે જોઈ ભ્રાંતિથી માને છે કે, આ હાડકાંમાં લોહી છે. એમ મોહથી ભ્રાંતિવશ થઈ વધારે કરડે છે અને તે હાડકાંમાંજ સુખ માની વધારે દુઃખી થાય છે. વાસ્તવે દુઃખરૂપજ છે, લોહી રૂપ સુખ પોતાનુંજ છે, છતાં પેલાં દુઃખનેજ સુખ માને છે. તેમ, વિષયો દુઃખરૂપ છે છતાં તેમાં પ્રતિત થતું પોતાનુંજ આત્મસુખ

છે છતાં તે વિષયોમાં સુખ માને છે, એ રીતે દુઃખમાં સુખ બુદ્ધિ કરવી, એ બીજા પ્રકારની અવિદ્યા છે. વિષયોમાં પરિણામ દુઃખ, તાપ દુઃખ, વિયોગ જન્ય દુઃખ, સંસ્કાર દુઃખ, ગુણ વૃત્તિ વિરોધ દુઃખ, વગેરે દુઃખજ છે.

અવિવેકીને ભોગ કાળે વિષય સુખની પ્રતીતિ થાય છે અને પરિણામે દુઃખની પ્રતીતિ થાય છે. જેમ, ખૂબ મિષ્ટાન્ન જમતાં, સ્ત્રી સંભોગ સમયે, ગાયન પ્રસંગે, માડવા વરઘોડા પ્રસંગે, વગેરે ભોગ કાળે આનંદ-સુખ પ્રતીત થાય છે. અને તેનું પરિણામ-અજીર્ણ થવાથી તાવ ત્રિદોષાદિ થાય ત્યારે, તથા પુત્ર પુત્રીઓ થાય તેનો નિર્વાહ, લગ્ન, ભણાવવાં, વગેરે માટે દ્રવ્ય મેળવવાના ક્લેશ, પરણાવ્યા પછી વહુ કલહકારિણી મળેતો મરતાં સુધી ક્લેશ, મરે જીવે વિધવા થાય કે વિયોગ થાય તો તેના ક્લેશ, વરઘોડા માડવા તમાસા જોવામાં તે સંસ્કારો પડી તેની વાસનાના અનેક ધર્માધર્મ રૂપ અંકુરો સ્ફુરી પુણ્ય પાપની પ્રાપ્તિ થવાથી જન્મ ધારણ કરવા અને ત્યાં તેનાં ક્લેશો ભોગવવા વગેરે પરિણામ દુઃખ થાય છે. અને વિવેકીને તો ભોગ કાળેજ દુઃખની પ્રતીતિ થાય છે. તેથી જો આસક્તિ રહિત હુવા, અરૂચિ છતાં, પ્રારબ્ધ ભોગ ભોગવી લે છે તો તેથી તેને તેનાં જ્ઞાન પ્રભાવે જન્માદિનો અભાવ હોવાથી તેઓને, તે પરિણામે અવિવેકી જન જેવા દુઃખરૂપ હોઈ શકતા નથી. અર્થાત્ વિવેકીને તો ભોગકાળે પણ દુઃખરૂપજ દેખાય છે.

જેમ, રેશમનું સુંદર સુંવાળું વસ્ત્ર હોય છે તે અંગ ઉપર પેહેરવા ઓઢવાથી સુખનું ભાન કરાવે છે; પણ તેજ વસ્ત્રનો એક અલ્પ તંતુ પણ જો આંખમાં ભરાય છે તો આંખ ચોળી ચોળીને થાકે છે. અને યુક્તિ યત્નથી તેટલી રજ નિકળે છે ત્યારે સુખ થાયછે. નેત્ર એવાં કોમળ છે કે તેટલી અલ્પ રજ પણ સહન કરી શકતાં નથી. તેમ, વિવેકીનું અંતઃકરણ કોમળ છે, અને અવિવેકીનું કૂર-પીઠભુજા જેવું કઠોર છે તેથી તેને સારૂં લાગે છે. જેટલાં વિષયસુખ છે તે રાગાનુવિદ્ધ એટલે રાગરૂપ ક્લેશ યુક્ત છે. તે રાગ છે તે રજોગુણ જન્ય છે. જેને જેમાં સુખ લાગેછે તેને તેમાં ઇચ્છા થાયછે, તેજ રાગ છે. તે સાધન, જેવું ધર્મ અગર અધર્મરૂપ હોય તેમાં પ્રવૃત્તિ કરાવે છે, તેથી તે રાગ, ધર્માધર્મ જનક થયો; અથવા તે સાધન ધર્માધર્મ પ્રકટાવનારૂં થયું; તે તેથી સુખદુઃખ પ્રાપ્તિ કરાવશે; અને તે ભોગવવા માટે શરીર લેવું પડશે, એજ પરિણામ દુઃખ. હવે જેના

ઉપર-અમુક સ્ત્રી ઉપર રાગ-પ્રીતિ છે, પણ બીજો કોઇ તેને લઇ જવા-પરણવા તલપી રહ્યો હોય તો તેના ઉપર દ્વેષ છે. તેથી તરવાર લઇ તેનો નાશ કરવા ઉઠશે. તે સુખ પ્રતિબંધક ઉપર દ્વેષનું પરિણામ, તે હિંસાજન્ય પાપ થશે. તે ભોગવવા જન્મ લેશે અને ત્યાં દુઃખ (તે પાપનું ફળ) ભોગવશે. જો તેવી (તરવાર લઇ ઉઠવાની) શક્તિ નથી હોતી તો મનમાં તે વ્યાકુળ થઇ જશે, તેથી મોહિત-મૂઢ થઇ જતાં બુદ્ધિનો નાશ થશે, તેથી કર્તવ્યાકર્તવ્યનો વિવેક રહિત થશે, તેથી અનેક પાપ કર્મ કરશે, તે ભોગવવા શરીર-જન્મ લેયા કરશે ત્યાં તે કર્મનાં ફળરૂપ દુઃખ ભોગવશે. એ પરિણામ દુઃખ છે.

**પ્રશ્ન.**—ભોગની પ્રાપ્તિથી ઇંદ્રિયોની તૃપ્તિ-શાંતિ થાય છે, તેજ સુખ છે. તે સુખ તો થયુંજ. તેનું કંઇ પરિણામ દુઃખયુક્ત નથી?

**ઉત્તર.**—જેમ જેમ ભોગ ભોગવશે તેમ તેમ તે અભ્યાસથી રાગ વધશે. તેથી એ કંઇ ઉપાયરૂપ નથી, પણ એતો વીંછુથી ડરીને સર્પનાં મુખમાં જવા જેવું છે. અગ્નિમાં જેમ જેમ તમે હવિ (ઘી વગેરે) નાખતા રહો, તેમ તેમ તે વૃદ્ધિજ પામતો જશે. તેમ ભોગ ભોગવ્યા કરવાથી રાગ વધતો જશે. અર્થાત્ ભોગથી શાંતિ નથી થતી. યયાતિ રાજાએ ખૂબ ભોગ ભોગવ્યા છતાં તૃષ્ણા મટી નહિં, તેથી પુત્રને બોલાવી કહ્યું કે, ભાઇ! હું વૃદ્ધ થયો તેથી મારાથી હવે કંઇ થતું નથી અને ભોગની તૃષ્ણા કાયમ રહી છે; તેથી મારી વૃદ્ધાવસ્થા તું લઇને તારી યુવાવસ્થા મને આપ. એક પુત્ર યદુએ ના કહી, પણ બીજા પુત્રે સપ્રેમ વિનયથી પગે લાગી કહ્યું કે, મારૂં ધન્યભાગ્ય છે! આપ મારા પરમ પૂજ્ય પિતા છો, આપની ઇચ્છા પ્રમાણે મારે કરવુંજ જોઇએ. આ (મારૂં) શરીર છે તે આપની સ્વતંત્ર માલકીનું છે. આપની આજ્ઞા શિરસાવંદ્ય છે. એમ કહી તરત યુવા આપી દઇ વૃદ્ધા લઇ લીધી. પછી રાજાએ બીજા હજારો વર્ષ ભોગ ભોગવ્યા છતાં તૃષ્ણા કંઇ જીર્ણ ન થઇ, એટલે શાન્તિ-તૃપ્તિ ન થઇ. ત્યારે વિચાર કરીને પુત્રને યુવા પાછી આપી કહ્યું કે, અવિવેકી જનોથી જેનો ત્યાગ કરી શકાય નહિં એવી તૃષ્ણા છોડવાથીજ સુખ થાય છે, એ સિદ્ધ છે.

આખા જગતનું ધન, અન્ન, અલંકાર, વસ્ત્ર, સ્ત્રી, પશુ, જમીન, વગેરે બધું-સર્વ વૈભવ એક જણનેજ મળે તોપણ તૃપ્તિ થતી નથી, તો થોડું થોડું મળવાથી બધા લોકને શી રીતે તૃપ્તિ થાય?! નથી થતી.

ભોગ જે મળે છે તે પ્રાણીની હિંસા થયા વગર મળતા નથી રોજ પાંચ હિંસા થાય છે તેને પંચ સૂના દોષ કહેછે. તે દોષની નિવૃત્તિ, ગ્રહસ્થે રોજ પંચ મહાયજ્ઞ કરવાથી થાય છે અને જે નથી કરતા તેને પ્રાયશ્ચિત્ત પડે છે.

**पंच सूना गृहस्थस्य चुल्ही पेषण्युपस्करः ।**
**कंडनी चोद कुंभश्च बध्यते यास्तु वाहयन् ॥** ( મનુ૦ )

ચુલો, ઘંટી, સાવરણી, પાણીયારૂં, અને ખાંડણીઉં, એ પાંચથી થતાં પાપ મટાડવા પંચ મહાયજ્ઞ કરવાના છે.

**अध्ययनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणं ।**
**देवो होमो बलिर्भूतो नृयज्ञ अतिथी पूजनं ॥**

નિત્ય વેદપાઠ-ગીતા ભાગવતાદિનો પાઠ ( અધ્યયન ) કરતા રહેવું, તે બ્રહ્મયજ્ઞ છે. તર્પણ કરવું તે પિતૃયજ્ઞ; તેમાં છેવટે બરાબર તર્પણ પુરૂં ન કરાય તો જેટલું જેવું થાય તેટલું કરીને **आब्रह्म स्तंब पर्यंत जगत् तृप्यताम्.** એટલે, બ્રહ્માથી માંડી સ્તંબ પર્યંત જગત્ તૃપ્ત થાવ, એમ કહી ખોબેથી પાણી મુકવું અગર આચમનીથી મુકવું. ઘૃત, ખાંડ, ચોખા, ધુપ વગેરેનો અગ્નિમાં હોમ કરવો, ( દેવતાને ઉદ્દેશીને મીઠાં શિવાયનો પદાર્થ, ઘી વગેરે, હોમવો ) તે દેવ યજ્ઞ છે. ચોથો ભૂત યજ્ઞ, એટલે થોડું થોડું અન્ન છાપરે કાગડાને નાખવું, કુતરાને, ગાયને નાખવું અર્થાત્ દરવાજા-બારણાં આગળ તથા બીજી જગાએ અન્નની બલિઓ આપવી તે. ગ્રહસ્થ ત્રપ્ત થઇને નિરાંતે સુવેછે અને કુતરાં, ગાય વગેરે જે પ્રાણીઓ ગ્રહસ્થને આધારે જીવનારાં છે તેઓ ભુખે મરે તો તે ગ્રામનાં ગ્રહસ્થને ધિઃકાર છે. તેઓના ભુખમરાને લીધે ગ્રહસ્થને પ્રત્યવાય લાગવાથીજ દુઃખી થવારૂપ પરિણામ ભોગવેછે. માટેજ સર્વની ત્રપ્તિ જળવાયાથી સઉ આનંદમાં રહેશે, એમ વિચારી સમર્થ ત્રિકાળ દર્શિ ઋષિમુનિઓ લખી ગયા તેમને બેહદ ધન્યવાદ છે. પાંચમો નૃયજ્ઞ, એટલે અતિથી સત્કાર-પૂજન. ( એક રાત્રી જે બ્રાહ્મણ પારકાને ઘેરે રહે તેને અતિથી કહેછે ).

**तृणानि भूमि रुदकं चतुर्थी वाक्यसुनृता ।**
**एतान्यपि सतांगेहे नो छिद्यंते कदाचन ॥**

અતિથીને આસન આપવું, તે બીજું કંઇ હાજર ન હોય તો છેવટ તૃણ માત્ર પણ આપવું. "બેસો" કહીને બેસવાને ભૂમિ આપવી,

જળ આપવું, અને મધુર ભાષણ કરવું, તેને પ્રસન્નતા થાય તેમ કરવું. તેનાં મનમાં એમ નહીં થવું જોઇએ કે, મારા અત્રે આવ્યાથી આ ગ્રહસ્થને કલેશ થયો છે. પછી તેને યથાશક્તિ અન્નપાનથી ત્રપ્ત કરવો (જમાડવો). એટલાં વાનાં (ચાર) તો ગ્રહસ્થનાં ઘરમાં કદી નાશ પામતાં નથી. એ રીતે પંચ યજ્ઞથી પંચસૂના દોષથી થયલાં પાપ નાશ પામે છે. **पंचसूना कृतं पापं पंच यज्ञैर्विनश्यति**. એ યજ્ઞો નહીં કરે તો તે પંચ હિંસાજન્ય પાપનું ફળ દુઃખ છે તે પરિણામ દુઃખ છે.

તેવીજ રીતે વિષયો છે તે તાપ સંસ્કારાદિ દુઃખવાળા છે, તે કહે છે. વિષય સુખની સામગ્રીની ન્યૂનતાથી તાપ દુઃખ થાય છે. પૈસા, સ્ત્રી, પુત્ર, ઘર, ઘરેણાં, વાડી, વસ્ત્રાદિ ન હોય તો તાપ થાય છે. અગર હોય છતાં મનને પસંદ પડે તેવી સ્ત્રી ન હોય, સારા પુત્ર ન હોય, ખૂબ દ્રવ્ય ન હોય, સુવર્ણના અલંકાર તો બહુ છે પણ હીરા મોતી માણેકના ન હોય, વગેરે ન્યૂનતા હોય તો તાપ દુઃખ થાય છે. વળી તે બધું મેળવવા માટે સંતાપ–કલેશ થાય છે. હવે વિષયોમાં સંસ્કાર દુઃખ કહે છેઃ–( સુખ સંસ્કારજન્ય દુઃખ). ઘટ જ્ઞાનની સ્થિતી ક્યાં સુધી હોય છે કે જ્યાં સુધી તેનું વિરોધી બીજું જ્ઞાન નથી થયું ત્યાં સુધી. તેમ વિષય સુખાનુભવથી સંસ્કાર થાય છે–પડે છે. તે સંસ્કારથી પુનઃ તેની સ્મૃતિ થાયછે. તે સ્મૃતિથી, તે વિષયોનાં સુખ પુનઃ પુનઃ ભોગવવા રાગ થાયછે–ઇચ્છા થયા કરેછે. તે રાગ થવાથી તે ભોગવવા પ્રવૃત્તિ થાય, પ્રવૃત્તિ થવાથી કર્મ થાય, કર્મ થતાં ધર્માધર્મની પ્રાપ્તિ થાય, તે થઈ એટલે તે ધર્માધર્મથી પુણ્ય પાપ થતાં તેનાં ફળ સુખ દુઃખ ભોગવવા જન્મ લેવો પડે છે. જન્મ થયા પછી મર્ણ પર્યંતમાં, છાલાંરૂપ તુચ્છ વિષયોમાં મોહ થવાથી, દુઃખો પાછાં તેજ રીતે ઘટિ-યંત્ર માફક પુનરાવૃત્તિ થયા કરેછે. અહો! શું વિષયના મોહથી થતી ખરાબી! જન્મ મર્ણ ચક્રમાંજ ભ્રમણ થયા કરે, એનાથી બીજી મહતિ વિનષ્ટિ ( મોટી ખરાબી) કઈ?!!

હવે વિષયમાં ગુણ વૃત્તિ વિરોધ દુઃખ છે તે કહેછેઃ—ગુણોની વૃત્તિઓમાં પરસ્પર વિરોધ પ્રયુક્ત એક દુઃખ છે. સત્વ, રજ, તમ ગુણોની ત્રણ વૃત્તિઓ છે; શાંત, ઘોર, અને મૂઢ. જગતનું કારણ પ્રકૃતિ છે. એ પ્રકૃતિને કારણ કહેછે અને કાર્યને વિકૃતિ કહેછે. એ પ્રકૃતિ ત્રિગુણાત્મક છે, તેને દૈવી માયા, પ્રધાન, ઇચ્છા શકિત, વગેરે કહેછે. એનાથી ત્રણ ગુણ, તે ત્રણ ગુણથી જગત થયું તે ત્રિગુણાત્મક છે.

ત્રણ ગુણનું સ્વરૂપઃ-સત્વગુણનું સુખરૂપ છે, રજનું દુઃખરૂપ, અને તમનું મોહરૂપ છે. ઇંદુમતિ સ્ત્રી તેના પતિને પ્રીય છે તેથી તેને તે સુખાકાર વૃત્તિથી જુવેછે. તે ઇંદુમતિની શૉખ તેને રાજસી વૃત્તિથી એટલે દુઃખાકાર વૃત્તિથી જુવેછે. અને લંપટ પુરૂષ છે તે તામસી-મોહાકાર વૃત્તિથી તેને જુવેછે. એ રીતે એકજ ઇંદુમતિમાં ત્રણ ગુણ દેખાય છે. જગતના દરેક પદાર્થમાં એમ છે. (ત્રિગુણાત્મક હોવાથી). અંતઃકરણની સુખાકાર વૃત્તિમાં પણ દુઃખરૂપતા અને મોહનો સંબંધ હોવાથી તે દુઃખ-રૂપજ છે. ત્યાં શંકા કરાય છે કે,—પ્રકાશ અને અંધકાર બે ભેગાં નથી રહેતાં. તે રીતે સુખદુઃખ બેનો સંબંધ શી રીતે સંભવે? સાત્વિકી વૃત્તિ ઉદારાવસ્થાવાળી છે તેમાં દુઃખનો લેશ છે. બેહુ (સુખદુઃખ) સમાન બળવાળાં નથી. વૃત્તિઓ ક્ષણિક છે. ભાવ પદાર્થો પણ ક્ષણિક છે. દીવાની શીખા-જ્વાળા નિકળેછે તે પ્રત્યેક ક્ષણે નવી નવી નિકળેછે. તેમ, સુખાકાર વૃત્તિપણ ક્ષણિક હોવાથી નવી નવી પ્રકટેછે.

હવે અવિદ્યાનું ચોથું સ્વરૂપ કહેછે.-આત્માથી ભિન્ન બધુંજ અનાત્મા છે. તે અનાત્મા (દેહાદિ)માં આત્મત્વબુદ્ધિ કરવી અથવા થવી તે.

પંચ કલેશોમાંનો અવિદ્યા નામનો પ્રથમ કલેશ અહિં સુધી કહ્યો. બીજો, અસ્મિતા છે. દક્શક્તિ એટલે ચેતન પુરૂપ (દ્રષ્ટા) અને દર્શન શક્તિ જે બુદ્ધિ, તે બે જુદાં છતાં તેમાં એકતા જોવી તે (અસ્મિતા). જેમ, અગ્નિ અને લોઢું એ બેના તાદાત્મ્યાધ્યાસથી **अयोदहति** લોઢું બાળે-દઝાડેછે, એમ કહેછે. અગ્નિ અને લોહ બેહુના જુદા જુદા ગુણો છે છતાં તે એકમેકમાં સંક્રાંત થવાથી "લોઢું બાળેછે" એમ કહેવાય છે. તેમ ચેતનના ધર્મ, બુદ્ધિ આદિ જડ શરીરમાં, અને તે બુદ્ધિ આદિના ધર્મ ચેતનમાં પ્રતીતિ થવી; જેમ, હું જાડો છું, જમું છું, સુખી છું, વગેરે. એ રીતના તાદાત્મ્યાધ્યાસથી ઉલટું માનવું, તે અસ્મિતા છે.

**सुखानुशयी रागः** સુખભોગપશ્ચાત્ અંતઃકરણમાં રહેછે તે (રાગ). એટલે આ સુખ હંમેશાં મને બન્યું રહે, એવી અભિલાષા. પણ તે કંઇ અખંડ કાયમ રહેતું નથી તેથી કલેશ થાય છે.

દુઃખનો નાશ થવાની જે વૃત્તિ છે તેને દ્વેષ કહેછે. તે અજ્ઞાની-જનોને તો હોયજ, પણ વિદ્વાનોને પણ એક રીતે આરૂઢ એવો મરણનો ત્રાસ છે, તેને અભિનિવેષ કહેછે (એ પાંચમો કલેશ કહ્યો). અર્થાત્, મારો અભાવ કદી ન થાય એવી ઇચ્છા, તે અભિનિવેષ.

તત્વવિત્ વિદ્વાનને એવો મર્ણનો ભય થતો નથી, પણ લૌકિક વ્યવહાર નિપુણ વિદ્વાનને તે ભય થાય છે. તે અનુભવ (મર્ણનો) વગર સ્મર્ણ થતું નથી. તે સ્મર્ણ, ગત જન્મમાં મર્ણ થયાનું એટલે પૂર્વજન્મના સદ્ભાવને સૂચવેછે.

હવે કર્મના ચાર પ્રકાર વિષે કહેછે. જે કર્મ કરવાથી ફક્ત ધર્મમાત્ર થાય તેવાં કર્મ તે શુકલ. જેવાં કે, સંધ્યા વંદન, જપ, નામસ્મર્ણ કે જે કરવાથી પુણ્યજ થાય છે (અધર્મ કાંઇ નથી થતો–કોઇને પીડા થતી નથી). તેથીજ શ્રીકૃષ્ણે કહેલ છે કે **यज्ञानां जपयज्ञोस्मि**: યજ્ઞયાગ વગેરેમાં ધર્મ અને અધર્મ બે થાય છે તેથી તેને શુકલ કૃષ્ણ કર્મ કહેછે. જે કરવાથી અધર્મ થાય એવાં નિષિદ્ધકર્મને કૃષ્ણકર્મ કહેછે. યજ્ઞમાં વેદાધ્યયન, બ્રાહ્મણોને ભોજનાદિથી સત્કાર, એ ધર્મ થાય છે; અને વનલતાને કુટવું, ખાંડવું, બાળવું વગેરેથી જીવહિંસા થાય તે અધર્મ છે. વળી પશુવધ થાય તો તેથી પણ પાપ થાય છે. એ પતંજલિનો મત છે. પણ મિમાંસકો કહેછે કે, જે વેદવિહિત છે તેથી ધર્મની ઉત્પત્તિ થાય છે, વેદમાં નિષિદ્ધ હોય તે કરવાથીજ અધર્મ થાય. વેદઆજ્ઞા પ્રમાણે કરવાથી પાપ શા રીતે સંભવે ?! **अग्निषोमीयं पशुमा लभेत** ॥ એમ કહ્યું છે તો તે રીતે ન કરે તો પાપ લાગે. વળી **यज्ञार्थेपशवःसृष्टा** યજ્ઞને માટે પશુઓ બનાવ્યાં છે તેથી પણ આજ્ઞા પ્રમાણે પશુવધ નહીં કરવાથી પાપ સંભવેછે. વળી બીજી શ્રુતિ કહેછે કે, **मार्हिस्यात् सर्वाणि भूतानि** કોઇ પ્રાણીની હિંસા ન કરવી. એ રીતે બે શ્રુતિઓનો વિરોધ આવે છે તો ત્યાં શું કરવું, એમ મિમાંસકો કહેછે. અપવાદના વિષયને છોડીને ઉત્સર્ગની ઉત્પત્તિ થાય છે. **अग्निषोमीयं॰** અપવાદ છે, તેના વિષયને છોડીને લેવું, એટલે, એ (યજ્ઞ) શિવાયને બીજે કોઇ સ્થળે કોઇની હિંસા ન કરવી. વિશેષશાસ્ત્રથી સામાન્યશાસ્ત્રનો બાધ થાય છે. એ વિષયમાં પાતંજલ, કાપિલ, સાંખ્ય, મિમાંસક, વેદાન્ત, વગેરેના ખૂબ વિવાદ–તકરારો છે.

**तावत् कर्माणि कुर्वीत ननिर्वेद हि यावता ।**
**मत्कथा श्रवणादौ वा श्रद्धायावन्नजायते ॥**

જ્યાંસુધી વૈરાગ્ય થયો નથી, અથવા મારી કથા શ્રવણમાં શ્રદ્ધા ઉપજી નથી, ત્યાંસુધી કર્મો કરવાં, એમ પ્રભુ કહેછે. કર્મકાંડ બહુ મોટું છે. વેદમાં તેનો ઘણો વિસ્તાર છે. ઉપાસના કાંડ પણ મોટું છે. કારણકે જ્ઞાનરૂપ ઉપેયનો તે ઉપાય છે. ઉપાય–સાધનની સામગ્રી ઘણીજ હોય. તે કર્મ ઉપાસના પરિપક્વ થયાં એટલે જ્ઞાન તો શબ્દમાત્રથી થાય છે, તેથી

જ્ઞાનકાંડ નાનું છે. **अयंतु परमो धर्मः यद्योगेनात्मदर्शनं ॥** બીજા ધર્મ ઘણા છે, પણ જેનાથી આત્મસાક્ષાત્કાર થાય, તે પરમધર્મ છે. જ્યાંસુધી સંસારમાં સત્યત્વ બુદ્ધિ છે ત્યાંસુધી વિવેક પ્રાપ્ત થતો નથી; મિથ્યાત્વ જાણેથી વિવેક પ્રાપ્ત થાય છે. વિવેક આવ્યો તો વૈરાગ્યને પ્રકટતાં વાર નથી. કાચમાં હીરાની બુદ્ધિ થઇ રહેલી ત્યાંસુધી તેનાપર મોહ-પ્રેમ કરી સાચવી રાખ્યો, પણ કાચજ છે એમ જાણતાંની સાથેજ ફેંકી દીધો. પરંતુ જ્ઞાન માટે કર્મની અપેક્ષા છે તેમ ભક્તિયોગ માટે પણ છે. **ज्ञानमुत्पद्यतेपुंसां क्षयात्पापस्यकर्मणः** જ્ઞાન અને ભક્તિ બેહુમાં કર્મની અપેક્ષા, પણ ફેર એટલોજ કે, ભક્તિભાવમાં દ્રવીભાવની અપેક્ષા, અને જ્ઞાનમાં અદ્રવીભાવની અપેક્ષા છે. બીજું બધું ફીકું-સુક્કું લાગીને અંતઃકરણની વૃત્તિ, પરમાત્મા આકારે થવી તે ભક્તિયોગ. જેમ, રસ છે તે બીબામાં પડીને તે આકારે થાય છે તેમ, સવિકલ્પ અંતઃકરણની વૃત્તિ ઇશ્વરાકાર થાય તે ભક્તિયોગ; અને નિર્વિકલ્પ બ્રહ્માકાર વૃત્તિ થવી, તે જ્ઞાનયોગ છે.

દૃષ્ટજન્મ વેદનીય કર્મનાં ફળ અહીંજ ભોગવાય છે. મુનિ માર્કંડેય અને નંદીકેશ્વર તેમાં દૃષ્ટાંતરૂપ છે. નંદી બાળક હતા ત્યારે તેના પિતાએ, એક પ્રસંગે નારદમુનિ આવેલા તેને નંદીનું ભાવિ પુછવાથી કહેલું કે આઠ વર્ષનું આયુષ્ય છે. તેથી પિતાને ચિંતા થઇ કે બાળવયમાં એ શું કલ્યાણ કરી શકશે. ઉત્તમ મનુષ્યજન્મ એનો વ્યર્થ જશે. પછી તે બાળકને શિવપૂજા બતાવી ખૂબ ઉપદેશ કીધો. આઠમે વરસે કાળ સમાપ્ત થતાં યમ આવ્યા. તે ભયંકર રૂપ જોઇ શિવને વળગી પડ્યો, કે તરત શંકરે પ્રકટ થઇ ત્રિશુળ કાઢી યમને કહે, જાવ-એતો ચિરંજીવ છે. એ રીતે બાળક વયમાંજ કલ્યાણ કરી લીધું.

નહુષે યજ્ઞ કરેલા તેથી ઇંદ્રપદ ( Temporary-acting ) આપ્યું. પણ ઇંદ્રાણીએ તેને પાસે આવવાની ના કહેવાથી તેણે બતાવ્યા પ્રમાણે સપ્તઋષિ પાસે પાલખી ઉપડાવી તેમાં બેઠો. બેઠાં બેઠાં અગસ્ત્યને લાત મારી કહ્યું કે, **सर्प सर्प** ( વેહેલો ચાલ ). તેથી ગુસ્સે થઇ અગસ્ત્યે તેને શાપ આપ્યો કે, સર્પ થઇને પડ. તેથી તે નહુષ રાજા સર્પ થઇને પડયો. એ પણ દૃષ્ટ જન્મ વેદનીય કર્મ-એ નિહિતવિપાક કહેવાય છે. અદૃષ્ટ જન્મ વેદનીય કર્મ છે તે અનિહિતવિપાક કહેવાય છે. પંચશિખાચાર્ય સમર્થ થઇ ગયા, તે પાતંજલિને મળતા હતા. તેમણે વેદો ઉપર બહુ વિચાર કીધો છે. નિશ્ચય કીધો છે કે યજ્ઞથી જે થોડું ઘણું પાપ થાય છે તે

મટાડવાને પ્રાયશ્ચિત્ત કરી લેવાથી પ્રતિબંધ નાશ પામેછે. હિંસાનાં પાપનું પ્રાયશ્ચિત્ત ન કરે તો તે પાપનું ફળ જે દુ:ખ છે તે પણ સ્વર્ગના સુખભોગ સાથે ભોગવવું પડેછે. ધાન્ય સાથેજ બીજ ક્ષેત્રમાં વવાયછે. તેને પાણી મળેછે તે પણ સાથેજ મળેછે, સાથેજ અંકુર નિકળેછે. તેમ, સ્વર્ગમાં સુખ સાથેજ પાપનું ફળ દુ:ખ પણ ભોગવાય છે. નદી કે તળાવમાં નાભિ સુધી કે છાતી સુધી પાણીમાં સ્નાન કરવા ઉભા રહેનારને શીતનો અનુભવ છાતી કે નાભિ સુધી છે, અને માથાં ઉપર તાપનો પણ અનુભવ કરેછે. જુવો કે, દૈત્યાદિના ભયથી ઇંદ્રને અનેકવાર ન્હાસી જઇ છુપાઇ રહેવું પડેલું, તે ભયકંર શોકરૂપ જે દુ:ખ છે તે પાપનું ફળ છે. તેણે ૧૦૦ અશ્વમેધ યજ્ઞ કરેલા તેમાં તેજ પ્રમાણમાં પાપ થયલાનું તે ફળ છે. કેમકે બીજું તો પાપ છે નહીં, કે ન્હાસવા છુપાવારૂપ દુ:ખ આવે.

આરભ્યાધીત—**स्वर्ग कामो यजेत्** યજ્ઞથી ઇષ્ટની ભાવના કરે.

અનારભ્યાધીત—**न हिंस्यात् सर्वा भूतानि** એ પુરૂષાર્થ છે. અને **अग्नि-षोमीयं पशुमालभेत् ॥** એ કૃત્વર્થ છે. કર્તૃર્થ હિંસાને તે વચન નિષેધ નથી કરતું તેથી વિધિનું અતિક્રમણ નથી થતું, છતાં શુકલ કૃષ્ણ કેમ! એમ મિમાંસક જઇમીની કહેછે તેને જવાબ દેછે કે, યજ્ઞમાં પશુવધનું પાપ નહિં હતે તો વધ વખતે અધ્વર્યુ વગેરે દૂર શામાટે ખસી જાયછે! પશુને મરણ વખતે કંપારી કષ્ટ થાયછે, તેથી તે અપરાધની ક્ષમા માટે અગ્નિની પ્રાર્થના શું કામ કરાય છે! માટે પાપતો તેથી થાય છેજ, એ નક્કી થાયછે, માટે પ્રાયશ્ચિત્ત કરી તે મટાડવાં. તાત્પર્ય કે, યજ્ઞાદિ કર્મ છે તે શુકલ કૃષ્ણ છે, એવો પાતંજલ, સાંખ્ય, વેદાંત, પંચશિખાચાર્યનો મત એક સરખો છે.

અશુકલા કૃષ્ણ કર્મ (ચોથું).—એટલે ધર્મ અધર્મ બેહુથી રહિત. એવાં કર્મ તો યોગી જ્ઞાની તત્વવિત્ મહાત્માનાં છે. જે કર્મથી પુન્ય પાપ બેહુ નથી, તેથી તેનો જન્મ પણ નથી.

**सतिमूले तद्विपाकाजात्यायुर्भोगाः** અવિદ્યા મૂળને વિષે બધાં જાતિ આયુ: ભોગ થાયછે.

કર્માશય-સંસ્કાર-અદ્રષ્ટ-ધર્માધર્મ કોને ફળ આપેછે? જેને પંચ ક્લેશ છે તેને. ભક્ત યોગી જ્ઞાનીના કલેશ દગ્ધ થવાથી તેને ફળ આપી શકતા નથી-સુખદુ:ખજનક થતા નથી. ભાત ઉપરનું છોડું-છાલું કાયમ રહેલું હોય તોજ તે અંકુર કાઢે (ઉગે). વગર સેકેલા ચણા

ઉગશે, સેક્યા પછી ઉગતા નથી. તેમ, પાંચ કલેશ છે તે કર્માશય ઉપર છોડાંરૂપ છે, તે કલેશ–છોડાં જાય તો સુખ દુઃખ દઇ શકતા નથી. જાતિ, આયુ, ભોગ, એ ત્રણ છે તે કર્મનાં ફળ છે. એ ત્રણ વિપાક છે. વાસના અનંત પ્રકારની છે. કલેશ કર્મ વિપાક નિમિત્તક એક પ્રકારના સંસ્કાર છે તે વાસના. માછીની જાળમાં ગાંઠ હોયછે તેવી અંતઃકરણમાં નાની નાની ગાંઠ હોયછે તે નષ્ટ થાય તો ભક્તિજ્ઞાન થશે. સ્મૃતિના હેતુ જે સંસ્કાર છે તે વાસના છે, તે અનાદિકાલીન્ અંતઃકરણમાં ગ્રંથીરૂપ થઇને પડી છે. શુભ કર્મથી શુભ વાસના, અશુભથી અશુભ પડેછે. ગર્ભમાં બધાં કર્મની સ્મૃતિ થાયછે. ગર્ભાશયમાં ચારે તરફ બાર અંગુલ ફરતો એક પ્રકારનો વાયુ છે તેને બ્રાહ્મવાયુ કહેછે, તેનો સંપર્ક થતાં–એટલે જન્મ થતાં, તે બધી વિસ્મૃતિ થાયછે. સમાધિનાં આઠ અંગનો અભ્યાસ કરતાં મરણ થાય તો બીજે જન્મે તેજ સ્ફુરેછે.

સંસારી ઘણા લોકના સમુદાયમાં ન બેસવું, એકાકી રહેવું, તો તેથી કર્મ સંસ્કાર નબળા બંધાતા નથી; કેમકે એકાંતમાં સ્ત્રી પુરૂષો સાથે વાતચીત કરવાની હોતી નથી. પચાસ વરસ સુધી ધર્માનુકુળ રીતે વ્યવહાર ખેડી લેવો. બધાનાં પેટમાં વાતોની પેટી ભરી છે તેથી સમૂહમાં તો તેઓ અનેક સંસારી વાતો કરશે તે સાંભળવાથી અનેક પ્રકારના સંસ્કાર પડેછે; અને એકાંતમાં તે નથી હોતું તેથી સંસ્કાર સુધરેછે. અંતઃકરણ રૂપ ભૂમિમાંથી રોડાં કચરારૂપ રાજસ તામસ સંસ્કાર કાઢી નાખી શુદ્ધ કરશો ત્યારે જ્ઞાન થશે. તે સર્વ પરિગ્રહનો ત્યાગ કરી એકાંત સેવન કરશો તો થશે.

ઇશ્વરની સૃષ્ટિ કોઇને કશી પ્રતિબંધક નથી. જીવની સૃષ્ટિજ સુખ દુઃખ કલ્યાણાદિ કરનારી છે. આજ સુધી હજારો બાળક મુવાં તેથી કોઇ રડતું નથી, પરંતુ "મારૂં" એવો અભિનિવેશ જેમાં કીધો હોય છે ત્યાં જીવ સૃષ્ટિ છે તેથી રડીકુટી શિર પટકેછે. ધન, સ્ત્રી, પુત્ર, મિત્ર, કશું મોક્ષ પ્રતિબંધક નથી, પણ જેમાં આસક્તિ છે તેજ દુઃખની હેતુ છે. ઘોડાની લગામ તંગ નહીં રાખશો તો તે ગમે ત્યાં પટકી મારશે; તેમ, સ્વભાવથી નેત્રાદિ ઇંદ્રિઓ ચપલ હોવાથી જોવા વગેરેના વિષયમાં દોડેછે તેને રોકી દમન કરશો તો સુખમાં રહેશો. ઇંદ્રિઓને દૈવી શુભ માર્ગે વહન કરાવવું, તે દમન છે. રાજ્ય વગેરે વૈભવ પ્રતિબંધક નથી, માત્ર તેમાંની આસક્તિને હટાવી દેવી, એજ તાત્પર્ય છે.

પરમાત્મા જે કે અતિંદ્રિય પદાર્થ છે તેને માટે શાસ્ત્રજ આધાર છે. **परोक्षं आगमात् सिद्धं** પરોક્ષની સિદ્ધિ વેદથી થાયછે, કેમકે વેદ છે તે યથાર્થ કહેનારા છે.

**यद्वाचानभ्यु दितं येन वागभ्युद्यते ॥** જે બ્રહ્મ વાણીનો વિષય નથી, પણ જેની સત્તા સ્ફુર્તિથી વાણી પોતાનો વ્યાપાર કરેછે એટલે પ્રકાશે છે–બોલાય છે. **तदेव ब्रह्मत्वं विद्धि नेदं यदिद मुपासते ॥** તેજ તું બ્રહ્મ જાણ; ઇદંરૂપતાએ કરીને જેની તું ઉપાસના કરેછે તે બ્રહ્મ નથી.

ઇશ્વરની પૂજા, સુવર્ણ, ચાંદી, તામ્ર, મૃત્તિકા, કાષ્ટ, પાષાણાદિની પ્રતિમાને વિષે થાયછે, માતા પિતામાં થાયછે, ગુરૂ, સંત, બ્રાહ્મણમાં થાયછે, એક પુષ્પ માત્ર લઈને તેમાં પણ થાયછે, જળમાં, અગ્નિમાં, દીપમાં, હાથેલીમાં, અને છેવટે આપણાં આપમાં–પોતાનેજ વિષે થાયછે. **यश्चक्षुषा न पश्यति येन चक्षुषि पश्यति ॥ तदेव०** જે ચક્ષુથી નથી જોતો પણ જેનાવડે નેત્ર જોઇ શકેછે તેનેજ તું બ્રહ્મ જાણ૦ એ રીતે શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિઓથી ભિન્ન, અને તે બધીને સત્તા સ્ફુર્તિ આપનાર કહીને કહેછે કે, **यन्मनसा न मनुते येनाहुर्मनो मतं ॥** જે મને કરીને જણાતો નથી, પણ જેણે કરીને મન સંકલ્પ વિકલ્પ કરેછે. **यतो वाचो निवर्तंते अप्राप्य मनसासह ॥ अवांग् मनस गोचरं ॥** વગેરે શ્રુતિઓ છે તે નિરાકાર વિષેજ કહેછે.

યજુર્વેદના ૪૦મા અધ્યાયમાં મંત્ર છે કે—**सपर्यगाच्छुक्र०×** ભગવાને પણ કહ્યું છે કે, **विष्टभ्याह मिदं कृत्स्न मेकांशेन स्थितो जगत ॥**

દેવ દૈત્યનો સંગ્રામ ચાલી દેવો જીત્યા પછી ઇંદ્રાદિ દેવો બેઠાછે. ત્યાં થોડે છેટે અપૂર્વ સ્વરૂપે પરમાત્મા પ્રગટયા. તેને જોઇ, આ કોઇ યક્ષ કોણ છે તે જાણવાને ઇંદ્રે અગ્નિને મોકલ્યો. તે પાસે આવ્યો પણ જડ–મુંગો બની ગયો. ત્યારે પ્રભુએ પુછ્યું કે તમે કોણ છો? અગ્નિ બોલ્યો કે, હું જાતવેદ–અગ્નિ છું. બધું હું બાળી શકું એવું મારૂં બળ છે. પ્રભુએ એક તૃણ લઇ ફેંક્યું અને કહ્યું કે, લો–આ તૃણને બાળો. અગ્નિએ તે તૃણને બાળવા પોતાની બધી શક્તિ લગાવી, પણ બાળી શકાયું નહીં. થાકીને પાછો ઇંદ્ર પાસે આવી કહેછે કે, કોણ છે તે સમજાતું નથી. પછી વાયુને મોકલ્યો. તે કહે, હું વાયુ–માતરિશ્વાછું. હુંજ બધું ધારણ કરૂંછું અને ઉડાવી દઉંછું. પ્રભુએ તેજ તૃણ ઉડાવવા કહ્યું. તેનાથી પણ તૃણ ઉડાવી શકાયું નહીં. પછી ગર્વથી ભરેલો ઇંદ્ર

આવ્યો. ત્યારે અભિમાની સાથે ભાષણ કરવું યોગ્ય નથી, એમ વિચારી પ્રભુ તિરોધાન થયા. અને આકાશમાં દેવી પાર્વતી આવ્યાં. તેણે કહ્યું કે, એ બ્રહ્મ-પરમાત્મા છે. એના પ્રભાવથી તમારો વિજય થયોછે. સંહિતા ભાગમાં છે કે, **एषो अंतरादित्ये हिरण्यकेशा हिरण्यसमश्रु**૦×અર્થાત્, કમળ જેવાં વિશાળ નિર્મળ જેનાં નેત્ર છે તે સંપૂર્ણ પાપોથી રહિત છે. જે સૂર્યમંડળમાં છે તે હિરણ્ય કેશવાળા છે, વગેરે. તેની જે સૂર્યમંડળમાં ઉપાસના કરેછે તે સર્વ પાપરહિત થાયછે. એ ઇશ્વરનાં સ્વરૂપનુંજ નિરૂપણ કરેછે.

**अशब्दमस्पर्शमरूपं**૦ એવા તથા **एको देवः सर्वभूतेषु गूढः सर्व व्यापी सर्व भूतांतरात्मा**૦× એવા સાક્ષી ચેતનરૂપ ત્રિગુણાતીત સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા છે. તે સર્વ શક્તિ સંપન્ન સબલ હોઇને માયાએ કરીને સગુણ સાકારરૂપો પણ, જ્યાં જે વખતે જેવી જરૂર જણાય છે ત્યાં તે કાળે ભકત જનોનાં રક્ષણ નમિત્તે તે સાધુ ભકતોની શ્રદ્ધા ભકિતને વશ હુવા, ધારણ કરી પ્રતીત થાયછે. દિવ્ય, માયામય, અલૌકિક, ઇચ્છામય, સ્વતંત્ર, એવું તે ઇશ્વરનું શરીર હોયછે. સાધક ભકતોના અનુગ્રહ માટે ઇશ્વરનાં યથેષ્ટ લીલા વિગ્રહ થઇ શકેછે. એવો સાકાર પ્રતિપાદન કરનારી શ્રુતિનો તાત્પર્ય છે. જીવોના જેવું કર્મ જન્ય પરતંત્ર ભૌતિક શરીર તે પ્રભુનું હોતું નથી. ત પરમાત્મા સ્વમહિમ્નિ પ્રતિષ્ઠિત નિરાધાર છે, તેનો ઉપાસના માટે આધાર પણ હોઇ શકેછે. જે સંપૂર્ણ સ્વરૂપ છે તે આદિત્ય સ્વરૂપ પણ છે. સૂર્ય તેનો મહિમા છે તેમાં પ્રતિષ્ઠિત છે. ઇશ્વરને વિષે કારણ શરીર એટલે અજ્ઞાન નથી, તો તેનું સૂક્ષ્મ શરીર પણ નથી; તેમ ભૌતિક સ્થૂળ પણ તે પ્રભુનું નથી હોઇ શકતું. આકાશ વ્યાપક છે તો તે ઘટમાં પણ છેજ. તેમ વ્યાપક ઇશ્વર છે તો તે ગર્ભાશયમાં અને હરેક જગામાં હોઇ શકે છેજ. વ્યાપકની બધે સત્તા છે. એક દેશી પદાર્થનું તેમ બનતું નથી.

**यदायदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहं ॥** તથા
**परित्राणाय साधुनाम् विनाशायच दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥** (ગીતા.)

**अजोपि सन्नव्ययात्मा भूतानामीश्वरोपिसन् ।**
**प्रकृतिस्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥**

ઈશ્વર શા માટે અવતાર લેછે તે વિષે ઉપર કહ્યું તેની પુષ્ટિ પુરાવા રૂપ ઉપરના શ્લોકો છે. ઇશ્વરની ૧૬ કળા વાયુપુરાણમાં કહીછે. સર્વજ્ઞતા, તૃપ્તિ, અનાદિબોધ, સ્વતંત્રતા, નિત્ય અલુપ્ત શકિત, અનંતશકિત, જ્ઞાન, વૈરાગ્ય, ક્ષમા, દયા, ધૃતિ, ઐશ્વર્ય, બલ, તેજ, વીર્ય, સામર્થ્ય અથવા સત્ય સંકલ્પપણું. એવા પ્રભુ કહેછે કે, હું અજ (અજન્મા) છતાં મારી ઉત્પત્તિ પ્રતીત થવી, એજ માયાની નિપુણતા—ચતુરાઇ છે. વડનાં બીજમાં મહા વિશાળ સમર્થ પ્રચંડ વડનું ઝાડ છે તે અતિ સુક્ષ્મ બીજમાં કયાં રહેલું હતું. એ જેમ આશ્ચર્ય છે. તેમ, નિરાકાર નિર્ગુણ નિરવયવ સચ્ચિદાનંદ બ્રહ્મ—ઇશ્વર પ્રભુની કમનીય અવયવો વાળી મનોહર સુંદર મૂર્તિ પ્રતીત થાય છે તે પણ તેવુંજ આશ્ચર્ય છે. વેદમાં મંત્ર છે કે,—**रूपं रूपं प्रतिरूपो बभूव ॥** ઇંદ્ર જે પરમાત્મા છે તે માયાથી, પોતાની અચિન્ત્ય શકિતથી, બહુ રૂપે પ્રતીત થાય છે. ભકતોનાં ધ્યાન માટે પ્રભુ અનેક રૂપો ધરે છે. ઇશ્વરનાં બે પ્રકારનાં રૂપ છે. અનુગ્રાહ્ય અને નિગ્રાહ્ય. નૃસિંહ સ્વરૂપ નિગ્રાહ્ય છે. તેવાં અલૌકિક વિગ્રહનીજ તે વખતે જરૂર હતી તેથી તેવું ધર્યું. રાવણ માટે મનુષ્ય તનુની રામરૂપે જરૂર હતી, કેમકે રાવણને મનુષ્ય તો છેક તૃણવત્ હતું. કંસાદિ તથા કૌરવાદિ માટે કૃષ્ણાવતારની જરૂર જોઇ તેવું રૂપ પ્રતીત કરાવ્યું. ઇશ્વરના એવા અસંખ્યાત અવતાર—વિગ્રહો થયા, થાય, અને થશે. તે બધામાં મુખ્ય દશ અવતાર છે, અને બીજા બધા ગૌણ છે.

**પ્રશ્ન:**—"હું નથી" એવો કોઇને ભ્રમ નથી—સંદેહ નથી; પણ "હું છઉં" એમ બધા વગર શંકાથી જાણે છે. તે આત્મા છે તેજ બ્રહ્મ છે અને સમષ્ટિ આત્મા છે તે ઇશ્વર છે. એ નિઃસંદેહ સિદ્ધ વાત છે, તો પછી તે વિશે વિચાર કરવાનું કારણ શું?

**ઉત્તર:**—કંઇ કારણ નથી, તથાપિ આયુ છે તે રોજ પ્રતિક્ષણ અસત પ્રસંગોએ કરીને વ્યર્થ ક્ષીણ થઇ રહ્યું છે; અને દિનમાં અનેક પરિતાપ થાયછે, તે **हरि चरित सुधाभिः** શ્રી હરિના ગુણ ચરિતરૂપ અમૃતથી સિંચિત કીધું હુવું (આયુ) સફળ થાયછે. તે માટે ઇશ્વર સિદ્ધિનો વિચાર થાયછે—કરાય છે. ઇશ્વર માટેજ કંઇ કરાતો નથી, કેમકે તે તો સિદ્ધજ છે.

નિત્ય, શુદ્ધ બુદ્ધ મુકત સ્વભાવવાળો ઇશ્વર છે, એમ વેદાંતે નિશ્ચય કીધોછે. અનાદિ ઇશ્વર છે; એમ સાંખ્યે ઠરાવ્યું છે. કલેશ કર્મ

વિપાકાશૈરપરામૃષ્ટ; પુરૂષ વિશેષ છે તે ઇશ્વર છે, એમ પાતંજલમુનિએ સિદ્ધ કીધું છે. મહા પાશુપત લોક કહેછે કે, જે નિર્લેપ સ્વતંત્ર છે તે ઇશ્વર છે. શૈવ લોક શિવને ઇશ્વર કહેછે. વૈષ્ણવો પુરૂષોત્તમને (વિષ્ણુને), યાજ્ઞિકો યજ્ઞપુરૂષને, પૈરાણિકો પિતામહને, વિશ્વકર્માને સુથારો ઇશ્વર કહેછે અને ઉપાસે છે. મતલબ કે ઇશ્વર વિષે સંદેહ તો નથીજ, પણ તેની ચર્ચા છે તે એક પ્રકારનું મનન છે, તેથી વિચાર કરાય છે.

વિચાર છે તે વિપ્રતિપત્તિ (એટલે વિરૂદ્ધ જ્ઞાન) વગર થઇ શકતો નથી. ઇશ્વરમાં શું પ્રમાણ છે? એમ કોઇ પુછે તેને ઉત્તર કે, **लक्षणप्रमाणाभ्यां वस्तुसिद्धिः** લક્ષણ અને પ્રમાણે કરીને વસ્તુ સિદ્ધિ થાયછે. **अदृष्टं चेतनाधिष्ठितं अचेतनत्वे सति कार्यजनकत्वात्** ॥ ધર્માધર્મરૂપ અદ્રષ્ટ છે તે ચેતનાશ્રિત છે. તે ધર્માધર્મ છે તે અચેતન (જડ) છે, પણ સુખ-દુ:ખરૂપ કાર્યનાં જનક છે. જેમ, તરવાર, આરી, વાંસલો છે તે અચેતન છે. તેનું કામ એજ છે કે ફાડી ચીરી નાખવું, પણ તે કાંઇ કરી શકતાં નથી. પણ ચેતનનો આશ્રય હોય તો તે કામ કરી શકે. તેમ, સુખ-દુ:ખાદિ ધર્મ ચેતનાશ્રિત હોવો જોઇએ. જ્યાં અચેતન કાર્યજનક છે ત્યાં ચેતન અધિષ્ઠિત છે. સુથારના હાથમાં આરી વાંસલો હોય તોજ તે કામ થાયછે. તેમ તે અદ્રષ્ટનો આશ્રય એક ચેતન માનવો પડશે. અને તે ધર્માધર્મનો આશ્રય ઇશ્વર છે.

ઇશ્વરના અવતારો બહુ પ્રકારે થાયછે. શક્ત્યાવેશ, કલાવેશ, જ્ઞાનાવેશ, ઐશ્વર્યાવેશ, વગેરે રૂપ અવતારો પ્રસંગાનુસાર થાયછે.

અન્ન છે તે પૃથ્વિઆદિ ભૂતોનું કાર્ય છે, તે કંઇ બ્રહ્મ નથી, પરંતુ "અન્ન બ્રહ્મ છે" એમ બ્રહ્મ દ્રષ્ટિથી તે અન્ન, મન, પ્રાણાદિમાં ઉપાસના કરાય છે; તો તેથી એની ઉપાસના કરનારને **सर्वं अस्य अन्नंभवति.** ગમે તેવું ગમે તેનું અન્ન ભક્ષણ કરવાથી તેને પ્રત્યવાય પ્રાપ્તિ થતી નથી. ઉપાસના વિધિને આધીન છે. તેજ રીતે શાલિગ્રામ, શંકરનું બાણ (શિવલિંગ), લાલજી-ઠાકોરજી-બાલકૃષ્ણ, રાધાકૃષ્ણ, રામચંદ્ર, વગેરે પાષાણ, ધાતુ, મૃત્તિકા વગેરેની તે તે દેવની મૂર્તિમાં વિષ્ણુ, શિવ, દ્રષ્ટિથી ઉપાસના થાય છે. વિધિના બળથી પ્રતિમાને વિષે જે દેવત્વબુદ્ધિ થાય છે તે સફળ પ્રવૃત્તિજનક છે. તે પ્રમા જ્ઞાન (યથાર્થ જ્ઞાન) નથી તોપણ અધિકાર અને રૂચિપરત્વે કહેવાય છે. જેમ, એક પિતાના ચાર પુત્ર છે તેની અભિરૂચી-લક્ષણ જોઇને તેવુંજ શિક્ષણ તેનો પિતા આપે છે. એકની

અભિરૂચિ વ્યાપારમાં છે. તે જોઇ તેનો પિતા તેને તેમાં રૂચિ કરાવવાને કહે છે કે, વ્યાપારજ ઉત્તમ છે, નોકરીમાં પરાધિનતા વેઠવી પડે છે, રજા માગવી પડે, વેહેલા–મોડા જવાય તો ઠપકો મળે, ઉપરીને આધીન વર્તવું પડે, તેથી અશક્ત–મૂર્ખ જેવાને તે ( નોકરી ) કામની છે. વ્યાપાર-માંતો સ્વતંત્રતા, મરજી મુજબ જવું, આવવું, વધુલાભ, વગેરે. બીજા પુત્રનું વલણ નોકરી તરફનું જોઈ બાપ તેને કહે છે કે, નોકરીમાં બીજી ફીકરજ નહીં–ખીંટીએ ધોતયું. મહીનો થયો કે મુકરર રકમ આવશેજ; અને વેપારમાં તો બહુ દુઃખ, માલમાં ખોટ જાય તો દુઃખ, જીવ ફીકરમાં રહે, વગેરે. ત્રીજાનું વલણ માતપિતાની અહર્નિશ સેવામાં રહેવાનું હતું. તેને કહે કે, પુંડરિક ભક્ત, ધર્મવ્યાધ, વગેરે માબાપની સેવા પ્રતાપથીજ પ્રભુના પ્રિય અને જ્ઞાનસંપન્ન થયા હતા. અન્ન વસ્ત્રાદિ તો પ્રારબ્ધ કર્મ પ્રમાણે મળવાનુંજ છે. ચોથો વૈરાગ્યસંપન્ન હોવાથી સમાધિનિષ્ઠામાં રૂચિ-વાળો જોઇ તેને દ્રશ્ય જગતનું મિથ્યાત્વ સમજાવી, વિષયો દુઃખરૂપ હોવાથી તેમાં દોષ દ્રષ્ટિ કરાવી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો. પિતાનો આશય કંઇ નોકરી, વ્યાપાર, કામકાજ પ્રવૃત્તિની નિંદામાં નથી, પણ પુત્રને જે રૂચિકર હોય તેની સ્તુતિમાં તાત્પર્ય છે. તેમ, કાર્યબ્રહ્મ અને કારણબ્રહ્મની ઉપાસના કહેવા માટે વેદ શાસ્ત્રાદિમાં અધિકાર પરત્વે કહેવામાં આવ્યું છે.

સંસ્કાર છે તે અધિકાર સંપાદક થાય છે. જેમ બ્રાહ્મણબાળકને ઉપવિત સંસ્કાર થાય તો પછી વેદાધ્યયનનો અધિકાર આવે છે. સંસ્કારથી ગુણની અભિવ્યક્તિ થાય છે. તેમ, પ્રતિમામાં પ્રાણપ્રતિષ્ઠા કરીને પછી પૂજન થાય છે; તેમાં પ્રાણની અભિવ્યકિત થવી જોઇએ, પણ એ પ્રાણ-પ્રતિષ્ઠા કરવાનો અર્થ, યોગિક નથી, પણ પારિભાષિક છે. એટલે તેમાં પ્રાણ આવે છે એમ નહીં, પણ તે મૂર્તિમાં પૂજ્યત્વનો આરોપ થાય, એજ માત્ર છે. એ સંસ્કાર વિશેષનું નામ પ્રાણપ્રતિષ્ઠા છે.

**नित्यं स्नात्वा शुचिः कुर्यात् देवर्षि पितृ तर्पणं ।**
**देवताभ्यर्चनं चैव समिधाधानमेवच ॥** ( મનુ૦ )

દેવોનું પૂજન એ રીતે વેદ, શાસ્ત્ર, સ્મૃતિ, આદિથી સિદ્ધ થયું.

વેદના બે ભાગ છે તેમાં બ્રાહ્મણભાગમાં ઉપનિષદો આવે છે. અર્થાત્, તે જ્ઞાનભાગ છે. ઉપનિષદ એટલે સમીપમાં આવનારનાં સંસાર બંધન શિથિળ કરે છે. પંચાગ્નિ વિદ્યા છાંદોગ્યમાં કહી છે.

**ऋणानि त्रीण्यपाकृत्य मनोमोक्षेनिवेशयेत् ॥**

ત્રણ ઋણને આપી દઈને પછી મનને મોક્ષને વિષે લઈ જવું.

**अध्ययनेन ऋषिणां॰** ગીતા, રામરક્ષા, વેદાધ્યયન, શાન્તિપાઠ, ભાગવત, વગેરેનું અધ્યયન પાઠ નિત્ય કરવાથી ઋષિનું ઋણ અપાય છે.

**यज्ञेन देवानां॰** પંચસૂના દોષ પરિહારાર્થ પંચમહાયજ્ઞ જે રોજ (ગ્રહસ્થે) કરવાના છે તે કર્યાથી દેવઋણ અપાય છે. અથવા અગ્નિમાં અમુક દેવોને ઉદ્દેશીને આહુતિ (ઘૃત વગેરેની) આપવાથી દેવઋણથી મુક્ત થવાય છે.

**प्रजया पितॄणां॰** પ્રજા ઉત્પન્ન કરીને, માતાપિતાની સેવા પ્રેમભક્તિથી કરીને, શ્રાદ્ધાદિ કરીને, અને રોજ તર્પણ કરીને પિતૃનાં ઋણથી મુક્ત થવું.

એ રીતે સ્નાન કરી પવિત્ર થઈને દેવતા, ઋષિ, પિતૃનું તર્પણ કરવું, અને પંચાયતન દેવતાનું (અથવા અમુક ઇષ્ટદેવનું) અર્ચન–પૂજન કરવું.

હવે બ્રાહ્મણપૂજન વિષે કહેછે:—

**अविद्योवा सविद्योवा ब्राह्मणःमामकीतनु ॥** યુધિષ્ઠિરના યજ્ઞમાં બ્રાહ્મણ-ઋષિઓ આવે તેનાં ચરણ ધોવાનું કામ શ્રી ભગવાને માથે લીધું હતું. ગુણ દોષ છે તે વ્યક્તિમાં હોય છે, પણ જાતિમાં નહીં. બ્રાહ્મણ જાતિમાં વિદ્વત્તા કે મૂર્ખતારૂપ ગુણ દોષ નથી, પણ અમુક અમુક વ્યક્તિમાં સંભવેછે. માટે બ્રાહ્મણ આવો નઠારો કે સારો, એમ નહીં કહો; અમુક વ્યક્તિ આવી છે, એમ કહી શકાય.

એ રીતે ૧૪ પ્રકારના સાધારણ ધર્મ કહ્યા.

વર્ણ આશ્રમને ઉદ્દેશીને ધર્મનું જે વિધાન કીધું હોય તેને અસાધારણ ધર્મ કહેછે. તેને માટે ગીતા અ. ૧૮ તથા મનુ અને પારાશર સ્મૃતિ જુવો.

**ब्राह्मण क्षत्रिय विशां शूद्राणांच परंतप ।**
**कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥**

શ્લોકનાં પ્રથમ પદમાં ત્રણ વર્ણનોજ સમાસ કીધો છે, કેમકે દ્વિજત્વ એવો એક ધર્મ ત્રણેમાં અનુગત છે, તે સામાનાધિકરણથી, સમાસ કીધો છે. અનાદિ કાલીન વાસના અથવા પ્રકૃતિ સ્વભાવ છે તે પ્રકૃતિ

જન્યગુણથી વર્ણ વિભાગ પ્રાપ્ત થાયછે. તે ચારે વર્ણનાં કર્મ જુદાં જુદાં છે. શમ, દમ, તપ, શૌચ ક્ષાંતિ, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન, આસ્તિક્ય.

शमोदमस्तपः शौच क्षांतिराजेव मेवच ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजं ॥

એ બ્રાહ્મણનાં કર્મ છે. **शौर्यं तेजो धृतिर्दाक्ष्यं०** શૌર્ય, તેજ, ધૃતિ, દક્ષતા, યુદ્ધમાં પાછા ન હઠવું તે, દાન, ઇશ્વરભાવ, એ ક્ષત્રીનાં સ્વભાવ સિદ્ધ કર્મ છે.

कृषि गोरक्ष्य वाणिज्यं वैश्यकर्म स्वभावजं ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजं ॥

ખેતી કરવી, ગઉરક્ષા, અને વ્યાપાર કરવો, તે વૈશ્યનાં, અને ત્રણે વર્ણની સેવા કરવી, એ શૂદ્રનાં સ્વભાવ સિદ્ધ કર્મ છે. વેદ ભણવા અને ભણાવવા, યજન યાજન (યજ્ઞાદિ પૂજન કરવું તથા કરાવવું) દાન દેવું અને પ્રતિગ્રહ કરવો, એ છ કર્મનો બ્રાહ્મણને અધિકાર છે તેમાં ત્રણ છે તે પોતાનાં કલ્યાણના હેતુ છે, અને ત્રણ છે તે સ્વઉપજીવિકાના હેતુ છે. ક્ષત્રી વૈશે અધ્યયન કરવું, અધ્યાપન એટલે કરાવવું નહીં, યજન કરવું, દાન દેવું એ પ્રમાણે અસાધારણ ધર્મ કહ્યા.

એક શરીરમાં જેમ માથું, હાથ, પગ, કટિ, પેટ વગેરે વિભાગ છે તેમ ચાર વર્ણ મળીને પરમાત્માનું એક શરીર છે બ્રાહ્મણો મુખરૂપે, ક્ષત્રી હાથરૂપ, વૈશ્ય જંઘારૂપ, અને શૂદ્રો છે તે પગરૂપે છે. જંઘાથી કે પગથી મુખનું કામ ન થાય (ખવાય નહીં.) તેથી ઉચિત અધિકારાનુસાર કામ લેવાય છે. પાઘડી તો માથાંપર હોય, પગે નહીં પેહેરાય. તાત્પર્ય કે શૂદ્રને વેદાધિકાર નથી, પણ શ્રવણ કરી જ્ઞાન પ્રાપ્ત કરી કલ્યાણ કરી લેવા સર્વનો હક છે. વિદુરજી, ધર્મવ્યાધ, વગેરે દ્રષ્ટાંતરૂપ છે.

યતિ બ્રહ્મચારી પકવાન્નના અધિકારી છે તેથી તેમણે બ્રહ્મચર્યાવસ્થામાં તથા સન્યાસમાંજ ભિક્ષા માગવી, એ ધર્મ છે. પણ તેજ પુરૂષને ગ્રહસ્થાશ્રમમાં (તે ભિક્ષા માગવી) અધર્મરૂપ છે.

ગ્રહસ્થે બીજાનું અન્ન તો બનતાં સુધી ભોજન કરવાનું નથી, પણ બીજાનું રાંધેલું પણ ભોજન કરવું નહીં (સ્વહસ્તે અગર તે બની નહીં શકે તો પવિત્ર સુશિલા પત્નિ હસ્તે રંધાયલું જમવું), એ ઉત્તમ તપરૂપ

છે બ્રહ્મચર્યનું સમાવર્તન કરીને ગૃહસ્થ થયો કે પછી ભિક્ષા છે તે પ્રત્યવાય રૂપ થઇ પડેછે, તેથી અધિકારચ્યુત થવું તે દોષ છે-અધર્મ છે.

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યને ઉપનયનથીજ અધિકાર આવેછે તે ગર્ભાધાનથીજ ગણતાં ૮-૧૧-૧૨મે વરસે જનોઇ દેવાનું છે; છતાં, મારો પુત્ર જલદી બ્રહ્મવર્ચસ્વી થાય, એવી પિતાની ઇચ્છા હોય તો ત્રણે વર્ણના અનુક્રમે ૫-૬-૮મે વરસે જનોઇ દે. એ મુખ્ય કલ્પ છે, પણ જનોઇ દેવાનો કાળ ૧૬-૨૨-૨૪ વરસ સુધી છે; પછી તે પતીત થાયછે, એવો મનુ, આપસ્તંબ તથા શંખઋષિનો મત છે. બ્રાહ્મણને વસંતઋતુમાં, ક્ષત્રીને ગ્રીષ્મમાં, અને વૈશને શરદઋતુમાં ઉપવિત દેવું. બ્રાહ્મણને મુંજ અથવા બિલ્વની મેખળા, અને વૈશને શણની મેખળા કરવી. બ્રાહ્મણને દંડ કરવો તે પળાસ અગર બિલ્વનો, વટ-ખદીરનો ક્ષત્રીને, પીલુ-ઉદંબરનો વૈશને. તે નહીં મળે તો એકજ પ્રકારનો બધાને ચાલે (જે મળે તે). તે દંડ કેવડો મોટો કરવો? પગથી શિરના કેશ સુધી લાંબો બ્રાહ્મણને, લલાટ સુધીનો ક્ષત્રીને, નાક સુધી લાંબો વૈશને માટે લેવો. બહુ ગાંઠ ન હોય તેવો સીધો દંડ લેવો. ત્રિવર્ણ પ્રજાએ શિખાને ગાંઠ રાખવો-છુટા કેશ ન રાખવા. **सत्यंब्रूयात् प्रियंब्रूयात् न ब्रूयात् सत्यमप्रियं ॥** સત્ય અને પ્રિય લાગે તેવું બોલવું, એ ધર્મ છે, પણ તેમાં કોઇની હિંસા થતી હોય તો તેજ અધર્મ રૂપ છે. હિંસા થતી હોય તેવે પ્રસંગે મૌન રહેવું. શુદ્ર કોને કહેવા તે વિષે વાચસ્પતિ વિધાન, શબ્દ કલ્પદ્રુમ વગેરે ગ્રંથોમાં જોવું. વૈશ્યમાં જેમને યજ્ઞોપવિત નથી તે વ્રાત્ય છે, એટલે પતિત ખરા, પણ શુદ્ર નહીં કહી શકાય. **श्रावयेत् चतुरो वेदान् कृत्वा ब्राह्मणमग्रतः ॥** બ્રાહ્મણને આગળ કરીને ચાર વેદ સંભળાવવા, તે ગમે તે સાંભળે તેની હરકત નથી.

આપદ્ધર્મ છે તેને અંગિકાર કરીને, દેશકાળને અનુસરીને, વેદ અથવા શાન્તિમંત્ર વગેરે સંભળાવાય છે. તેથી ભવિતવ્યની બાધા તો થતી નથી, સૌનાં અદ્રષ્ટને અનુસારજ થશે. મહાત્મા છે તે એ રીતે વેદ ઉપનિષદાદિ શ્રવણ કરાવવા પ્રવૃત્ત થાય છે. એ બીજું કંઇ નથી, પણ શ્રેયનો રસ્તો છે. અંધ લોકોને પ્રાચીન સરળ માર્ગે દોરવેછે, પ્લેગ છે તે ત્વરાથી પ્રાણ લેછે, અને રાજયક્ષ્મા એટલે રોગ છે તે લાંબી મુદતે જીવ લેછે. હાલની વિપત્તિ તો બહુ છે. ધર્મચ્યુત વૈશ્યાદિ દેખાઇ રહ્યા છે; કેમકે યજ્ઞોપવિત સંસ્કાર રહિત થઇ ગયા છે. પણ તે વિપત્તિને પગ

તળે દબાવીને શુરતા-વીરતા ધારણ કરી ભ્રષ્ટ સંસ્કાર માટે ધ્યાન દેવાય તો પૌત્ર વખતે તો પુરી શુદ્ધિ થશે૮. પોતાનાથી અધિક શુદ્ધિ પુત્રમાં થશે, પુત્રથી અધિક શુદ્ધિ પૌત્રમાં થશે. એક શેઠની સ્ત્રી પોતાને માટે સુંદર વાળી બનાવવા તજવીજ કરી રહી છે, ત્યારે શેઠ પોતે તે સ્ત્રીનું નાક કાપવા ધારી રહ્યા છે. તેમ, ઉપવિત લેવાનું તો દૂર રહે છે, અને ચોટલી ( શિખા ) કપાવી નાખી હાલ ઘણા મોજ માનેછે, અફસોસ !!

કેટલાક આચાર્યો કહેછે કે, ગ્રહસ્થાશ્રમ શિવાય બીજો આશ્રમ ( એટલે વિશ્રામસ્થાન ) છેજ નહીં, એવો ગૌતમસૂત્રનો અર્થ છે, પ્રત્યક્ષ શ્રુતિ પણ છે. **अग्निमीले पुरोहितं०**થી આરંભીને **आमलंति** સુધી મંત્ર જુવો. ઋગ્વેદ હોત્રી કર્મમાત્રનું વિધાન કરે છે **हेतोर्भूत्वा०**થી અધ્વર્યુ કર્મનું વિધાન યજુર્વેદ કરેછે; ને સામવેદમાં ઉદ્દગાત્રી કર્મવિધાન છે. જેઓ, હોતા, અધ્વર્યુ, અને ઉદ્દગાતા છે તે બધા ગ્રહસ્થજ હોઇ શકેછે. **यावज्जीवं अग्निहोत्रं जुहुयात् ॥** જીવતાં સુધી અગ્નિહોત્ર કરવો. એથી એમ સિદ્ધ થયું કે, ગ્રહસ્થાશ્રમ છોડવો નહીં. વળી, **कुर्वन्नेवेहकर्माणि०** એ મંત્ર છે. તે કહેછે કે, ૧૦૦ વર્ષ જીવવાની ઇચ્છા કરે તો કર્મો કરીને જીવે. તેથી **नकर्मलिप्यते नरे ॥** તે કર્મલેપ નહીં થાય: અગ્નિની પ્રાર્થના કરેછે કે, **कृतंस्मर**=હે અગ્ને ! તારી પૂજા વગેરે મારૂં કરેલું યાદ કર, અને મને ઉત્તમ ગતિએ લઇ જાવ. અંત્યેષ્ટિ ક્રિયા અગ્નિથી થાય છે તે પણ ગ્રહસ્થજ કરેછે. ત્યારે બ્રહ્મચર્યાશ્રમ શી રીતે કહ્યો ? ઉપવિત પછી વેદાધ્યયનનો કાળ તે, ઉપકુર્વાણ બ્રહ્મચર્ય; અને નૈષ્ટિક તે અખંડ બ્રહ્મચર્ય. **ब्रह्मचर्यं-समाप्य गृहिभूत्वा तदनंतरं वनीभूत्वा प्रव्रजेत् ॥** બ્રહ્મચર્ય સમાપ્ત કરી ગ્રહસ્થ થાય, પછી વાનપ્રસ્થ થાય, પછી સન્યાસી થાય. એવી શ્રુતિ છે. તેથી રાગી ( વિપયાસકત ) લોકોને માટેજ ફકત ગ્રહસ્થાશ્રમ વિધાન છે. વિરાગી માટે ચારે આશ્રમ છે. વાનપ્રસ્થને પણ કર્મમાં અધિકાર છે. તે પોતાની સ્ત્રીને પુત્રનાં રક્ષણ તળે સોંપીને જાય, અને સેવા કરવા ઇચ્છા બતાવી સ્ત્રી સાથે આવે તો લઇને જાય. ઉપનિપદ્દભાગમાં યતિના ધર્મ લખ્યા છે. ઉત્તર મીમાંસા શારીરક સુત્રમાં ચારે આશ્રમ કહેલા છે.

યાજ્ઞવલ્કય કહેછે કે, ગ્રહસ્થાશ્રમમાંજ પાપમાત્રનો ધ્વંસ થઇ જઇ સર્વ ઇંદ્રિયનું દમન થઇ ગયું હોય તો વાનપ્રસ્થ બની વનમાં જવાની જરૂર નથી, પણ ( મરજી હોય તો ) સન્યાસ આશ્રમમાં પ્રવેશ કરી શકે. જ્યાં સુધી ચિત્તમાં પ્રાણી પદાર્થ ઉપર રાગ રહે ત્યાં સુધી સન્યાસ ન લેવો.

**पूर्वाभ्यासेन तेनैव ह्रीयतेह्यवशोपिसः ॥** પૂર્વજન્મના અભ્યાસથી બ્રહ્મચર્યાશ્રમમાંજ રાગરહિત થઇ જવાય તો ત્યાંથીજ સન્યાસી થઇ શકે. અથવા ગ્રહસ્થ કે વાનપ્રસ્થ સ્થિતીમાં જે વખતે જે દિવસે તીવ્ર વૈરાગ્ય પ્રકટી નિકળે તેજ વખતે ચાલ્યો જાય–સન્યાસાશ્રમ લઇ લે **यदहरेव-विरजेत तदहरेव प्रव्रजेत् ॥** પછી બધાં શાસ્ત્રને પણ દૂર ફેંકી દઇ, માત્ર પરમાત્મ ચિંતવન કરે.

સન્યાસ ચાર પ્રકારના છે. તીવ્ર વૈરાગ્યવાળો કૂટિચક છે, તે ગામબહાર પોતાના પુત્રો પાસે ઝુંપડી બંધાવીને રહે અને પુત્રોનુંજ અન્ન ખાય. પુત્રો ન હોય તો સગાં ન્યાત–જાતનું ખાય. ત્રણ દંડ, કાષાય વસ્ત્ર, કમંડલુ રાખે. બીજો–તીવ્રતર વૈરાગ્યવાળો બહૂદક છે. તેપણ ત્રિદંડ, ભગવાં વસ્ત્ર, કમંડલુ રાખે. જગતમાં વિચરે–સાત ઘેરથી ભિક્ષા લાવે. ગામમાં એક રાત્રી, નગરમાં પાંચ રાત્રી રહે. મહિનામાં એકપણ અપવાસ કરે. તપથી શરીર શુષ્ક કરે.* ત્રીજો-તીવ્રતમ વૈરાગ્યવાળો હંસ છે. તે ઘેર બેઠો રહે. અભેદરૂપે બધા દેવનું ધ્યાન કરે. પોતાની પાસે ફકત ઓઢવા પાથરવાનુંજ વસ્ત્ર, પાત્ર, માત્ર રાખે. વૃક્ષનાં મૂળમાં, નદી કીનારે, ગમે ત્યાં વિચરે–વસે. બ્રાહ્મણ માટે ત્રણ દંડ અને વૈશ્યને એક દંડ લેવો. બ્રાહ્મણ પણ એક દંડ લઇ શકે, એમ છેવટે કહેલું છે. ચોથો–પરમહંસ સન્યાસ છે. તે રૂદ્રાક્ષમાલા, ગોદડી, કમંડલું, વગેરે રાખે. શિખા સૂત્ર (જનોઈ) રાખે. સંધ્યાવંદન કરે.

ત્રણ વર્ણને મોક્ષનાં સાધનરૂપ યજ્ઞોપવિત છે. વાગ્દંડ, મનોદંડ, કર્મદંડ, એ ત્રણનાં ચિન્હરૂપ ત્રણ દંડ છે. અર્થાત્, વાણી નિયમમાં રાખે, કામ ક્રોધાદિને વશ રાખે, તથા મૌન એટલે સંકલ્પરહિતપણું રાખે, અને ફળના ત્યાગપૂર્વક કર્મ કરે, તથા પ્રાણાયામ ખૂબ કરે.

**ज्ञानामृतेन तृप्तस्यं कृतकृत्यस्य योगिनः ।**
**नैवास्ति कश्चित् कर्तव्यं पर्महंसः सउच्यते ॥**

કૃત કૃત્ય થયલો યોગી જે જ્ઞાનામૃતથી તૃપ્ત છે તેને કદી કશું કર્તવ્ય નથી. કેમકે પોતાનો ખરો સ્વધર્મ શું છે તે તેઓ યથાર્થ સમજવાનું પ્રયત્ન કરી, વેદશાસ્ત્ર સદ્ગુરૂ, ભકત, સંત, સાધુ, સત્પુરૂપ, મહાત્મા વગેરેથી શ્રવણ કર્યા પ્રમાણે સરસ શ્રદ્ધા, પ્રેમયુકત ભકિત સંપન્ન થઇ વિવેક વૈરાગ્યાદિ સર્વ ચતુષ્ટય સાધનો અમુક અંશે સંપાદન કરવા ખંત

---

* ચાતુર્માસ એક જગે મુકામ રાખે.

શાખી પુરૂષાર્થ કરી-મેળવીને અહર્નિશ સત્સંગ સેવ્યા કરવાના અભ્યાસના પ્રતાપે અપરોક્ષ સાક્ષાત્કાર થયા પછી વાણીદ્વારા આશ્ચર્યના ઉદ્દગાર કાઢે છે કે, અહોહો! અનંત અપાર અખંડ એકરસ પૂર્ણ સચ્ચિદાનંદ ઘન પરમ શિવસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મ તત્વજ સર્વત્ર પરિપૂર્ણ વ્યાપ્ત છે, છે અને છેજ, તેને લોકો લાવવા મથેછે; એટલે પામવા-મેળવવા માટે અનેક સાધનો કરી, અનેક વ્રત યજ્ઞાદિ કરી અનેક તીર્થયાત્રા વગેરે સ્થળે શોધતા ફરે છે. અને દ્રશ્ય પ્રપંચરૂપ-જગતરૂપ ભ્રાન્તિ, જે ત્રણે કાળમાં છેજ નહીં-મિથ્યા ભાસતું રહેછે, અર્થાત્, જે નથી, નથી ને નથીજ, તેને કાઢવા મથેછે, એટલે જગતરૂપ ભ્રાન્તિની નિવૃત્તિ ઇચ્છેછે, એ કેટલું ભારેમાં ભારે આશ્ચર્ય છે. સર્વત્ર સર્વમય અખંડ પૂર્ણ સઘન આત્મતત્વજ ભરપૂર છે તો તૂં છેજ કયાં? તું બીજો રહ્યો કયાં? તું છેજ નહીં. અથવા સાક્ષી દ્રષ્ટા તૂંજ પોતે એક અદ્વૈત અખંડ સિદ્ધ છે. બીજી વસ્તુ-દ્વૈતની કલ્પનાનો અવકાશજ નથી, તો લાવવાનો કયાંથી-પામવા મેળવવાનું શૂં?! સ્વયંસિદ્ધ પરમાત્માજ પૂર્ણ છે તો તે દ્રષ્ટિ કરી તૂં તેમાં ખપી જા. સાગરમાં લહેર તરંગ પરપોટા જળથી જુદા નથીજ. નામરૂપની કલ્પના કાઢી નાખ, તો જગત છેજ નહીં, પણ અસ્તિ ભાતિ પ્રિયરૂપ એટલે સત્ ચિત્ આનંદરૂપ સદ્દગુરૂ પરમાત્મ તત્વજ ભરપૂર છે, તેજ તારૂં આત્મસ્વરૂપ છે.

એ પ્રમાણે જ્ઞાનામૃતે કરીને તૃપ્ત થયલા જીવન્મુક્ત સત્પુરૂષો ઉદ્દગાર કાઢી યથાર્થ સ્વધર્મનું ભાન કરાવે છે, તેઓને લેખક સવિનય સપ્રેમ શ્રદ્ધા પ્રયુક્ત અભેદભાવે સાષ્ટાંગ પ્રણામ અર્પિ આ **ધર્મ પ્રકરણ**ની સમાપ્તિ કરતો, ઉપસંહારમાં ધર્મનું પારમાર્થિક સ્વરૂપ તથા અંતિમ વકતવ્ય કહીને વિરમેછે.

**चला लक्ष्मीश्चलाः प्राणाः चला जीवित मंदिरे ।**
**चला चलेच संसारे धर्म एकोहि निश्चलः ॥**

એક ગરીબ છતાં વિદ્વાન પંડિત હતા, તે રાજા પાસે ભાગવત સંભળાવવા ગયા. રોજ સંભળાવે છે. ૭ માસ થયા. રાજા તરફથી કંઇ મળ્યું નથી અને મોદીનું દેવું થયું. સમાપ્તિને દહાડે રાજાએ રૂા. ૧) આખો મુકયો. મુકામે આવી મોદીને આપ્યો, પણ તેના દેણા ચાળીસેક થયાછે તેની ફીકર કરેછે. તે જોઇ મોદી કહે, માહારી ચોઠી હું ફાડું છું એટલે તમને અર્પણ કરૂંછું. પંડિત કહે, ધન્ય છે. તમને, પણ ફેર જઇ

શું મુખ બતાવીશ. મોદી કહે, જમો તો ખરા. નોકરને ચાર પૈસા આપી શાક લેવા મોકલ્યો. અહીં રાજાને સ્વપ્ન (તેજ રાતમાં) થયું કે, માથું ધડ જુદાં પડયાં, એટલે મૃત્યુ થયું. તેથી સવારે ગુપ્તદાન કરવાનું ઠરવાથી એક કોહોળું મગાવી તેમાં બે હજાર મોહોર ભરીને, એક બ્રાહ્મણ ભિક્ષા માગવા આવ્યો તેને આપી દીધું. રાજા સાહેબ તેથી શું કહે સ્વસ્તિ કહીને તે દાન લીધું, પણ ભાર ઉંચકી ભીખ માગવા જવું કઠણ જાણી રસ્તે વિચાર કરેછે, એટલે પેલો મોદીનો નોકર તે કોહોળું જોઈ પુછેછે કે, વેચવું છે? પેલો કહે, હા. ચાર પૈસા માગ્યા તે આપી લીધું અને પંડિતને જઈ શાક કરવાને આપ્યું. પંડિતે કાપતાં મળેલી મોહોરથી સંતોષ પામી શાક કીધું. બીજે દહાડે પેલો બ્રાહ્મણ પાછો ભિક્ષા માગવા ગયો તેને બોલાવી રાજાએ પુછ્યું કે, કાલે શાક કરેલું કે? બ્રાહ્મણ કહે, હાજી, બહુ સુંદર. રાજા કહે, શાક કીધું હતે તો આજે માગવા નહીં આવતે. તેથી ધમકી આપી પુછતાં વેચ્યા વિષે કહેવાથી તે નોકરને બોલાવી પુછતાં તેજ પંડિત પાસે ગયું છે એમ જાણી રાજા ખૂબ હસ્યો. અને સંતોષ પ્રાપ્ત રહેવારૂપ તે બ્રાહ્મણે સ્વધર્મ પાળી, દીનતાથી રાજા પાસે કંઇ માગણી ન કરતાં છ મહીને ફકત રૂા. ૧) લઇ ખુશીથી ચાલ્યો ગયો, તેથી ખુશ થઇ તે બ્રાહ્મણને બોલાવી મગાવીને સારૂં માનપાન આપી બેસાડી પૂજા સત્કાર કરી તેના આવા સંતોષ માટે બહુ સ્તુતિ કરી તથા પ્રારબ્ધને પણ વખાણીને પંડિતને પાંચે પોશાક તથા સુવર્ણના અલંકારો સાથે એક હજાર મોહોર બીજી આપી વિદાય કીધા. બ્રાહ્મણે અસંતોષ સેવવા રૂપ અધર્મ નહીં કરતાં સંતોષરૂપ ધર્મ પાલન કીધો, તો તે ધર્મે પોતેજ તેનું રક્ષણ કરી સર્વ ઇષ્ટ સિદ્ધ કીધું.

**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ॥**

એક ફકીરે કુતરો પાળેલો તે ત્યાંજ બેસી રહેતો. એક વખતે બાદશાહ આવ્યા તેણે તે કુતરો જોઈ કહ્યું કે, આ કુત્તા બહોત અચ્છા હૈં. ફકીરજી! તુમને કિંઉં રખ્યા હૈં? ફકીર બોલ્યા કે, તુમ ઔર હમસે અચ્છા હૈં, ઇસ લિયે. કારણ કે થોડી રોટીપર રહેછે. થોડું સુકું પાકું ખાઇને પણ માલીકનું બારણું-સેવા છોડતો નથી. અને આપણ લોકોને માલીકે-પ્રભુએ જોઇએ તે કરતાં જાદે ઉત્તમ સઉ આપ્યું છે, છતાં તે ઇષ્ટ દેવને યાદ પણ કરતા નથી, તેથી મનુષ્ય કરતાં સેવા ધર્મ સમજનાર એ કુતરો ઘણો સારો છે.

**ज्ञाने मौनं क्षमाशक्तौ॰** જ્ઞાન થયા છતાં મૌન સેવે, એટલે જરૂર જેટલુંજ બોલે. સામર્થ્ય શક્તિસંપન્ન હોવા છતાં ક્ષમા રાખે તો બહુ શોભે છે. **विद्वान कुलिनो न करोति गर्वः ॥** વિદ્વાન હોઇને કુળવાન હોય તો તે ગર્વ નથી કરતો. ત્રણવાર તમે કોઇનો ગુન્હો કરો અથવા તેનું અનિષ્ટ વિચારો, અને તે તમને ક્ષમા કરે–કશું બોલે નહીં, તો કુદરત તરફથી ફળ મળેછે. અપરાધીને અમુક દંડ સજાનું અને ક્ષમા કરનારને લાભ, સુખ, ઉન્નતિ, વગેરેનું ફળ મળેછે. ક્ષમા બીજે બધે કરવાની છે, પણ કોઇ દુષ્ટ પતિવ્રતાની લાજ લુટતો હોય, સંતને કોઇ લુટતું હોય, એવી જગે ક્ષમા કરવાની નથી.

હવે સંક્ષેપમાં, ધર્મ વિષે, માખણ ઘી રૂપ સાર સત્વરૂપે અર્થાત્,– ધર્મનું પારમાર્થિક સ્વરૂપ કહીને, એ વિષયની સમાપ્તિ કરાય છે.

ધર્મ એટલે પારમાર્થિક વાસ્તવ દ્રષ્ટિએ તો, તત્સત્ પરમાત્મા શ્રીહરિ ગુરૂરૂપ પરમતત્વ છે. તે પરમાત્માનુંજ અવલંબન કરીને રહેનાર ધર્મ-પરાયણ અથવા પરમેશ્વર પરાયણ ધર્માવલંબી સંત, યોગી, જ્ઞાની, સાધુ, સત્પુરૂષ, મહાત્મા, ભકત છે તેઓ ધર્મરૂપજ છે અથવા શ્રી હરિગુરૂ રૂપજ છે. એટલે પરમાત્માની દિવ્ય મૂર્તિઓ અગર દૈવી વિભૂતિ છે. **देवोभूत्वा देवं यजेत् ॥** દેવ બનીને દેવનું યજન–પૂજન કરવું. એ શાસ્ત્ર વચનાનુસાર જે પરમેશ્વર પરાયણ છે તે શ્રી હરિગુરૂ પરમાત્મ રૂપજ હોવાથી તેવા ધર્માવલંબી પરમાત્મ પરાયણ તન્નિષ્ટ ભકત, ગુરૂ, સંત, સાધુ, સુજન, મહાત્માની સંગતિ અહર્નિશ કરનાર સુજ્ઞ વિવેકી જનો પણ, તેમનાથી દૈવી ભવતારક દિવ્ય વાણી શ્રવણદ્વારા, ઉત્તમ સંસ્કાર પ્રાપ્ત કરી, તે ધર્મરૂપ અથવા પરમાત્મ સ્વરૂપે બની રહે છે. માટે સદા સર્વદા, શ્રેયસ્‌ની ઇચ્છાવાળા મુમુક્ષુજને તો તેવા સત્પુરૂષોનોજ સંગ સેવ્ય છે.

ઐહિક ( આ લોકનાં ) અને પારલૌકિક ( સ્વર્ગ વગેરે પરલોકનાં ) વિષય વૈભવાદિની કામનાવાળા માટે કર્મકાંડમાં નાનાવિધ પ્રકારે અનેક કર્મનું વિધાન છે. તે કર્મ કરતાં કરતાં તે સુખદુઃખનો અનુભવ ધ્યાનમાં આવતાં કોઇ પુણ્ય સંસ્કાર બળથી તે સર્વે વિષય વૈભવાદિમાં ક્ષણિકત્વનું ભાન થતાં તુચ્છત્વબુદ્ધિ થવારૂપ વૈરાગ્ય પ્રકટે છે તો તેના પ્રભાવે નિષ્કામ બની આસકિત રહિત શ્રી સદ્‌ગુરૂ પરમાત્મ પ્રિત્યર્થેજ સત્કર્મ, નિત્ય નૈમિત્તિકકર્મ, અતિથી સત્કાર, સંત–મહાપુરૂષ, માત–પિતા, ગુરૂ, પતિ, પુત્ર, પૌત્ર, પુત્રી, સજ્જનોની સેવા, દાન, દયા, ક્ષમા, મધુર ભાષણ, વગેરે

કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે. તે થવાથી સ્વજ્ઞાનનો અધિકાર આવે છે, ત્યારે પરમાત્મા હરકોઇ ગુરૂ, સંત, સાધુ, પિતા, મહાત્મા, યોગી, જ્ઞાની કે ભક્તરૂપે પ્રતીત થાય છે, તેની સમીપ જઇ નમ્રભાવે ભવાબ્ધિ તરવાની ઉત્કટ જિજ્ઞાસાથી શરણુ થતાં તેઓ અધિકાર જોઇ તત્ત્વમસ્યાદિ મહાવાક્યનો ઉપદેશ કરે છે. તેનો વિચાર કરતાં અંતર્યામિ સદ્‌ગુરૂના પ્રસાદથી અપરોક્ષ સાક્ષાત્કાર થતાં सोऽहं એવું જ્ઞાન થાય છે. ત્યારે દેહાત્મબુદ્ધિથી જીવત્વનું અહં મમત્વ જે મનાઇ ગયલું તે ભ્રાન્તિજન્ય મિથ્યા સમજાયાથી તે અહંમમત્વ મરી પડીને તે સચ્ચિદાનંદઘન ત્રિગુણાતીત શાન્ત પરબ્રહ્મ તત્વરૂપ સાક્ષીદ્રષ્ટા અસંગ આત્મવસ્તુમાં તે અહંમમત્વ લય પામે છે અથવા સ્થપાય છે. એટલે આ પ્રતીત થતું અને ગુપ્ત સઘળું તે પરમાત્મ રૂપજ હોવાથી વાણીથી અને મનથી તેવો અનુભવ કરી બોલે છે અને માને છે કે, હું રૂપે અને આ સર્વ વિશ્વરૂપે તૂંજ છે. હું એવું તારાથી પ્રથક બીજું કંઇ છેજ નહીં. અથવા તો સર્વરૂપે હૂંજ અખંડ એકરસ સિદ્ધ છું. एकमेवा द्वितीयं ब्रह्म नेहनानास्तिकिंचन ॥ એ રીતે નિઃસંકલ્પ શાન્ત સ્વસ્થ શ્રી હરિગુરૂમય બની રહેવું તેનેજ વાસ્તવે ભગવચ્ચરણ થયો કહી શકાય છે. તેવાને માટે કોઇપણ વિધિ નિષેધરૂપ કર્મ ફરજીયાત-કર્તવ્ય શેષ રહેતું નથી. તેજ શ્રી પ્રભુએ ગીતા અ. ૧૮ છેવટ ભાગે, વૃત્તિને વેગ આપી નિશ્ચય અને પ્રતિજ્ઞારૂપે વાણીમાં પણ વેગ પ્રેરી કહ્યું છે કે,

**सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुच ॥**

ભગવાન વસિષ્ઠ મહામુનિએ યોગવાસિષ્ઠ મહારામાયણનો શ્રી રામચંદ્રને ઉપદેશ કરી છેવટે ટૂંકમાં એજ કહ્યું કે,–ભોગેચ્છામાત્ર તે બંધ છે, અને ભોગેચ્છા નહીં થવી તે મોક્ષછે. માટે વાસના રહિત **શાન્ત–મૌન** ધારણ કરી રહેવું, તે સર્વોપરિ–ઉચ્ચતમ મહાગિરિશ્રૃંગરૂપા–અંતિમ શ્રેયસ્કર અખંડ સુખ–આનંદમય સ્થિતી છે. તેજ, સર્વોત્તમ–પુનરાવૃત્તિ રહિત પરમ શાન્ત સચ્ચિદાનંદઘન પરમ શિવપદરૂપ ધામમાં અભેદભાવે તત્સદ્રુપે સ્થાપનાર, સર્વોત્કૃષ્ટ અંતિમ **પરમ ધર્મ** છે. અથવા. એજ, ધર્મરૂપ દિવ્ય ભવ્ય મહામંદિરનો ઉપરનો ધ્વજા પતાકાયુક્ત મુક્તામણિ માણિક્યાદિ દિવ્ય રત્નમય અંતિમ કળસ છે. ॥ ॐ तत्सत्. ॥

——:·:——